શ્રીમદ્

# ભગવદ્ગીતા-જ્યોતિ

મગનભાઈ ચતુરભાઈ પટેલ.
બી.એ. એલએલ.બી. બૅરીસ્ટર એટ લૉ.
અમદાવાદ.



સને ૧૯૨૭ ] [ પ્રત ૧૦૦૦

સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસમાં મૂળચંદભાઈ ત્રીકમલાલે છાપ્યું.
પાનકોર નાકા-અમદાવાદ.

કિંમત રૂ. ૩-૦-૦

# આ લેખકનાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | ઉપનિષદ્-જ્યોતિ ભા. ૧ .... | .... ૪—૦—૦ |
| ૨ | ઉપનિષદ્-જ્યોતિ ભા. ૨ .... | .... ૪—૦—૦ |
| ૩ | ભગવદ્ગીતા-જ્યોતિ .... | .... ૩—૦—૦ |
| ૪ | બ્રહ્મમીમાંસા-જ્યોતિ .... | ... ૫—૦—૦ |
| ૫ | અભિજ્ઞાનશકુંતલ ( ગુજરાતી ) | .... ૧—૪—૦ |
| ૬ | વૈદેહી વિજય (નાટક) .... | .... ૦—૯—૦ |
| ૭ | કુસુમાંજલિ (કાવ્યો) .... | .... ૦-૧૨—૦ |
| ૮ | કાવ્યાર્થ પ્રદીપ ( કાવ્ય ચર્ચાત્મક ) | .... ૦—૮—૦ |
| ૯ | ક્ષાત્રપાળ (વે. સ. ધ. સ.) પાસેથી | .... ૦—૩—૦ |
| ૧૦ | સ્વદેશી હીલચાલ .... | .... ૦—૨—૦ |
| ૧૧ | શિક્ષકનું કર્તવ્ય .... | .... ૦—૧—૦ |
| ૧૨ | Studies in Land Revenue & Economics. ... | ... ૧—૦—૦ |

# શ્રુતિ.

" ( અવ્યક્તાત્મન્ ) ઈશ્વર ( ભાવે થઇ, ) ક્ષર અને અક્ષર, વ્યક્ત અને અવ્યક્ત, એમ સંયુક્ત ( જોડેએજ ) થએલા આ વિશ્વને પાળે છે ( તેનું ભરણ કરે છે ); અને અનીશ (ભાવે થતાં, જીવ) આત્મા ભોક્તૃભાવથી બંધાય છે. તે ( બદ્ધઆત્મા ) દેવ( સ્વરૂપ )ને ઓળખીને પછી બધા પાશોમાંથી મુક્ત થાય છે. ( શ્વેતા. ૧. ૮ ).

" જ્ઞાની અને અજ્ઞાની ( એવા ) બે અજ છે, ( એક ) ઇશ અને ( બીજો ) અનીશ છે; તેમજ, એક અજા (માયા) છે, તે ભોક્તાના ભોગને અર્થે પ્રયોજાયલી છે; અને જરૂર, (એક) વિશ્વરૂપ અનંત આત્મા ( અધિષ્ઠાન રૂપે ) અકર્તા છે. આ ત્રણેયને એમ (એટલે માયાની ઉપાધિએ ભિન્ન અને પરમાર્થતાએ એક જ ) સમજે, ત્યારે એવો એ (જ્ઞાની) બ્રહ્મ ( રૂપે થાય ) છે. " ( શ્વેતા. ૧. ૯ )

" ગુણોના અન્વય( એટલે પરિણામી સંબંધ )વાળો ( થતાં, ઇશ્વરભાવે ) જે ( કર્મનાં) ફળ (આપવા રૂપી) કર્મોનો કર્તા છે, અને એવાં કૃત(કરેલાં કર્મો)નો (સ્વભાવે) એજ ભોક્તા છે, એવો તે વિશ્વરૂપ, ત્રિગુણાત્મક, ત્રણ માર્ગ (ધર્મ,અધર્મ, અને જ્ઞાન ) વાળો પ્રાણાધિપ ( પ્રાણનોય પ્રાણ ) પોતાના કર્મોએ કરીને ( જગત્ રૂપે ) સંચરે છે. ( શ્વેતા ૫. ૭. )

# ભગવદ્ગીતાની

## પ્રસ્તાવના.

૧

ગીતાનું જગન્મોહક સ્વરૂપ.

ગીતાનું આ જગન્મોહક કાવ્ય અહીં આર્યના જીવન વ્યવહારમાં પ્રમાણભૂત શાસ્ત્ર બની રહ્યું છે. ઇસ્વી સન પૂર્વ કેટલાંય વર્ષો ઉપર પણ હિન્દુસ્થાનના વિદ્વાનો એના વાક્યને માથે ચઢાવતા, અને ત્યાર પછી કેટલાંય વર્ષથી તેનો અર્થ કરવામાં હજારો યુક્તિ પ્રયુક્તિઓ વાપરી પોતાના અભિપ્રાયને તેની સાથે સંમત કરવા તેઓ મથતા; અને એવા ગીતાને સંમત થએલા વિચારનેજ આચરવા યોગ્ય ધર્મ તરીકે આર્ય પ્રજા સ્વીકારતી. આથીજ આપણે અહીં વેદાન્તના પ્રમાણભૂત સિદ્ધાન્તના નિર્ણયમાં ઉપનિષદ્ અને બ્રહ્મસૂત્રોની સાથે ત્રિજા પ્રસ્થાન તરીકે આ ભગવદ્ગીતાનો સ્વીકાર થયો છે. ગીતાનું આવું માહાત્મ્ય અત્યારેય અહીં એકે અવાજે આપણી પ્રજાએ સ્વીકારેલું છે.

એમાં ક્રાઇસ્ટના વિચારો જોવાની ખ્રિસ્તીઓની લોલુપતા.

પશ્ચિમની જે પ્રજાઓએ ક્રીશ્ચીઆનીટીના સંસ્કારે કેળવણીમાં અને વ્યવહારની પ્રગતિમાં અત્યારે ઉચ્ચ સ્થાન મેળવ્યું છે, તેમને પ્રથમ એવું ઠસવવામાં આવેલું કે ક્રીશ્ચીઆનીટીના સંસ્કાર વગરની પ્રજાઓ તો ધાર્મિક બુદ્ધિના વિકાસમાં કેવળ બાળકજ છે. અને આવા સંસ્કારવાળા પાશ્ચિમાત્ય વિદ્વાનો પહેલાં એમ માનતા પણ ખરા, કે એમના દેશો સિવાયના બીજા કોઇપણ દેશમાં ઉંચા જીવનની ભાવના કે વ્યવહાર અશક્યજ છે. આવા અજ્ઞાનની માનસિક સંકુચિતતાના પરિણામે જ્યારે આ ગીતાનું મોહક કાવ્ય પ્રથમ એમની દૃષ્ટિએ પડયું ત્યારે તેઓ અત્યંત ચકિત તો થયા, છતાં એમને એમજ લાગવા માંડયું, કે ક્રીશ્ચીઆનીટીના સંસ્કાર વિના આવો પ્રજ્વલિત બોધ એના આવા સુંદર સ્વરૂપમાં આવી શકે જ નહીં. અને તેથી એવો એક પક્ષપાતી

મત એ વિદ્વાનોમાં પ્રચલિત થયો કે, ગીતા ક્રાઇષ્ટના અવતાર પછી તેના સિદ્ધાન્તોમાંથી ઉપજાવી કહાડી છે: અને શ્રી કૃષ્ણનું ચરિત્ર પણ ક્રાઇષ્ટની કથાઓમાંથી ભાગવતાદિ ગ્રંથોમાં બ્રાહ્મણોએ કલ્પિત રચી કાઢયું છે! આવા મતના પ્રવર્તકોમાંના મુખ્ય ડૉ. એફ. લોરીન્સરની તમામ દલીલોને અત્યંત ધૈર્ય અને ન્યાય શાસ્ત્રનાજ નિયમોથી ચારે બાજુએ તપાસીને, એવા મતના પ્રવર્તકોનું આ વિષય સંબંધી અજ્ઞાન, તેમજ એમના જન્મના સંસ્કારે આણેલા પક્ષપાતના આવેશે એમના પોતાનાજ ધર્મની કેટલીક સર્વસંમત હકીકતમાં પણ પાડેલી ભૂલોને સંપૂર્ણ પ્રકટ કરતાં, આપણા માન્યવર કાશીનાથ ત્ર્યંબક તેલંગે સને ૧૮૭૫ માં એમના ગીતાના ભાષાન્તરની પ્રસ્તાવનામાં એવા મતને ખોટો ઠરાવ્યો હતો. અને વળી ત્યાં એમણે કેટલાંક સબળ કારણો બતાવી ગીતાના કાળનું સૂચન પણ કર્યું હતું. ત્યારપછી શ્રીમાન તેલંગ મુંબઇની હાઇ-કોર્ટના ન્યાયાધીશ થયા. અને જે પંડિત મેક્ષમુલરના પ્રકૃતિજન્ય પક્ષપાતના ઉપર પૂર્વે એમણે પ્રહાર કર્યો હતો તેજ પંડિતે એમના વિશાળ વાંચન, અને એમની વિવેચક ન્યાય બુદ્ધિના પ્રભાવથી આકર્ષાઇને 'સેક્રેડ બુક્સ ઓફ ધી ઇષ્ટ'ની ગ્રંથમાળામાં ગીતાનું અંગ્રેજી ભાષાન્તર કરવા એમનેજ આમંત્ર્યા.ન્યા. તિ તેલંગે ત્યાં કરેલું સુંદર ગદ્ય ભાષાન્તર વોલ્યુમ આઠમાં પ્રકટ થયું છે, અને તેની પ્રસ્તાવનામાં એમના વિસ્તૃત જ્ઞાનના ફળ રૂપે દીર્ઘ ચિંતન કરીને એમણે ગીતાનો કાળ મોડામાં મોડો ઇસ્વી સન પૂર્વે ૩૦૦ ની પહેલાંનો નિર્ણિત કર્યો છે. ગીતા તેનાથી પ્રાચીન કેટલી છે તે નિર્ણય કરવાનાં તે વખતે બરાબર સાધન ન્હોતાં એવું એમને જણાયું હતું.

પ્રાકૃતિક પક્ષપાતનું સૂક્ષ્મ સ્વરૂપ.

ત્યારપછી થએલાં અનેક ભાષાન્તરોમાં ગીતાનું એક જર્મન ભાષાન્તર ડૉ. ગાર્બેએ પ્રકટ કર્યું છે, અને તેની પ્રસ્તાવનાનું અંગ્રેજી ભાષાન્તર સને ૧૯૧૮માં મુંબઇની યુનીવરસીટીએ વીલ્સન કોલેજના વડા પાદરી ડૉ. મેકીગન પાસે કરાવ્યું છે. તેમાં ગીતા ક્રાઇષ્ટના જન્મ પહેલાંની એટલે ઇસ્વી સન પહેલાં બીજા સૈકાના પૂર્વાર્ધની છે, એવો સ્પષ્ટ સ્વીકાર થયો છે. પરંતુ એના સુંદર પ્રબંધમાં બ્રહ્મની એક વ્યક્ત ઇશ્વર–ભાવના, અને બીજી અવ્યક્ત ભાવના,

એ બે ભાવોમાં અનિવાર્ય વિરોધ કલ્પીને, તેવો વિરોધ સમજાવવાને અત્યારની ગીતા તે પ્રાચીન ગીતા નથી, પરંતુ પ્રાચીન ગીતાના વ્યક્ત ઇશ્વર ભાવના વાળા કેટલાક ભાગને કાયમ રાખીને અવ્યક્તની ભાવના આખી ગીતામાં પાછળથી ભેળવી છે, અને એવી આખી નવી ગીતાને લખતી વખતે શ્રી કૃષ્ણને ભગવાનના અવતાર તરીકે ગણીને એ કૃષ્ણને અવ્યક્તનું વેદાન્ત સ્વરૂપ આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે એવો, અને એવો નવો ભેળવેલો ભાગ ઇશુના જન્મ પછીથી એટલે ઇસ્વીસનના બીજા સૈકામાં ભેળવીને લખાયો છે, તેથી જો કે એવો સ્પષ્ટ પુરાવ મળી શકતો નથી છતાં, તેમાં ક્રીશ્ચીઆનીટીની અસર થએલી હોય એવા સંભવનો તો સંદેહ નથી એવો, અભિપ્રાય એમણે પ્રકટ કર્યો છે. ન્યાયમૂર્તિ કાશીનાથ તેલંગની વિવેક બુદ્ધિના ઉપર ટકોર કરનાર આ વિદ્વાનનો સ્વાભાવિક સૂક્ષ્મ પક્ષપાત અહીં કેવા નવા સ્વરૂપમાં દેખાયો છે, તે જોતાં પ્રકૃતિના સ્વભાવનો આવો અનુભવ આશ્ચર્ય ચકિત કરે છે. એમણે દશ વખત ગીતાને વાંચ્યા પછી ઠરેલ પણે બાંધેલા આવા વિચારમાંથી પણ, પ્રસંશનીય પ્રયત્ન કર્યા છતાં, સ્વાભાવિક પક્ષપાત ખસ્યો જણાતો નથી! અને એવા પક્ષપાત અને ન્યાય વૃત્તિની વચ્ચે ચાલેલા જઘડામાં આવા વિદ્વાનથી, ઉપનિષદોમાં પગલે પગલે શ્રુતિએ પ્રકટ કરેલું વ્યક્તાવ્યક્ત બ્રહ્મના અધિષ્ઠાનરૂપે રહેલા 'પુરૂષ' કે સદ્‌ના અભિન્ન અને નિષ્કલ ચૈતન્ય તત્વનું સતાનત વેદનું જ્ઞાન ભૂલાયું! અને આવા સૂક્ષ્મ રાગમાં રંગાયલી દષ્ટિમાં વ્યક્તાવ્યક્તનો, નવી ગીતાના લખનાર કૃષ્ણના કોઇક ભક્તેજ દાખલ કર્યો હોય એવો, અનિવાર્ય વિરોધ કલ્પાયો!

વેદના જ્ઞાનની દષ્ટિએ વ્યક્તાવ્યક્તમાં અનિવાર્ય વિરોધ કદિ દેખાયોજ નથી. ઉપાધિએ દેખાતા એવા વિરૂદ્ધ વિકારો તો એમના અધિષ્ઠાનાત્મક પરમ ચૈતન્યાત્મક 'નિશ્ચળ પુરૂષ'ના દર્શનમાં ઉડીજ જાય છે એવું વેદાન્તનું પરમ દર્શન છે. અને આજ દષ્ટિ આખી ગીતામાં યોગીના ધ્યેય રૂપે પ્રતિપાદ્ય વિષય બની રહી છે. અને તેજ સત્ તત્ત્વ સર્વનું આત્મન્ હોઇ પુરૂષનું, વિવિધ વિકારોમાં દેખાતું એકજ નિશ્ચળ

અને અભિન્ન સ્વરૂપ છે, અને તેને ગીતામાં પ્રકટ કરતાં શ્રી કૃષ્ણ, વેદમાંના ઋષિ વામદેવાદિની પેઠે, 'તે જ હું છું' એવું સત્ય વારંવાર કહી રહ્યા છે. અહીં કાર્યાત્મક વિકારોમાં દેખાતા વિરોધો કારણમાંય અનિવાર્ય છે એમ માની લેઇને, તે ગીતામાં શી રીતે પેઠા તે બતાવવાને, કોઈ સ્થળે નહીં દેખાયલી એવી અત્યારની ગીતાથી જૂદી એક પ્રાચીન ગીતાની કલ્પના કરી, તેમાં નવો મત ઉમેરી દેઇ આખી ગીતા ફરીજ લખાઇ, અને હિન્દુસ્તાનમાં તે વખતે પ્રચલિત સર્વ પ્રતોમાં એકી વખતે એવો ફેરફાર થયો, અને કૃષ્ણનું એવું માહાત્મ્ય વધારવાનો વિચાર, કૃષ્ણના આખા વંશનો ઉચ્છેદ થયા છતાં, બધાયને એકી વખતે આવ્યો, એવી અનેક કઢંગી કલ્પનાઓનો તેમને આશ્રય લેવો પડયો. વળી આવા કલ્પિત વિરોધના પુરાવામાં જે નવા શ્લોકોને ઉમેરેલા તરીકે એમણે બતાવ્યા છે તે ઘણુ ખરા આગળ પાછળના જૂનીં ગીતાના શ્લોકોથી વિખુટા પાડી શકાય એમ નથી, એવું કોઇ પણ નિરપેક્ષ અભ્યાસીને જણાયા વગર નહીં રહે. કારણકે, તેવા શ્લોકો કાંતો આગળ પાછળના શ્લોકોમાં રહેલા વિચારનું સ્પષ્ટી કરણ કરનારા, કે તેમાંના વિચારના ફળ રૂપે વિષયને વધારનારા છે, અને તેમને ઉપાડી લેતાં જૂની ગીતાનું અંગ જરૂર ખંડિત અને અધુરૂંજ લાગે તેવા છે. વળી ગીતામાં કોઇ ક્ષેપક અંગ પેઠું છે કે નહી, તેનો ખાસ અભ્યાસ કરીને તેની શોધ કરનારા અન્ય અનેક પાશ્ચિમાત્ય વિદ્વાનોએજ એવો સ્પષ્ટ અભિપ્રાય જણાવ્યો છે, કે ગીતાનું અત્યારનું અંગ જરાય અગત્યના ફેરફાર થયા વગરનું છે, અને તેનું સુંદર કલેવર મૂળ ગીતાના રચનારે જેવું ઘડયું હતું તેવું ને તેવુંજ લગભગ રહ્યું છે, અને જ્યાં કેટલોક ફેરફાર થયો છે, ત્યાં ટીકાકારોએ તેની નોંધ પણ લીધી છે. આ અભિપ્રાય ડો. ગાર્બેની ગીતાની કલ્પિત નવી રચનાની વિરૂદ્ધ છે.

ક્રાઇસ્ટના જન્મ પહેલાં પાંચસે વર્ષ ઉપર ગીતાની ખ્યાતિ.

શ્રી. બાલ ગંગાધર તિલકે વિદ્વત્તા ભરી એમની પ્રસ્તાવનામાં ડો. ગાર્બેના અભિપ્રાયને તપાસીને તેને ખોટો ઠરાવ્યો છે, અને અત્યારની પ્રચલિત ગીતાનો કાળ બુદ્ધોના વિવિધ ગ્રંથોના આધારે તેમજ મહાભારતમાં

બતાવેલી નક્ષત્રાદિની ગણતરીના આધારે, તથા બીજાં વિવિધ પ્રમાણને આધારે ઇસ્વી સન પૂર્વે ૫૦૦ ની પહેલાંનો ઠરાવી તેલંગના પ્રમાણમાં ઉમેરો કર્યો છે.

આ ચર્ચાને અહીં વધારે લંબાવવાની ઇચ્છા નથી. કહેવાનો હેતુ માત્ર એટલોજ છે, કે પ્રમાણિકપણે એકજ ધૂનથી નવી શોધ કરવાની લોલુપતાવાળા વિદ્વાનોના વિચારોમાંથી પણ સ્વભાવનો પક્ષપાત ખસવો મુશ્કેલ છે, અને આપણું મૂળથી જૂદાજ પાયા ઉપર બંધાયેલું વેદાન્ત જ્ઞાન તેઓને એના ખરા સ્વરૂપમાં સમજવું મુશ્કેલ પડે છે, કારણ કે, એમના પોતાને થએલા સંસ્કારવાળા ચોખઠામાં બેસાડયા વિના તેને તેઓ સમજી શક્તા નથી. સત્ય આવું છતાં, તેઓ એમ ધારે છે કે, અહીંના આપણા વિદ્વાનો આપણાં શાસ્ત્રોને અતિ પ્રાચીન મનાવવાના પક્ષપાતવાળા છે, અને એમને જરાય જણાતુ નથી કે, ત્યાંના કેટલાક વિદ્વાનોને આપણાં અહીંનાં શાસ્ત્રો ક્રાઇષ્ટના જન્મ પછીનાજ અર્વાચીન કાળનાં છે, એવું મનાવવાનો પ્રાકૃતિક પક્ષપાત કાંઇ ઓછો નથી. રાગદ્વેષથી ઘણે અંશે દૂર રહેવાનો પ્રયત્ન કરીને, મળી આવતી ચોક્કસ હકીકતના ઉપરજ આધાર રાખી પ્રમાદ રહિત ન્યાયવૃત્તિથી અભિપ્રાય બાંધવા વાળા ત્યાં પણ અનેક વિદ્વાનો હજુય મળી આવે છે, તેથીજ આવી પરિસ્થિતિમાં પણ સત્ય પ્રકટ થશેજ એવી આશા બંધાય છે.

**ગીતા સંબંધી અવાન્તર વિચારોની ચોખવટ.**

ત્યારે, વિદ્વાનોએ અનેક રીતે ઝાટકી કાઢીને ચોખા કરેલા મોતીના દાણા જેવા કેટલાક ગીતા સંબંધી અવાન્તર વિચારો આવા છે. ગીતા એ મહાભારતનો એક ભાગજ છે, અને તેમાં પાછળથી ઉમેરાયલો એવો તે ભાગ નથી. તેમજ જ્યારે એ ગીતા પ્રથમ લખાઇ ત્યારે જે સ્વરૂપમાં તે હતી તેવાજ સ્વરૂપમાં કાંઇ પણ અગત્યનો ફેરફાર થયા વગર અત્યારેય તે પ્રચલિત છે. એ ગીતા ઇશ્વી સન પૂર્વે ૫૦૦ વર્ષ પહેલાં લખાઇ હતી; અને તેની પ્રતિષ્ઠા ક્રાઇષ્ટના જન્મ પૂર્વે પણ ઘણી ઉંચી અંકાઇ હતી, અને તેના વાક્યને વેદ કે ઉપનિષદ્‌ના વાક્ય જેવી મહત્તા પ્રાપ્ત થઇ હતી. ક્રાઇષ્ટના જન્મ પહેલાંની આ ગીતામાં ક્રીશ્ચીઆનીટીના જેવા વિચારો હોય અને તેથી એ બેની વચ્ચે કાંઇ કાર્યકારણનો સંબંધ આવ-

શ્યક હોય તો, જરૂર ક્રીશ્ચીઆનીટીએ ગીતામાંથી તેવા વિચારો લીધેલા હોવા જોઇએ, કારણકે ગીતા ક્રાઇષ્ટના જન્મથી કેટલાંય વર્ષો પૂર્વેની હોવાથી ગીતાજ કારણ બની શકે, ક્રીશ્ચીઆનીટી નહીં.

**ગીતાનું પ્રતિપાદ્ય વ્યૂહ ચતુષ્ટય વાળો ભાગવત ધર્મ નથી.**

બાળ ગંગાધર તિલકે પોતાના ભાષાન્તરની વિદ્વતાભરી અતિ દીર્ઘ પ્રસ્તાવનામાં એવો એક અભિપ્રાય જણાવ્યો છે કે, મહાભારતના શાન્તિપર્વમાં વિવિધ દેશકાળમાં વિવિધ આચાર્યોએ ઉપદેશના કારણે નારાયણી, પાંચરાત્ર, કે સાત્વત, એવાં વિવિધ નામોથી ઓળખાતો છતાં એકજ, એવો ભાગવત ધર્મ પ્રકટ કર્યો છે, તે ભાગવતધર્મ ગીતામાં પ્રતિપાદ્ય ધર્મ છે. અમારી દૃષ્ટિએ આ અભિપ્રાય અયોગ્ય જણાય છે. કારણ કે મહાભારતના શ્વેતદ્વીપમાં ઉપદેશેલા ભાગવત ધર્મમાંથી વ્યૂહોનાં વિશેષ નામોને બાદ કરતાં તત્વના સિદ્ધાંતને ઉપનિષદોએ પ્રકટ કરેલા તત્વથી ભાગ્યેજ જુદો ગણી શકાશે. ઉપનિષદોમાં તત્વના જ્ઞાનાર્થે અનેક પ્રકારે વ્યાપક સદ્ દેવતાની ૐ જેવી પ્રતીક કરીને પણ આચરાતી ઉપાસનાને ભાગવત ધર્મમાં એક વધારે નામ ઉમેરીને 'ભક્તિ' કહી છે, તેથી ઉપાસનાના મૂળ વિચારમાં કાંઇ જ ફેર પડયો નથી. આમ ઉપનિષદ્ના જ્ઞાનધર્મમાં અને મહાભારતમાં પ્રકટ કરેલા ભાગવત ધર્મમાં ફેર માત્ર વિશેષ નામોનો જ છે. ઉપનિષદ્ના 'સત્' પુરૂષને જ ભાગવત ધર્મમાં 'અજ, નિત્ય, નિર્ગુણ નિષ્કિલ' અને 'જ્ઞાનદસ્ય' એવો 'વાસુદેવ' કહ્યો છે. અને તેણે સંકલ્પથી જ ઉત્પન્ન કરેલી પોતાની ભૂતાત્મક સૃષ્ટિમાં જીવભાવે પ્રવેશ કરીને ધારણ કરેલાં પ્રાણ, મન, અને અહંકારાત્મક વિવિધ રૂપોને 'સંકર્ષણ' 'પ્રદ્યુમ્ન', અને 'અનિરૂદ્ધ', એવાં નામે પ્રકટ કર્યા છે. અને આ વિશેષ નામોમાંનું એક 'વાસુદેવ' એટલે સર્વત્ર પ્રવેશીને વસી રહેલો દેવ–વિષ્ણુ એવા પણ અર્થવાળું તે વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણના, 'સંકર્ષણ' એટલે આકર્ષણ-બળ જેમાં પ્રકટ થયું છે એવા પ્રાણ દેવના અર્થવાળું તે 'બળરામ'ના; અને 'પ્રદ્યુમ્ન' અને 'અનિરૂદ્ધ' તે કૃષ્ણના પુત્રોનાં નામથી મહાભારતમાં પ્રસિદ્ધ છે. આ સદ્ પુરૂષનું સૃષ્ટિ સર્જન, તેમાં થતો જીવભાવે તે સદ્નો પ્રવેશ, અને અનેક વિવિધતા વાળા ચૈતન્ય દર્શનનો ક્રમ પણ ઉપનિષદોએજ પ્રકટ કર્યા પ્રમાણે ભાગવત ધર્મમાં બતાવ્યો છે. તેમજ

ક્રમવાર આ દશ્ય માત્રનો લય એવા નિર્ગુણ અને પરમ આત્મામાંજ થતો બતાવ્યો છે. ત્યારે ગીતામાં જો ભાગવત ધર્મજ પ્રતિપાદ્ય વિષય હોય તો, જરૂર, જે વિશેષતાના કારણે એવા ધર્મની વેદાન્તથી જુદી ગણના કરવામાં આવે છે તે વ્યૂહ નામાવળી તો અવશ્ય ગીતામાં પ્રકટ થવી જ જોઇએ. છતાં વ્યૂહની નામાવલીમાંનું એક પણ નામ આખી ગીતામાં જડતું નથી. અને શ્રી કૃષ્ણનું 'વાસુદેવ' એવું નામ માત્ર ત્રણજ વખત આખી ગીતામાં દેખાય છે. (ગી. ૭. ૧૯; ૧૧. ૫૦; ૧૮. ૭૪). તેમાં છેલ્લી બે વખત તો 'વસુદેવના પુત્ર' એવા વાસુદેવ કૃષ્ણના અર્થમાં જ એનો વપરાશ કર્યો છે. અને માત્ર એકજ વખત (૭. ૧૯ માં) સર્વાન્તર્યામી સદ્ દેવતાના અર્થમાં તેનો વપરાશ થયો છે. વ્યુત્પત્તિના અર્થવાળા, અને ઉપનિષદ્‌ના સદ્ દેવતાનેજ સર્વાંશે લાગુ પડતા, "વાસુદેવ" નામનો એવો એકજ વખતે કરેલો ઉપયોગ ભાગ્યે જ આવડી મોટી ગીતાના પ્રતિપાદ્ય વિષય તરીકે ભાગવત ધર્મને પ્રકટ કરવા સમર્થ ગણાશે.

**શ્રદ્ધા કે ભક્તિ ભાગવત ધર્મની જ વિશેષતા નથી.**

વળી એમ પણ કહેવાય છે કે ભાગવત ધર્મની બીજી વિશેષતામાં 'શ્રદ્ધા' અને 'ભક્તિ' ગીતામાં ઉપદેશ્યાં છે, તેમજ ભક્તિવાળી પ્રવૃત્તિનો ધાર્મિક જીવનમાં સ્વીકાર કરવામાં આવ્યો છે, અને તેથી ભાગવતધર્મ ગીતામાં પ્રતિપાદ્ય વિષય ગણાવો જોઇએ. અમારી દૃષ્ટિએ ભાગ્યેજ આને ભાગવત ધમની વિશેષતા કહી શકાય. આવોજ ઉપદેશ સર્વાંશે પ્રાચીન ઉપનિષદોમાં સર્વત્ર કરેલો દેખાય છે. 'ભક્તિ'ને બદલે ઉપનિષદોમાં એજ અર્થને પ્રકટ કરતો 'ઉપાસના' શબ્દ વાપરવામાં આવ્યો છે, એટલોજ ફેર છે. અને ભક્તિ શબ્દ પણ શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં એકવાર તો વપરાયલો જણાય છે. ત્યાં બધેય એવી ઉપાસનાનું પ્રયોજન ઉપાસ્ય અને ઉપાસકનું તાદાત્મ્ય સાધવાનું જ સ્પષ્ટ શ્રુતિએ પ્રકટ કર્યું છે. અને જ્યાં ગીતામાં ભક્તિ શબ્દ વપરાયો છે, ત્યાં પણ ભક્ત અને ભગવાન વચ્ચે એવોજ સંબંધ બતાવવાનું પ્રયોજન સર્વત્ર ઉઘાડું દેખાય છે. જુવો ગી. ૯. ૧૪ માં. વળી એમ કહેવામાં આવે કે ભાગવતધર્મની ભક્તિ તે જ્ઞાન વગર પણ ભગવાનની પ્રાપ્તિ કરાવનારી છે, તો તેવી ભક્તિ જરૂર ગીતામાં તો ઉપદેશી નથી. કારણ

કે, એવો વાદ પણ, ગીતા. ૧૮. ૫૫; ૧૧. ૫૪; અને ૧૫. ૧૯ માં ભક્તિના સ્વરૂપને સમજાવતા ઉપદેશથી તદન વિરૂદ્ધ છે. ગીતામાં જ્યાં જ્યાં ભક્તિરૂપી ઉપાસનાનો ઉપદેશ છે ત્યાં, જરૂર, ભક્તિ તે જ્ઞાનાત્મક અથવા જ્ઞાનમાંજ ફળતી એવી ભક્તિ બતાવી છે, અને તે **ब्रह्मविद् ब्रह्मैव भवति** એવા પ્રસિદ્ધ વેદાન્તના ઉપદેશનું દેશકાળાનુસાર બદલાઇને થએલું 'ભગવાનને ભજે તે ભગવાનને પામે' એવું એકજ વિચારનું રૂપાન્તર છે: જુવો ગી. ૧૮- (૫૪ થી ૫૫, ૬૫). વળી એમ પણ નથી, કે ભાગવત ધર્મમાં ઉપદેશેલી વાસુદેવ એકલાનીજ ભક્તિ ગીતામાં પ્રતિપાદ્ય વિષય બને છે. કારણ કે, ઉપનિષદોમાં કરેલા ઉપદેશમાં જેમ વિવિધ દેવોની ઉપાસના તે તે દેવોને પમાડનારી, અને બ્રહ્મની ઉપાસના બ્રહ્મને પમાડનારી છે એમ કહી, એવા વિવિધ દેવો દ્વારા ક્રમવાર અંતર્યામી પરમાત્માને જ પમાય છે, એવો ઉપદેશ શ્રુતિમાં કર્યો છે તેજ પ્રમાણે, ગીતામાં પણ એવોજ ઉપદેશ છે કે સત્વર ફળની આશાએ અહીં લોકો વિવિધ દેવતાઓને સેવે છે ત્યાં પણ એક રીતે તો મારૂજ સેવન–ભજન થઇ રહ્યું છે, અને મને સેવનારા મને જ પામે છે. જુવો ગી. ૪ (૧૧–૧૨) અને (૨૦ થી ૨૩) આદિ. વળી સેવવું, ઉપાસવું, ભજવું, પામવું, એવા શબ્દો પર્યાપ રૂપેજ સર્વત્ર વપરાયા છે. જે મૂળ વિચાર શ્રુતિની ઉપાસનામાં રહેલો છે તેનો તેજ વિચાર અહીં ગીતામાં સર્વત્ર પ્રકટ થઇ રહ્યો છે. વળી જ્ઞાન વગરની ભક્તિથી ભગવાનને કે નારાયણને પામવાની યુક્તિ તો મહાભારતમાંય ઉપદેશેલી અમને જણાતી નથી. ઉલટુ ત્યાં શાંતિ. અધ્યાય ૩૫૧ માં બ્રહ્માએ વિરાટ્ પુરૂષ, ભગવાન, અથવા નારાયણના સંબંધમાં કહ્યું છે કે, એ તો " જ્ઞાનદશ્ય " જ છે.

**न स शक्यस्त्वया द्रष्टुं मयान्यैर्वापि सत्तम**
**सगुणैर्निर्गुणैर्विश्वो ज्ञानदृश्योह्यसौ स्मृतः** (૨)

ભગવાનનું સ્વરૂપ ' જ્ઞાનદશ્ય જ ' છે, એવું બીજા અનેક સ્થળે શાન્તિપર્વમાં કહ્યું છે. અને એજ વિચારને સમેટી લેઇ તેને ભક્તિ શબ્દથી ઉપદેશતી ગીતા. ૧૩. (૧૭–૧૮)માં કહે છે, કે ' એ જ્યોતિઓની પણ જ્યોતિ, અને તમસની પારનું કહેવાય છે. તેજ 'જ્ઞાન' રૂપ, ' જ્ઞેય ' રૂપ, અને ' જ્ઞાનવડે પ્રાપ્ય ' એવું સર્વના હૃદયમાં અધિ-

ષ્ઠિત છે...મારો ભક્ત એવાને 'સમજીને' મારાજ ભાવને પામે છે.' "ભક્તિને" એક નવા પંથ તરીકે મહાભારતમાં પણ ઉપદેશેલી દેખાતી નથી. કારણ કે, પાછળથી ઘડાયલી એની વિધાન પ્રણાલિકા ત્યાં છે જ નહી. અને ગીતામાં નિષ્ઠા અથવા મોક્ષના માર્ગ ગણાવતાં માત્ર બેજ જૂના માર્ગોનો ભગવાને ગીતા. (૩. ૩) માં લોકમાં ચાલી રહેલો જે પ્રચાર બતાવ્યો છે, તેમાં ભક્તિનો એવો કોઇ જુદો માર્ગ પ્રકટ કર્યો નથી, તેજ બતાવી આપે છે, કે ભક્તિ શબ્દનો પ્રયોગ ભાગવત ધર્મની વિશેષતા નથી. એ શબ્દ માત્ર ઉપાસનાના અર્થનોજ બોધક છે.

'શ્રદ્ધા'નો વિચાર પણ પુરાણુ છે. અને તે બ્રહ્મોપદેશ લેવાને ઇચ્છતા શિષ્યના આવશ્યક ગુણ તરીકે છાંદો. બૃહદાદિ ઉપનિષદોમાં પ્રસિદ્ધ છે. કોઇપણ જ્ઞાનના ઉપદેશને અર્થે શિષ્યે ગુરૂના ઉપદેશમાં, તે ઉપદેશ પૂરો થતા સુધી શ્રદ્ધા રાખવી જ જોઇએ, નહીં તો એક આંકડોય ભણાય નહીં. આવા અર્થ વાળી શ્રદ્ધાનો ગીતામાં ઉપયોગ થયો છે ( ગી. ૪. ૪૦ ). વળી પ્રકૃતિ જન્ય શ્રદ્ધાનો વિષય, જેનો અર્જુનના પ્રશ્ન ઉપરથી ગીતાના અધ્યાય ૧૭ માં વિગતવાર ઉપદેશ કરાયો છે, તે પણ કાંઈ ભાગવત ધર્મની વિશેષતા નથી. કારણ કે, આવી પ્રકૃતિજન્ય શ્રદ્ધાના પ્રવેશથી જ કઠોપનિષદ્‌માં નચિકેત અને મૃત્યુના સંવાદનું મૂળ આરંભાયું છે. વારંવાર થએલા અનુભવથી ઘડાયાલી શ્રદ્ધા સ્થિર અને વ્યવહારમાં બળવાન રહે છે, તેથી પ્રકૃતિએજ જેની દષ્ટિ પરમાત્મામાં ઠરી રહેલી હોય તેવા પરમ શ્રદ્ધાળુ ભક્તને '**युक्ततम**' એવો 'શ્રેષ્ઠ યોગી' કહ્યો છે. જુવો ગી. ૬. ૪૭. અને ૧૨. ૨. અર્થાત ગીતામાં વપરાયલા શ્રદ્ધા અને ભાક્તના શબ્દોમાં વિચારનું કાંઈ નવું દર્શન નથી, પરંતુ પ્રાચીન ઉપનિષદોમાં પ્રકટ થએલા વિચારોનું દેશકાળાનુસાર વત્તાઓછા ઝોકવાળું જૂનુજ સ્વરૂપ કાયમ રહ્યું છે.

વળી પ્રવૃત્તિવાળુ જીવન એ પણ ભાગવત ધર્મની વિશેષતા નથી.

પ્રવૃત્તિવાળુ જીવન પણ ભાગવતધર્મની વિશેષતા નથી.

ઉપનિષદોમાં વ્યવહાર છોડી દેવો એવો ઉપદેશ કોઇ સ્થળે થએલો જડતો નથી. બ્રહ્મવિદ્ જ્યાં પ્રકૃતિએજ વ્યવહારની ધમાલમાંથી વિરામ પામીને ભિક્ષાવૃત્તિ કરતો ફરે છે, ત્યાં એના એવા વર્તનનું કારણ સમજાવતાં

શ્રુતિ માત્ર એવા પ્રકૃતિજન્ય નિવૃત્તિનો ગર્ભિતજ સ્વીકાર કરે છે. ઉલટું બ્રહ્મવિદે તો નિષ્કામ કર્મ કરતાં જગત્‌ના ચક્રને આનંદથી ચલાવીને દેહયાત્રા પૂર્ણ કરવી, એવું ઇશાવાસ્ય ઉપનિષદ્‌માં ઘણી પ્રાચીન સંહિતા–શ્રુતિનું વિધાન છે. અને ઉપાસનાનો આખો વિગત વાર ક્રમ બતાવી ધર્મ્ય પ્રવૃત્તિનું જ શ્રુતિ સર્વત્ર દર્શન કરાવી રહી છે. વળી, શ્રુતિમાં બ્રહ્મ દ્રષ્ટાઓનું, જીવન પણ પ્રવૃત્તિમય બતાવ્યું છે. અને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરતા ઋષિ યાજ્ઞવલ્ક્યને બે સ્ત્રીઓ સાથે મોટા શિષ્યમંડળના ખટલાવાળા ગૃહસ્થાશ્રમને સેવતાજ શ્રુતિ પ્રકટ કરે છે. લોક સંગ્રહાર્થે કરવા યોગ્ય સર્વ કાર્યને કરી રહ્યા પછી, પ્રકૃતિએજ જ્યાં એમને નિવૃત્તિની ઇચ્છા થઇ, ત્યાં પોતાનું કાર્ય પુરૂ થએ જ એમણે પરિવ્રાજક અવસ્થા સ્વીકારી છે. ગૌતમ આરૂણિના ધનાઢ્ય ગૃહસ્થાશ્રમનો દષ્ટાન્ત પણ એનીજ શાખ પુરે છે. જુવો. બૃ હ. ૬. ૨. ૭. તેમજ બ્રહ્મવિદ્યાના પ્રથમના સંપાદક ક્ષત્રિય રાજર્ષિઓની પરંપરાને પ્રવૃત્તિમય રાજ્ય કારભાર ચલાવી રહેલી જ શ્રુતિએ પ્રકટ કરી છે. અને જગત્ ઇશ્વરે જ વાસ્યું છે, તેથી તેના ભોગમાં અહંકાર અને આસક્તિને ત્યજીને નિષ્કામ કર્મ કરતાં જગતનું ચક્ર ચલાવવું, એવી ઇશાવાસ્યોપનિષદની તો ખુદ પ્રતિજ્ઞાજ છે. ભગવદ્‌ગીતાએ એજ ઉપદેશને વ્યવહારમાં ઉતારી સંસારને ઉદ્ધારવાનો પરમ બલપ્રદ એવો 'રાજયોગ' ઉપદેશ્યો છે. એટલે ધર્મશાસ્ત્રના એકદેશી જ્ઞાનથી સંમોહ પામેલા અર્જુનને એની અસ્વાભાવિક નિવૃત્તિને છોડીને, પ્રકૃતિએ સ્વાભાવિક પ્રવૃત્તિનો સ્વીકાર કરી, ધર્મ્ય કર્મને નિષ્કામવૃત્તિએ આચરવાનો શ્રી કૃષ્ણનો ઉપદેશ તે ભાગવતધર્મને સ્થાપિત કરે છે એમ કહેવું અયોગ્ય લાગે છે.

**મહાભારતમાં ભાગવત ધર્મને પ્રાચીન વેદવેદાંગોમાં ઉપદેશેલો ધર્મજ કહ્યો છે.**

મહાભારતમાં નારાયણીય આદિ ધર્મમાં વર્ણવેલા ભાગવત ધર્મના સંગ્રહમાં જ વારંવાર એમ ચોખ્ખું કહ્યું છે કે, એ બધો ધર્મ પ્રાચીન વેદવેદાંગોમાં ઋષિ મુનિઓ દ્વારા પૂર્વે પણ નારાયણે ઉપદેશ્યો હતો તેજ છે. અર્થાત્, વિચારમાં વેદાન્તની એકજ સનાતન પરંપરા ચાલી આવે છે, છતાં દેશકાળ અને લોક સમુહની શક્તિને વિચારતાં માત્ર તેના ઉપદેશમાં કાંઇક શબ્દોની વધઘટ કરીને, એકજ

સિદ્ધાન્તને વિવિધ નામો આપીને, આચાર્યો પ્રાચીન જ્ઞાન ધારાનેજ વહાવી રહ્યા છે. મહાભારતકારનું આવું સ્પષ્ટ કથન અમારીજ દષ્ટિને સમર્થન કરે છે. શ્રીમાન તિલકે ટાંકેલા મહાભારતના શ્લોકમાં જે "**पण धर्मो**" અર્જુનને ભગવાને ગીતામાં ઉપદેશ્યાનું કહ્યું છે, તે તો ભાગવતની વિશેષતા વગરનો સનાતન વેદવેદાન્તની પરંપરાએજ ચાલી આવેલો કઠિન ઉપનિષદ્-જ્ઞાનનોજ ધર્મ છે; અને તેથી તે ચાર વ્યૂહોવાળો ભાગવત ધર્મ નથી. કારણ કે એવા ધર્મને મહાભારતકાર પોતેજ એને ત્યારપછીના*શાન્તિપર્વના અધ્યાય ૩૫૮.(૮-૯)મા શ્લોકોમાં વૈશંપાયન પાસેજ ચોખ્ખો કહી બતાવે છે કે,

समुपोढेष्वनीके कु पाण्डवयोर्मृधे ।
अर्जुने विमनस्के च गीता भगवता स्वयं ( ८ )
आगतिश्च गतिश्चैव पूर्वं ते कथिता मया ।
गहनोह्येष धर्मो वै दुर्विज्ञेयोऽकृतात्मभिः ( ९ )

અને આવી ઈશ્વરની બુદ્ધિમાંથી ઉઠતી સંકલ્પાત્મક જગતની અનુક્રમે નિસરતી વિકાર શ્રેણી—**आगति**, અને તેજ ઇશ્વરમાં તેનો થતો પાછો લય—**गति**,તે વેદાન્તનું જ દર્શન છે. તેમજ શાન્તિ. અ. ૩૬૧ માં.

उभे सत्याऽनृते त्यक्त्वा एवं भवति निर्गुणः
पुरुषश्चैको निर्गुणो विश्वरुपः । तं निर्गुणं पुरुषं चाविशान्ति ॥ (१०)
हित्वा गुणमयं सर्वं कर्म हित्वा शुभाशुभं (११)

એવા સર્વ ગુણમય કર્મને છોડીને સ્વરૂપમાંજ ભળતાં સધાતું અધિષ્ટાનાત્મક પરમ ચિદ્રુપ નિષ્કલ અને અવ્યય એવા પરમાત્માનું સદ્ સ્વરૂપ જરૂર વેદાન્તનુંજ દર્શન છે.

બીજી દૃષ્ટિએ પણ ભાગવત ધર્મ ગીતાનું પ્રતિપાદ્ય થતું નથી.

અમારા એક બહુશ્રુત અને વેદાન્તના અભ્યાસી મિત્રે ભાગવત ધર્મનો વેદાન્તથી વિવેક કરતાં એક વખત કહ્યું હતું કે, ભાગવત ધર્મમાં વેદાન્તના '**तत्त्वमसि**' બોધનો, એટલે કે જીવેશ્વરના અભેદનો સ્વીકાર નથી, અને ભાગવત ધર્મમાં મનુષ્યદેહ ધારી શ્રીકૃષ્ણનેજ ઈશ્વર મનાય છે.

---

* અમે ટાંકેલા મહાભારતના અધ્યાયોના અંકો દક્ષીણની મંગવિલાસ પુસ્તકાલયની મહાભારતની પ્રતમાંથી લીધા છે.

આ બેમાંનું ઐક્ય લક્ષણ મહાભારતમાં ઉપદેશેલા ભાગવતધર્મમાં જણાતું નથી. ઉલટું ત્યાંતો ઘણી જગ્યાએ એવા વિચારની વિરૂદ્ધનાંજ વાક્યો જડી આવે છે, અને જીવેશ્વરનું ઐક્યજ ઉપદેશેલું સમજાય છે. શાન્તિ પર્વ અ. ૩૫૬. માં નારાયણના વિદ્વેષ સંબંધે કહ્યું છે કે,

कथं नाम भवेद् द्वेष्य आत्मा लोकस्य कस्यचित् ।
आत्मा हि पुरुषव्याघ्र ज्ञेयो विष्णुरिति श्रुतिः (७)

અને અધ્યાય ૩૬૧ માં બ્રહ્માજ કહે છે કે

ममान्तरात्मा तव च ये चान्ये देहसंज्ञिताः
सर्वेषां साक्षिभूतोऽसौ न ग्राह्यः केनचित्कचित्. (४)

અને तत्र यः परमात्मा हि स नित्यो निर्गुणः स्मृतः
स हि नारायणो ज्ञेयः सर्वात्मा पुरुषो हि सः (१४)

વળી, અધ્યાય ૩૫૩ માં એજ નારાયણના સંબંધે બોલતાં ઉપદેશ્યું છે કે

स कर्ता कारणं चैव कार्यं चातिबलद्युतिः
हेतुश्चाज्ञा विधानं च तत्वं चैव महायशाः (५६)

વળી અધ્યાય ૩૪૭ માં નારદને ભગવાને શ્વેતદ્વીપમાં કરેલો ઉપદેશ સંભળાવતાં ભીષ્મ કહે છે કે

भूतग्रामशरीरेषु नश्यत्सु न विनश्यति ।
अजो नित्यः शाश्वतश्च निर्गुणो निष्कलस्तथा. ॥ (२३)
द्विदशेभ्यस्तत्त्वेभ्यः ख्यातो यः पंचविंशकः ।
पुरुषो निष्क्रियश्चैव ज्ञानदृश्यश्च कथ्यते. ॥ (२४)
यं प्रविश्य भवन्तीह मुक्ता वै द्विजसत्तमाः ।
स वासुदेवो विज्ञेयः परमात्मा सनातनः ॥ (२५)

અને અધ્યાય ૩૫૮ માં આગતિગતિના એવા વિચારને સમેટી લેતાં કેવળ અદ્વૈત પરમાત્માનુંજ અસ્તિત્વ બતાવી શ્રુતિનાજ અર્થને પ્રકટ કરતાં મહાભારતકાર કહે છે કે

यथा समुद्रात्प्रसृता जलौघाः, तमेव राजन् पुनराविशान्ति ।
इमे तथा ज्ञान महाजलौघाः, नारायणं वै पुनराविशान्तिः ॥ (८२)

અર્થાત્, ભોગેચ્છાએ ઇશ્વરભાવમાંથી જાણે જુદા પડી જતા દેખાતો જીવભાવ કામના વછુટી જતાં સ્વભાવને પામે છે, પુનઃ નારાયણુજ થઇ રહે છે. અને અજ્ઞાનજન્ય ભિન્નભાવ ભોગેચ્છારૂપી અજ્ઞાન ઉડી જતાં, વસ્તુતાએ હતોજ નહીં તેથી, દેખાતો બંધ થાય છે. આમ મહાભારતમાં સંગ્રહેલા ભાગવત ધર્મમાં તો ઉપનિષદે પ્રકટ કરેલો જીવેશ્વરના 'સ્વ'રૂપનો અભેદ જ ઉપદેશ્યો છે.

<u>કૃષ્ણના માનુષ દેહની ઉપાસના તે વાસુદેવનીનથી.</u>

તેમજ, ત્યાં મનુષ્ય દેહધારી કૃષ્ણુના શરીરનેજ ભગવાન ગણીને તેને ઉપાસવાનું કહ્યાનું કોઇ સ્થળે જણુાતુ નથી. જ્યાં વાસુદેવ પરમાત્માની ઉપાસના કહી છે, ત્યાં તે વાસુદેવનું સ્વરૂપ મનુષ્ય દેહવાળા કૃષ્ણુ નથી, પરંતુ સર્વે ભૂતોના શરીરોમાં તેમના આત્મારૂપે પ્રેરક થઇ રહેલા કેવળ 'જ્ઞાનદૃશ્ય' એવા, અને નાશ પામતાં ભૂતમાત્રના શરીરોમાં 'અવિનાશી અને અવ્યય' રહેતા નિર્ગુણુ છતાં અજ્ઞાનીને સગુણુ દેખાતા, એવા પરમપુરૂષજ છે. અને કૃષ્ણુના દેહમાં પણુ એવો જે પ્રેરક આત્મા અવિનાશી અને નિર્ગુણુ છતાં માયિક ગુણુવાળો દેખાય છે, તેજ ખરો કૃષ્ણુ—વાસુદેવ છે. નાશ પામી ગએલું એવું એમનું ભૂતાત્મક શરીર નહીં. એવા નાશ પામતા કૃષ્ણુના શારીર પુરૂષને તો એના જીવતાં જગદ્‌ગુરૂ કહીનેજ વિદ્વાનોએ માન્યા છે. એમના નિર્ગુણુ આત્મતત્ત્વનેજ સર્વાત્મન્ એવા વાસુદેવ તરીકે તેમણે ઉપાસ્યા છે.

આવી રીતે શિષ્ટ પુરૂષોમાં ચાલતા જે ભાગવત ધર્મના વિચારોનો મહાભારતકારે શાન્તિપર્વમાં સંગ્રહ કર્યો છે તેમાં તો ઉપરનાં એ લક્ષણો તે ધર્મની વિશેષતા બતાવતાં હોય એમ જણુાતું નથી. છતાં, તેમને તે ધર્મની વિશેષતા ગણીએ તો તેવા ભાગવતધર્મનો ગીતામાં સ્વીકાર નથી, પરંતુ તિરસ્કારજ છે. કારણુ કે શારીરપુરૂષવાળા જીવભાવ સંબંધે ઉપદેશતાં શ્રીકૃષ્ણુ પોતાને અને અર્જુનને એક સરખાજ માનીને કહે છે કે, 'હું પૂર્વે કદિ નહોતો એમ, કે તું, કે

આ નૃપતિયો નહોતા, એમ પણ નથી. વળી આપણે બધાય પાછા (આ જન્મ પછી ) ભવિષ્યમાં નહીં હોઇએ, એમ પણ નથી જ." ગીતા. ( ૨. ૧૨; ૪. ૫. ) અર્થાત્ કાર્યાત્મક આ ભૌતિક વિકારો તો તારા અને મારા એક સરખાજ છે. અને મૂળ કારણાત્મક [સદ્‌–આત્મતત્ત્વ તો નિર્વિકાર, અજ, અને અવ્યય સર્વત્ર અભિન્નજ છે. અને તેતો કોઇથી હણાય એવું નથીજ. તેથી કોઇપણ પ્રાણીને વિષે શોક કરવા જેવું છેજ નહીં. ગીતા. (૨. (૧૯–૨૫); અને સર્વ ભૂતોનો આત્મા એક જ હું છું, અને જે વિવિધતા દેખાય છે તે બધી મારી માયાએ જણાતી વિભૂતિયો છે, ( ગી. ૪. ૬. ) અને તું પણ તેવી મારી એક વિભૂતિજ છું, એમ ઉપદેશતાં દશમા અધ્યાયમાં કૃષ્ણ કહે છે કે 'શસ્ત્રધારીઓ( ક્ષત્રિયો )માં રામ હું છું; વૃષ્ણીઓ( યાદવો )માંનો વાસુદેવ હું છું. ( અને ) પાંડવોમાંનો ધનંજય (તુ, તે હું જ) છું. મુનિઓમાંનો વ્યાસ પણ હું છું. " અને વળી ગીતા ( ૧૦. ૩૯ ) માં કહે છે, કે ' હે અર્જુન જે સર્વભૂતોનું મૂળ બીજ છે તે હું છું, આ ચરાચર ભૂતોમાંનું એવું કશુંય નથી કે જે મારા વિનાનું હોઇજ શકે." વળી જુવો ગી. ૧૦. ૨૦. પોતાના આવા અજ છતાં માયિક વિભૂતિવાળા સ્વરૂપના દર્શનને સમેટી લેતાં ગીતા ( ૧૦. ૪૧ ) માં કહે છે કે "જે જે સત્વ વિભૂતિ ( ઐશ્વર્ય ) વાળુ, કે શ્રી(સૌંદર્ય)વાળું, કે ઉર્જીત(ઓજસ્)વાળું હોય તેને તું મારાજ તેજના અંશથી થએલું સમજ." વળી જીવેશ્વરના એવાજ ઐક્યને ઉપદેશતાં ભગવાન ગીતા. (૪. ૩૫) માં કહે છે કે 'સર્વભૂત માત્રને તારા પોતામાં અને (તેથી) મારામાં (ઇશ્વરમાં) રહેલાં જોઇ શકીશ." અને એજ અર્થ દઢાવતાં આગળ ગીતા ૬ (૨૯–૩૧) માં કહે છે, કે "બધેય સમ (સમાન સદ્‌–આત્મતત્ત્વ)ના દર્શનવાળો યોગયુક્ત પુરૂષ સર્વે ભૂતોમાં ( અધિષ્ઠાન થઇને) રહેલા આત્માને( પોતાને )જ અને આત્મામાં(પોતામાં)જ રહેલાં સર્વે ભૂતોને જુવે છે, અનુભવે છે. (અને, એમ) જે (યોગી) સર્વત્ર મને (સર્વાત્મન્–ઈશ્વરને)જ જુવે છે. અને મારામાંજ સર્વને જુવે છે, તેનો હું મટી જતો ( જૂદો, કે

દેવનીજ જોડે) એકત્વને પામેલો જે મને સર્વે ભૂતોમાં (વ્યક્ત થઇ) રહેલાને ભજે છે, તે યોગી ગમે તેમ (બાહ્ય પદાર્થોને અનુભવી) રહેતાં છતાં મારા (સદ્)માંજ (ઠરી) રહે છે." શ્રુતિએ જ્યાં છાંદો, બૃહ. આદિમાં **तत्त्वमसि** નો બોધ કર્યો છે, ત્યાં આવીજ ઉપપત્તિનો ઉપયોગ કર્યો છે. વળી પ્રત્યેક જીવવાળી વ્યક્તિમાં 'હું' જ છું, એમ શ્રીકૃષ્ણે ગીતા. ૧૫. (૭–૯ અને ૧૫)માં ખુલ્લે ખુલ્લું પ્રકટ કર્યું છે, 'મારોજ જાણે અંશ આ જીવાત્માવાળા લોકમાં જીવરૂપે થયો છે તે સનાતન છે. તે મન સાથે ૭ ઈન્દ્રિયો, જે પ્રકૃતિમાં રહેલી છે, તેમને આકર્ષે છે. (અને) એ (જીવભૂત) ઇશ્વર જે શરીર લે છે અને વળી છોડે છે, તે એમને (ઈન્દ્રિયોને) સાથે પકડી રાખીનેજ, આશય (પુષ્પાશ્રય) માંથી ગંધોને (પકડીનેજ સંચરતા) વાયુની પેઠે, સંચરે છે. આવો એ (સંસારી સ્થૂળ) શ્રોત્ર, ચક્ષુ, સ્પર્શન, અને રસના, અને ઘ્રાણ તેમજ મનનો અધિષ્ઠાતા થઇને વિષયોને ભોગવે છે' વળી જુવો ગીતા. ૧૭. ૬. તેમજ પ્રાણીમાત્ર પુનઃ આજ પરમાત્મામાં અંતે લય પામે છે, એમ બતાવતી ગીતા. ૭ (૪–૭) માં, અને ૧૩ (૨૨–૩૩) માં જીવેશ્વરના ઐક્યનુંજ પ્રતિપાદન કરી રહી છે, જીવેશ્વરના ભેદનું નહીં. અને તે ખરૂંજ કહે છે કે, આવું મારૂં ઐક્ય માયાથી મીંચાયલી દૃષ્ટિ વાળા અને ભોગમાં આસક્ત થએલા જીવભાવને જણાતું જ નથી.

આવા આત્માના અજ અને અવ્યય, તેથી અભિન્ન સ્વરૂપના ઉપદેશની વધારે સ્પષ્ટતા કરવા શ્રી કૃષ્ણ ગીતા. ૭. (૨૪–૨૫) માં કહે છે, કે 'એ (બાપડા) બુદ્ધિવિનાના (ઉપાસકો) મને અવ્યક્તને વ્યક્તિવાળો થએલો માને છે, (કારણ કે) મારા પર અને ઉત્તમોત્તમ (એવા)અવ્યય ભાવને તેઓ સમજતા નથી. (અને) યોગમાયાએ ઢંકાયલો હું બધાયને એવો પ્રકટ (દેખાતો) નથી, એટલે મોહ પામેલો આ લોક સમૂહ મને અજ (જન્મરહિત, અને) અવ્યય (નિર્વિકાર)ને ઓળખી શકતો નથી. હે અર્જુન ( આથીજ ) થઇ ગએલાં, ચાલતાં, અને થનારાં ભૂતોને હું જાણું છું, પણ મને કોઇ જાણતું નથી.' વળી જુવો ગી. ૭. (૧૩–૧૪). અહીં અવ્યક્ત એવા પરમાત્માને વસ્તુતાએ વ્યક્ત થતા સમજનારાને 'બુદ્ધિહીન'

કૃષ્ણના વ્યક્ત દેહને ઇશ્વર માનનારાની મૂઢતા.

કહીને, એવા અવ્યક્તને વળી મૂર્ત એવા માનુષ શરીરે થએલો માનનારાને તો શ્રીકૃષ્ણ 'મૂઢ'જ કહે છે. ગીતા. ૯. (૧૧–૧૨) માં ભગવાન કહે છે કે ' મૂઢ (મોહિત) પુરૂષોજ મને માનુષી શરીરવાળો (થએલો) સમજે છે. (તેઓ બાપડા) ભૂતોના મહેશ્વર રૂપ મારા પરમ (આદિ) ભાવને જાણતા નથી. એ વિહ્વલ ચિત્તવાળા (અજ્ઞાની–મૂઢો) રાક્ષસી અને આસુરી એવી મોહિનીરૂપ પ્રકૃતિના આશ્રિતો નિષ્ફળ આશાવાળા, નિષ્ફળ કર્મવાળા, અને નિષ્ફળ જ્ઞાનવાળા થાય છે.' આમ પરમ સત્યાત્મક અવ્યક્તનાજ અધિષ્ઠાનવાળા માયિક વ્યક્ત ભાવને જ, કે વળી તેથીય સ્થૂળ ભાવવાળા એમના મૂર્ત–માનુષ શરીરનેજ શ્રીકૃષ્ણ માનીને તેને પૂજનારાની ભક્તિને તો શ્રીકૃષ્ણે પોતેજ સ્પષ્ટ શબ્દોમાં આસુરી અને નિષ્ફળ કહીને નિંદીજ છે. જો ભાગવતધર્મમાં અજ, અવ્યય, અને નિર્ગુણ એવા પરમાત્માને વસ્તુતાએજ ચાર વ્યૂહના વિભાગમાં મનાદિ ભાવે થતા માનવામાં આવતા હોય, અને તેથી જીવની ઇશ્વરથી નિત્ય ભિન્નતાજ સ્વીકારવામાં આવતી હોય, અને શ્રીકૃષ્ણના માનુષ શરીરનેજ વાસુદેવ–કૃષ્ણ માનીને તેવા મૂર્ત શરીરનેજ પૂજવાનો સિદ્ધાન્ત થયો હોય તો, જરૂર એવા વિચાર સમૂહનો અને તેમાં રહેલા સિદ્ધાન્તનો તિરસ્કાર શ્રીકૃષ્ણે પોતેજ વાપરેલા શબ્દોથી વધારે સ્પષ્ટ અને સક્ત બીજા કેવા શબ્દોથી બની શકે, તે અમને સમજાતુ નથી.

કૃષ્ણના સ્વરૂપની અર્જુનને થએલી એવીજ દૃષ્ટિ.

વળી કૃષ્ણના 'સ્વ'રૂપને અમારીજ દૃષ્ટિએ સમજનાર અર્જુન પણ તેથીજ પોતે કૃષ્ણના માનુષ દેહને તો ત્યાંજ પ્રત્યક્ષ જોઇ રહ્યા છતાં, અને તેનીજ સાથે વાત કરી રહ્યા છતાં, ગીતા. ૧૧. (૩–૪)માં ભગવાને ઉપદેશેલા એમના અશ્વર સ્વરૂપના પ્રત્યક્ષ દર્શનની યાચના કરી રહ્યો છે. અને એવા સ્વરૂપનું દર્શન કરાવતા શ્રીકૃષ્ણ ગીતા. ૧૧. ૮. માં કહે છે કે "પણ, તું આ તારી પોતાની (ચર્મ) ચક્ષુએજ મને જોઈ શકીશ નહીં, (તેથી) હું તને આ દિવ્ય ચક્ષુ (બુદ્ધિ–દષ્ટિ) આપું છું. (હવે) મારા ઐશ્વર યોગ (માયા)ને તું જો, અનુભવ." પછી તે સ્વરૂપને અનુભવતો અર્જુન કૃષ્ણને એવાજ વર્ણવી રહ્યો છે. ગી. ૧૧. (૩૬–૪૦).

**ઉપદેશ પરંપરાએ પણ ભાગવતધર્મ પતિપાદ્ય નથી.**

વળી તિલકે જે બ્રહ્મવિદ્યાના ઉપદેશની પરંપરાના ઉપર આધાર રાખીને ગીતાનું પ્રતિપાદ્ય મહાભારતમાંનો ભાગવતધર્મ છે એમ કહ્યું છે, તે પરંપરા પણ પ્રાચીન ઉપનિષદેજ ઉપદેશેલી જણાય છે. છાંદો. ૮. ૧૫. ૧. ની જૂની શ્રુતિ કહે છે, કે "આ વિદ્યા બ્રહ્માએ પ્રજાપતિને કહી હતી. પ્રજાપતિએ મનુને, અને મનુએ પોતાની પ્રજાઓને (કહી હતી)." આમાં મનુ અને તેની પ્રજાઓ તે ઇક્ષ્વાકુ આદિ રાજાર્ષઓજ છે. અને પ્રજાપતિ તે સંવત્સર પ્રજાપતિ આદિત્ય પુરૂષ, વિવસ્વાનજ છે. એટલે કૃષ્ણ પોતે 'બ્રહ્મા', મહદાત્મન્ કે ઇશ્વર જ છે. આમ જોતાં આ પરંપરાને ભાગવત ધર્મનીજ પરંપરા કહેવી તે જરૂર યોગ્ય નથી. અને એ પરંપરાનાજ દર્શનથી એ અવતારમાં ઉપદેશેલા કૃષ્ણ તે માનુષ દેહવાળા કૃષ્ણ નહીં, પરંતુ તે દેહમાં વિશિષ્ટ આવિર્ભૂત થતા 'ઇશ્વર'જ કૃષ્ણ છે, એમ વધારે સ્પષ્ટ થાય છે.

**કૃષ્ણના અવતારનો અર્થ.**

આ દૃષ્ટિએ તો ત્યારે, ગીતા. ૪ (૫–૮) માં બતાવેલા કૃષ્ણના અવતાર સંબંધે શંકા થવાનો સંભવ ઉભો થશે, તેનું કેમ? ના. ત્યાં ઉપદેશેલા જન્મ સંબંધે શંકા થવાનું યોગ્ય કારણ રહેતું નથી. કારણ કે ત્યાં ઉપદેશેલો અવતાર–જન્મ માયાવી ઈશ્વરનોજ ઉપદેસ્યો છે, અને આવા કાર્યકારણના માયિક સંઘાત વ્યવહારમાં એ બરાબર છે. માત્ર વસ્તુતાએજ એવા કાર્યાત્મક આવિર્ભાવની માન્યતાને નિંદી છે. જુવો, એજ શ્લોકોમાં સ્પષ્ટ કહ્યું છે કે, હું અવતરનારો તો અનેક વાર આવા દેહોને ધારણ કરી ગયો છું, અને હે અર્જુન, તારી પેઠેજ અનેક વાર પાછો હું જન્મ મરણમાં આવીશ. તેથી આમ જનાર આવનાર જરૂર મરણશીલ એવું ભૂતાત્મક કૃષ્ણનું શરીર તો નથીજ, એટલું તો ત્યાં ગીતા. ૪. ૫ માંજ ઉઘાડુ કહે છે. અને છઠ્ઠા શ્લોકમાં તો વસ્તુતાએ થતી વ્યકૃત ભાવનાની માન્યતાનો તિરસ્કાર કરીને, અવતાર રૂપે આવિર્ભૂત થતા વ્યકૃત ભાવને તો માયિકજ ઉપદેશતાં ભગવાન કહે છે કે '(હું.) અવ્યય (સદ) આત્મા અજ છતાં, અને વળી ભૂતોનો ઇશ્વર છતાં, પોતાની પ્રકૃતિનો અધિષ્ઠાતા (અધિષ્ઠાન રૂપે પ્રેરક) થઇ મારી માયાએ જન્મુ છું. કારણ કે, હે ભારત,

જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે, અને અધર્મ પ્રવર્તે છે ત્યારે હું પોતાને સૃજુ છું (પોતે અવતરૂં છું)" વળી જુવો ગીતા ૯. (૪-૮). અને આ વિચાર તૈત્તિ ૨. ૭. ૧. ની '**तदात्मानं स्वयमकुरुत**' અતિનાજ પુરાણુ વિચારનું રૂપાન્તર છે. અહીં ફક્ત અવતારનું પ્રયોજન વધારે સ્પષ્ટ કરીને ઈશ્વરનો જગત્ નિયંતૃત્વ ધર્મ ઉપદેશતાં આગળ કહ્યું છે કે, '(એમ) સાધુઓનું રક્ષણ કરવા અને દુષ્કૃતોનો નાશ કરવાને (એટલે કે) ધર્મની સ્થાપના કરવા અર્થે હું યુગે યુગે પ્રકટ થાઉ છું (જન્મુ છું)." અને અર્જુનને પોતાના આવા દિવ્ય અવતારને 'તત્ત્વ દૃષ્ટિએજ' સમજવા ગીતા(૪-૯)માં બોધ કરીનેય, જાણે આવા અવતારના ઉપદેશનો અજ્ઞાન પુરૂષો અવળો અર્થ ના કરે તેને માટે, વળી શ્લોક ૧૩ માં કહે છે, કે આમ "ગુણ અને કર્મના વિભાગે કરીને મેં ચાતુર્વર્ણ્યને સૃજી છે, (છતાં) મને એના કર્તાને પણ તું (તત્ત્વ દૃષ્ટિએ) અકર્તા અને અવ્યય જ જાણ." આવો ભગવાનનો અવતાર તો પ્રાણી માત્રમાં સર્વત્ર અને નિરંતર થઇજ રહ્યો છે, કૃષ્ણ શરીર એકલામાં નહીં, જુવો ગી. ૭. ૩. ગી. ૧૧. (૫-૬), ૧૦. ૧૯. વળી ગીતા. ૯ (૪-૬) બહુજ સ્પષ્ટ શબ્દમાં કહે છે કે 'સ્વરૂપે અવ્યક્ત રહીનેજ આ સર્વ જગતને મેં વિસ્તાર્યું છે, (તેથી) સર્વભૂતો મારામાં અવસ્થા પામી રહ્યાં છે, પણ તેમનામાં હું અવસ્થા પામી રહ્યો નથી. અને ભૂતો (ખરેખર તો) મારામાં અવસ્થા પામી રહ્યાં છે એમ પણ નથી. મારા ઐશ્વર યોગ (યોગમાયા)ને તું જો, (પ્રત્યક્ષ કર, અનુભવ, તો તને જણાશે કે) ભૂતોને સૃજતો મારો આત્મા ભૂતોનો (અધિષ્ઠાન રૂપે) ધારક જ છે; પણ ભૂતોમાં અવસ્થિત (વિકૃત) નથી." આમ પોતાના અવતારનો અર્થ અવળો ના થાય તે માટે કૃષ્ણે આટલી બધી સંભાળ લેઇને વારંવાર કહ્યું છે, કે મારો જે જન્મ હું બતાવું છું તે તેવી વ્યક્તિનો આવિર્ભાવ વાસ્તવિક નથી, પણ કાર્યકારણ સંઘાતના વ્યવહારમાં એક આવશ્યક અનુભવાતો માયિક ચૈતન્યાવિર્ભાવજ છે, અને વસ્તુતાએ તો મારૂં સ્વરૂપ 'અવ્યય' અને 'અજ' જ રહે છે. માત્ર અજ્ઞાની જીવનેજ હું એવા ઇશ્વર જૂદા થએલો દેખાઉં છું. અને વળી આ મારો કૃષ્ણનો

માનુષ દેહ તો અવશ્ય વારંવાર થતો, હોવાથી તે મારો ઐશ્વર આવિર્ભાવ નથીજ. દેહ તો નાશવાન હોઇને વારંવાર જન્મે છે, અને મરે છે. પરંતુ તેવા દેહમાં દેખાતો મારો આવિર્ભાવ અમર ચૈતન્યાત્મક છે. અને જે 'હું' કરીને ઐશ્વર આવિર્ભાવે વ્યક્ત થાઉં છું, તે 'સ્વ' ભાવેતો નિર્ગુણ અને અવ્યક્ત હોઈ, અવ્યય સાક્ષીવત્, કેવળ 'ચિત્' સ્વરૂપ છે.

અશિક્ષિત વર્ગની માન્યતાઓનો તિરસ્કાર.

આથીજ ભાગવતધર્મીઓના અશિક્ષિત વર્ગમાં એવી ખોટી ઉદ્ભવેલી માન્યતાને બ્રહ્મસૂત્રકારે તિરસ્કારી છે. જુવો બ્ર. સૂ. ૨. ૨. (૪૨–૪૫). અને તે આખા ખંડન પ્રકરણમાં સૂત્ર ૪૪ ને રામાનુજાચાર્ય વ્યૂહોને ભાવોનાજ અર્થમાં સમજાવીને તેમની ભાગવતધર્મમાં 'વાસ્તવ' ઉત્પત્તિ કહી નથી એમ કહી, ભાગવતધર્મના પ્રતિપાદક સૂત્ર તરીકે સમજાવે છે ! અને એમ કરતાં પણ ભાગવતવાદીઓની આવી અશિષ્ટ માન્યતાનો એ પણ તિરસ્કારજ કરતા સમજાય છે. અને તેની સાથે ભાગવતધર્મમાં દેખાતી વ્યૂહ ચતુષ્ટયની નામાવલીને જ વેદાન્તથી વિશેષતા તરીકે પ્રકટ કરે છે.

ઇશ્વરી અતારની માન્યતા યુક્તિહીન નથી.

શું ત્યારે રામ, કૃષ્ણાદિના ઇશ્વરી અવતારોની માન્યતા યોગ્ય નથી ? ના, એવા ઇશ્વરી અવતારની માન્યતા અને તેમની મૂર્તિદ્વારા ઇશ્વરની ઉપાસનામાં કાંઇજ અયોગ્યતા નથી. ગીતા પ્રમાણે તેમજ મહાભારતમાં ઉપદેશેલા ભાગવતધર્મ પ્રમાણે પણ આવા રામકૃષ્ણના જન્મોને ઇશ્વરી અવતાર તરીકે જ માનીને તેમના જન્મની અત્યંત મહત્તા સ્વીકારાઇ છે, તે યથાર્થ જ છે. ભગવાનના આવિર્ભાવ વિનાની કોઇપણ વસ્તુ છે જ નહીં, છતાં કોઇપણ મનુષ્યની વ્યક્તિમાં થએલા તેના આવિર્ભાવના કરતાં એ રામકૃષ્ણમાં થએલો તેનો આવિર્ભાવ વધારે બળવાન, શ્રેષ્ટ, અને સર્વજ્ઞત્વની મહત્તાએ પહોંચેલો પ્રજાએ આનંદથી સ્વીકાર્યો છે. અને એવા મહાન્ આવિર્ભાવનેજ અવતાર માનતા એક ભાગવતાચાર્યે, એજ કારણથી, મુનિ વ્યાસને પણ નારાયણનોજ અવતાર કહેતા મહાભારતકાર જણાવે છે કે, જો એ વ્યાસ મુનિ નારાયણનો અવતાર ના હોય તો સર્વજ્ઞાનના ભંડાર

રૂપ આવડું મોટું મહાભારત એ રચી કેમ શકે? એવા નારાયણના અવતાર રૂપ વ્યાસ મુનિએ પણ આ રામકૃષ્ણમાં થતા ભગવાનના આવિર્ભાવને તેની મહત્તાના કારણે અવતારજ માન્યા છે, અને તેમનું અતિ ઉત્કૃષ્ટ જીવનચરિત્ર એવા ઉચ્ચ સન્માનને યોગ્યજ છે. અને એવા આવિર્ભાવને પૂજનારી આપણી પ્રજાને એ તારનારૂંજ નિવડયું છે. તેથીજ વ્યાસે સાક્ષાત્‌કૃષ્ણનેજ મુખે પોતાના ઉત્તમ પુરૂષના થતા અવતારનો ગીતામાં ઉપદેશ કરાવ્યો છે.

પણ આવા શ્રીકૃષ્ણના અવતારી શરીરમાં જેને શ્રીકૃષ્ણ કહીને ભગવાન તરીકે ઉપાસવાના છે, અને તેથી, તેવી ઉપાસનાના ફળરૂપે જે કૃષ્ણમય થવાનું છે, તે કૃષ્ણ તે તેમનું અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય કે આનંદમય શરીર હશે, કે તે શરીરો જેની સત્તાએ પ્રકટી રહ્યાં છે તેવું ઉપનિષદે પ્રકટ કરેલું કેવળ સ ુપ નિર્વિકાર અને અવ્યય તત્વ જે પુરૂષોત્તમ છે તે હશે, એનો સંપૂર્ણ વિવેક, અને તદનુસાર યોજાતી ઉપાસના, તે અવતારના પૂજનમાં અગત્યનો ભાગ છે. આ અન્નમયાદિ કોષો, અથવા જડ શરીરો, એક બીજામાં ઓતપ્રોત થઇ રહ્યાં છે. અને તે બધાંય દ્વારા ચૈતન્યનો આવિર્ભાવ અથવા અવતાર થતો અનુભવાય છે. અને એવા એ ચિદ્‌રુપના પ્રવેશરૂપી સત્તાએજ એ શરીરોનું અસ્તિત્વ પણ જણાય છે. આમ ભગવાનનો પ્રત્યેક વ્યકૃતભાવ શરીરદ્વારાજ થતાં, અવતાર રૂપે ગ્રહાય છે, છતાં જેનો એવો અવતાર અનુભવાય છે તે તત્વ—પરમાત્મા તો જરૂર જડ શરીર નથી; પરંતુ તેવા અસત્‌ શરીરમાંજ આવિર્ભૂત થતું ચૈતન્ય છે. અને ભગવાનનો કોઇપણ આવિર્ભાવ આવા એની માયાશક્તિએ થએલા શરીર કે કોષના આશ્રય વિના અશક્ય છે. એટલે જ્યાં જ્યાં એવા આવિર્ભાવની 'વાસ્તવતા' સ્વીકારાય, ત્યાં શરીર જે નાશવાન, અને તેથી અસત્‌ છે, તેની પણ અવિનાભાવે વાસ્તવતાજ સ્વીકારવી પડે. તેથીજ પોતાના અવ્યકૃત 'સ્વ'રૂપને વસ્તુતાએ વ્યક્તિવાળું થતું માનનારાને 'બુદ્ધિહીન', અને વળી અન્નમય શરીરરૂપે થએલાને ભગવાન પોતે ગીતામાં 'મૂઢ' કહે છે, તે બરાબર જ છે. વ્યવહારમાં આવો અવતાર અથવા આવિર્ભાવ થાય છે, તેનો ઇનકાર નથી. કારણ કે, તેવો અવતાર થતો

દેખાય છેજ. વળી, એવા રામચંદ્ર કે કૃષ્ણના શરીરોની પણ શ્રેષ્ટતા, પવિત્રતા, તથા એવા ભૌતિક આવિર્ભાવની વિરલતા પણ સર્વમાન્ય છે. કારણ કે, રામાયણ અને મહાભારતમાં દેખાતા પ્રવૃત્તિમય જગતના કેંદ્રરૂપ થતા, અને ધર્મને દેશકાલાનુસાર સર્વજ્ઞરૂપે અને યોગ્ય પ્રમાણમાં જાણી રહેલા, અને તેથી સર્વને સહાયક થઇ સર્વત્ર પૂજાયલા એમના અપૂર્વ ચારિત્ર્યને હજુય પ્રજા સન્માનથી આદર્શરૂપ સ્વીકારે છે. છતાં એવા આવિર્ભાવો તો તત્વદૃષ્ટિએ જરૂર અસત્ છે, તેથી તે જતા આવતા, અને નાશવાન માયિકજ છે, એવુંજ દર્શન યથાર્થ છે. તેથીજ ગીતાની 'જ્યોતિ'ની શરૂઆતમાં શ્રી કૃષ્ણને વંદન કરતાં અમે એમને

" **मत्वा योगीश्वरं कृष्णं कर्माचार्यं जगद्गुरुं ।**
**भूतात्मानं महद्विष्णुं पुरुषं पुरुषोत्तमम् ॥** "

કહીનેજ વર્ણવ્યા છે. અને જો તે ભાગવત ધર્મને રૂચનું ના હોય તો, તેવો ભાગવત ધર્મ ગીતાને માન્ય નથીજ. પણ આવા માયિક આવિર્ભાવને સ્વીકારી, તેની ઉપાસના ઉપનિષદેજ બતાવ્યા પ્રમાણે કૃષ્ણ ભગવાનની પ્રાપ્તિ અર્થે થાય તો, તેવી ઉપાસના ગીતાને માન્ય છે. અર્થાત્ એવા કૃષ્ણ દેહની પ્રતીક-મૂર્તિદ્વારા તેમાં પરમાત્માનીજ ભાવના કરીને તેને પૂજતાં રામકૃષ્ણાદિના અવતારનો આર્યપ્રજાએ કાલાન્તરથી સ્વીકાર કર્યો છે, તે વેદાન્ત દર્શનાનુસારજ છે. કારણ કે બૃહ. ૪. ૧. (૨–૭) ની શ્રુતિમાં જનક રાજાને આ વિષય સમજાવતાં યાજ્ઞવલ્ક્ય ઋષિએ બહુ યુક્તિપૂર્વક અનેક દેવોની તેમના સૂક્ષ્મ ભૂતોવાળા શરીરના પ્રતીક દ્વારા તેમાં પ્રકટ થતા સૂક્ષ્મ ચૈતન્યનાજ આવિર્ભાવ તરફ ઉપાસકની દૃષ્ટિ રખાવી, તેમાંજ ઉપાસકને આરૂઢ કરવાની અપૂર્વ યુક્તિ યોજી છે. અને આપણી મૂર્તિપૂજાની આવી સફળ યુક્તિ વડે અનેક ભક્તોને આત્મજ્ઞાનમાં આરૂઢ થઇ મોક્ષ પામતા સાંભળ્યા છે. જુવો, બૃહ. ૪. ૧. ૨. ઉપરની અમારી જ્યોતિ. ઉપાસનાના આવા જ રહસ્યને સમજાવતાં બ્રહ્મસૂત્રકારે પણ બ્ર. સૂ. ૪. ૧. (૪–૧૨)માં આવીજ દૃષ્ટિને પ્રકટ કરી છે.

*માયામાં દેખાતા અજ્ઞાનનો નાશ માયાની પારના સત્ય સાધનથી નાજ બને, પણ માયિક જ્ઞાનથીજ તે થમે.*

પણ, જો ભગવાનનો અવતાર અને તેની ઉપાસના એ બધુંય માયિક તંત્રજ હોય તો એવા અસત્ તંત્રમાંથી સત્ની પ્રાપ્તિ કેમ થાય? અને જો આવાજ માયિક તંત્રમાં ઉપાસના કરવાની હોય તો સર્વજ્ઞ કૃષ્ણના શરીરનેય ભગવાન તરીકે પૂજવામાં વાંધો શો ? એવી શંકા થવાનો સંભવ છે. જરૂર, સત્ અને અસત્ વસ્તુઓ સ્વભાવેજ વિરોધી હોઇને અસત્માંથી સત્ની પ્રાપ્તિની આશા નજ રખાય. પણ તેવીજ રીતે અસત્ એવા જગત્નો વિરામ પણ સત્ એવી વિરૂદ્ધ વસ્તુથી નાજ બની શકે. એવા દુઃખરૂપ અસત્ જગત્નો વિરામ કરવા માટે કોઇ અસત્ એવી સમાન ધર્મીજ વસ્તુનું સાધન જોઇએ. તેથીજ અવિદ્યાને શમાવવા માટે માયિક કાર્યકારણ સંઘાતના અંગરૂપ અવિદ્યાનાજ દ્વંદ્વમાં જોડાયલી વિદ્યાજ જોઇએ. પરમાત્મા જે સદ્રુપ છે તે અસંગ હોઇને અવિદ્યાને શમવશે નહીં. પરંતુ એમની માયાશક્તિએ પ્રેરિત અવિદ્યાત્મકજ વિદ્યા–જ્ઞાન અજ્ઞાનને શમાવે છે, એવોજ આપણો અનુભવ છે. કારણ કે, સ્વપ્નમાં આપણને કરડવા વળગેલા સર્પને વછોડવા માટે ખાટલા આગળ પેરો ભરતો ખરો સેવક અશક્ત જ છે. સ્વમમાં થએલા જૂઠા સર્પને છોડાવવા માટે તો જૂઠો સ્વમનોજ સેવક ઉભો કરવો પડશે, અને તે જ ત્યાંના સર્પને છોડાવી શકશે. તેથી જ્યાં એક સાધન કે કારણથી કાર્યાત્મક ફળની સાધના કરવાની હોય ત્યાં,કાર્યકારણ સંઘાત્માત્મક માયાજ પ્રવર્તે છે, અને તેથી માયિક ભગવાનના અવતારની ઉપાસનાથી અંતઃકરણની શુદ્ધિ થતાં, જ્ઞાનપ્રકાશવડે અવિદ્યાનું પ્રશમન થઈ નિશ્ચલ પરમાત્મ તત્વ સ્વયં પ્રકાશી ઉઠે છે.આમ વિચારતાં પહેલી શંકા રહેશે નહીં.

*આવા માયિક તંત્રને કાર્યકારણ સંઘાતનોજ આધાર છે, તેથી ગમે તેવા કારણથી ગમે તેવું કાર્ય સંધાય નહી.*

હવે, આવા કાર્યકારણ સંઘાતમાંય ફળની અપેક્ષાએ અમુક ચોક્કસ કારણનીજ પસંદગીની આવશ્યકતા છે. ગમે તેવું કારણ સેવવાથી આપણે ધારીએ તેવું ફળ મળતું નથી. જો એમ થાય તો કાર્યકારણનો અસ્ખલિત નિયમજ ઉડી જાય, અને તેનો ધારક ઇશ્વર પ્રતિષ્ઠા રહિતજ થાય. એટલે જેની

ઉપાસના કરીને પામવાની ઇચ્છાએ એવી પ્રવૃત્તિ કરવાની છે, તેનું મૂળજ છેદાય. કાર્યકારણની નિશ્ચિત પરંપરા ઉપરજ આખો વ્યવહાર રચાયો છે, અને જ્ઞાનમાત્રનો આધાર પણ તેના ઉપર આશ્રિત છે. પુરૂષાર્થની પ્રવૃત્તિ એના નિશ્ચિત ફલાત્મક પરિણામને લીધેજ થાય છે. આમ કાર્યકારણના સંઘાતમાંજ પ્રાણીમાત્રનો વ્યવહાર પ્રતિષ્ઠિત છે. અને આવા કાર્યકારણ સંઘાતના ફરતા ચક્રાત્મક જગતના સૂત્રરૂપ અનંત કાળને તેથીજ વેદમાં સંવત્સર પ્રજાપતિ કહીને પૂજવા યોગ્ય માન્યો છે. આવા નિશ્ચિત કાર્યકારણ સંઘાતના અનુભવે પ્રાચીન ઋષિઓને જણાયલું એક સત્ય એવું વેદ–વેદાન્તમાં પ્રકટ થયું છે કે, જે જેનું ધ્યાન કરે, ચિંતન કરે, તેજ રૂપે તેની ચિત્તવૃત્તિ થાય છે; અને પ્રકટ ચિત્તવૃત્તિ તેજ જીવભાવ છે. એટલે ઉપાસક જીવ જે વસ્તુનું સેવન કરે અને તેનું ધ્યાનમાં ચિંતન કરે, તેવાજ રૂપે તે પ્રવર્તે છે. તેથીજ '**ब्रह्मविद् ब्रह्मैव भवति**,' કે દેવને જાણનારો દેવ થાય છે. મનને જાણનારો મન થાય છે, ચક્ષુને જાણનારો ચક્ષુ થાય છે, આદિ સિદ્ધાન્તોને અનેક સ્થળે ઋષિઓએ પ્રકટ કર્યા છે. અને ગીતામાં ઉપાસનાને ભક્તિ શબ્દથી બોધતા ભગવાન પણ એમજ કહે છે, કે મને જાણનારો મને પામે છે, અને દેવતાને ભજનારો દેવતાઓને પામે છે. અને આવા સત્ય દર્શનમાં નિત્ય સંઘાતેજ રહેલા જીવેશ્વરના દ્વંદ્વમાંના જીવનો જે સત્ય સંકલ્પનાત્મક ઇશ્વરાંશ છે, તેજ સર્વત્ર પ્રકટ થાય છે. તેથીજ, આવા જ સત્યના દર્શનવાળા ઋષિ પતંજલિના યોગસૂત્રોના આરંભમાં જ પ્રતિજ્ઞારૂપે કહ્યું છે કે "ચિત્તવૃત્તિઓ (ચિત્તનાં વિશિષ્ટ સ્ફુરણો) નો નિરોધ તે યોગ. (યોગ થાય) ત્યારેજ દ્રષ્ટા (જીવ પોતાના) 'સ્વ'રૂપમાં (આત્મામાં) ઠરે છે. એમ ના થાય તો, તે (દ્રષ્ટા) વૃત્તિ રૂપે થાયછે." જુવો યો. સૂ. ૧. (૨ થી ૪), અને તેના ઉપર અમારી જ્યોતિ. ઉપાસના માત્રનું આવુંજ રહસ્ય છે.

ઉપાસનાનું રહસ્ય.

આવા સત્યે તપાસતાં સમજાશે કે, આ માયિક સંઘાતમાં પણ જો ઉપાસનામાં જડ વસ્તુનુંજ ધ્યાન–ચિંતન થાય, તો ઉપાસક, જોનારો જડવત્ જ બને. એટલે સદ્રુપ દ્રષ્ટા અસદ્રુપે

થાય, અને તેથી આત્માની જાણે હત્યા જ થાય. અને જો ચૈતન્યનુંજ ધ્યાન થાય તો, બાહ્ય ઇન્દ્રિયાશ્રય ગમે તેવી વસ્તુ ઉપર હોય છતાં, ઉપાસ્ય ચૈતન્યરૂપેજ પ્રજ્વલિત રહે છે. આવાજ કારણથી વેદાન્તમાં બધાં ઉપાસ્યો જેમ બને તેમ ચૈતન્યાત્મક દેવોનાંજ રાખ્યાં હતાં, અને, ઘણી વખત તો ઉપાસના માત્ર એક ચોક્કસ વિચારની જ, અથવા ગાયત્રી જેવા જ્ઞાનનીજ ઉપદેશાતી હતી. અને કેટલાક મંદ બુદ્ધિવાળાની બાહ્યેન્દ્રિયોના સ્થૂલ નિરોધ માટે ॐ જેવું પ્રતીક બતાવીને તેની ઉપાસનામાં પણ ધ્યેય વસ્તુ તો ચૈતન્યાત્મક બ્રહ્મનેજ પ્રકટ કરી, ઉપાસકની ચિત્તવૃત્તિને સ્થૂળતામાંથી ખસેડી સૂક્ષ્મ આવિર્ભાવના ઉપરજ ખેંચવામાં આવતી હતી. અને તેથીજ જૂની છાંદોગ્યની શ્રુતિની શરૂઆતજ આવી ॐ ના પ્રતીકથી કરવામાં આવી છે. અને તે ઉદ્‌ગીથને ॐ કરીને ઉપાસવાની વિધિ બતાવતાં, સર્વ જ્ઞેયના સાર રૂપ ॐ ને સમજાવતાં, ક્રમવાર પ્રથમ જડાત્મક પૃથ્વી, આપ, અને ઔષધિઓ બતાવી, તેમાંથી વીર્યદ્વારા જન્મતા જડચૈતન્યાત્મક મિશ્ર પુરૂષને બતાવી તેની સૂક્ષ્મ જ્ઞાનેન્દ્રિયોદ્વારા પ્રકટતી ચૈતન્યાત્મક ક્રિયાઓને વાક્‌થી શરૂ કરી ઋક્ અને જ્ઞાનાત્મક 'સામ' માં પરિણામ પમાડી, તે 'સામ'નેજ વ્યક્તાવ્યક્તનું સમાન શુદ્ધ ચૈતન્યાત્મક આત્મ તત્વ છે એમ ઉપદેશતી શ્રુતિ અંતે આ સર્વ ચૈતન્યની પ્રવૃત્તિને એક ॐના પ્રતીકમાં સમેટી લે છે. આમ વિચારતાં, આખો કાર્યકારણ વ્યવહાર માયિક છતાં, ઉપાસનામાં ઉપાસકના ચિત્તને જેના રૂપ થવાનું છે તેવું તાત્કાલિક ધ્યેય પણ 'સ્વ'રૂપ તરફજ ઢળતું રાખવાનીજ યુક્તિ ફલપ્રદ થશે. એને જડાત્મક શરીર ઉપરજ ઠેરવતાં તો ઉપાસકની જડતાજ વધશે. એથીજ ભગવાને ગીતા (૯. ૧૧.) માં યથાર્થજ કહ્યું કે, જે આવા મારા મનુષ્ય દેહનેજ કૃષ્ણ એમ સમજે છે, તે જરૂર 'મૂઢ' છે, એમ કહીને પોતાના ઉપાસકનું ધ્યાન આત્મ સ્વરૂપ તરફજ ઢળતું કરવાનો પ્રયત્ન કરે છે. કારણ કે, સામાન્ય પ્રાણીનું ચિત્ત જડ શરીરમાંજ અહંભાવે ચોઢયું છે, અને તેથી તેના સુખદુઃખે પ્રાણી પીડાય છે, તેને ત્યાંથી ખસેડીને સ્વરૂપના કેવળ સ્થિર ચૈતન્ય ઉપર ચોંટાડતાં તેને પરમ યોગી બનાવી પુણ્યપાપમાંથી મુક્ત કરવાની ત્યાં પરમ

સાધનારૂ યોજી છે. છાંદો. ૮. ૮. ૪ આદિ શ્રુતિમાં બતાવ્યા પ્રમાણે, કેવળ સ્થૂળ શરીરમાંજ ચોટેલી આત્મભાવનાનો ઉપાસક રાજા વિરોચન અને તેનો વંશ અસુર ભાવને પામીને જાતે પુણ્યપાપથી પીડાતાં જગતનેય દુઃખદ નિવડયો છે. અને એવીજ ભાવનાએ પાષાણાદિની બનાવેલી મૂર્તિનેજ ભગવાન માનીને પૂજતી કોળી, વાઘરી, કે ભિલ્લ આદિ અનેક જાતિઓ અત્યારેય એમના આસુરી જીવન માટે પ્રસિદ્ધ છે. અને ક્રમે ક્રમે ચૈતન્યાત્મક વિચારનુંજ સેવન–ઉપાસના કરતો દેવનો રાજા ઈન્દ્ર આત્મજ્ઞાનને પામીને બ્રહ્મરૂપે થયો, તે પણ એજ શ્રુતિ પ્રકટ કરે છે. અને એવા વિચારની ઉપાસનામાંય જ્યાં, એકજ દૃષ્ટિવાળા અને તેથી અધુરા વિચારમાં દ્રઢ આસક્તિ બંધાતાં તેનેજ વિષે આવેશવાળા, અર્જુનના જેવા, ઉપાસકની આત્મભાવના મીંચાય ત્યાં, ( ગીતા. ૧૮. ૨૨ ), જ્ઞાન ધર્મનુંજ હોવા છતાં, તેના સંકુચિતપણાથી ક્ષત્રિય રાજા પણ પોતાના સ્વાભાવિક ધર્મને વિસારીને ભીખ જ માગી ખાવાનું ઇચ્છે ! અને પોતાની એવી નિર્બળતા બતાવતી, ખરા ધર્મથી અવળે માર્ગે ચઢીને, જાતે હણાવાનીજ વૃત્તિ વાળો એવો પારકો ધર્મ સન્યાસ જ ગ્રહણ કરવાની તે બુદ્ધિ કરે ! ઉપાસકને પોતાને તેમજ સમાજને આ કાંઈ ઓછી હાની નથી. અને તેથી લોક સંગ્રહાર્થનો ઉત્તમ પાઠ શિખવતા ભગવાને એવી વૃત્તિવાળી બુદ્ધિને ઘણા સક્ત શબ્દોમાં નિંદતાં કહ્યું છે, કે ' હે અર્જુન ! આવા વિષમ પ્રસંગે (વળી) તને આ કાળુ ભૂત ક્યાંથી ભરાયું ! ( આવું વર્તન ) આર્યને અણછાજતું, સ્વર્ગને પ્રતિકૂળ, અને અપકીર્તિને કરાવનારૂં છે. હે પાર્થ, તું નામર્દ ( ક્લીબ ) નહી થા. તને એ છાજતું નથી. હે પરંતપ ! ક્ષુદ્ર દુર્બળતાને છોડીને ઉભો થઇ જા. " આટલા વિચારથી બીજી શંકાનું પણ સમાધાન સરળ થશે.

સાંખ્ય–યોગાદિ જેવાં વિશિષ્ટ દર્શનો, કે ધર્મનો કોઇ અમુક પંથ તે ગીતાનું પ્રતિપાદ્ય નથી.

આમ ભાગવત ધર્મ તો ગીતામાં પતિપાદ્ય વિષય નથી એટલું ચોખ્ખું સમજાય છે. તેવીજ રીતે 'સાંખ્ય', કે 'યોગ' દર્શનો પણ ગીતામાં પ્રતિપાદ્ય નથી. કારણ કે, કપિલ દેવના નામે ચઢેલાં પ્રવચનો કે સૂત્રો, તેમજ પતંજલિનાં યોગસૂત્રોમાં

જણાવેલી વિભૂતિઓ આદિ વિદ્યાની સાથે ગીતામાં ઉપદેશેલા ' સાંખ્ય ' અને ' યોગ ' જ્ઞાનને સંબંધ નથી. મહાભારતકારે મહાભારતમાં પણ સંગ્રહેલાં ' સાંખ્ય ' અને ' યોગ' દર્શનોય અત્યારે પ્રચલિત તેમનાં સૂત્રોમાં બતાવેલી વિદ્યાના વિસ્તાર વાળાં નથી જ. છતાં ત્યાં એવા સાંખ્યદર્શનના ઉપદેશકોમાં કપિલ મુનિને અગ્રણી ગણ્યા છે, અને પતંજલિનું તો યોગને અંગે નામ પણ જણાવ્યું નથી. ગીતામાં તો સાંખ્ય દર્શનના ઉપદેશક તરીકે કપિલ મુનિને જણાવ્યા પણ નથી.સિદ્ધોમાં ઈશ્વરી આવિર્ભાવ વાળા કપિલ મુનિને પોતાની વિભૂતિઓમાં ગણાવ્યા છે ખરા. અને પતંજલિનું તો નામ સરખુંય ગીતામાં નથી. વળી, દર્શન શાસ્ત્રોમાં યોગને સાંખ્યનું અંગ જ ગણવામાં આવ્યું છે. છતાં, મહાભારતમાં 'યોગ' અને 'સાંખ્ય' દર્શનોને પરસ્પર સ્પર્ધા કરતાં વિરોધી હોય એમ, શાન્તિ. અધ્યાય ૩૦૬ માં બતાવ્યાં છે. અને યોગીઓને નિરિશ્વર સાંખ્યો પ્રતિ ઇશ્વર વગર તમે મોક્ષ શી રીતે કરાવશો ? એમ પૂછી મશ્કરી કરતા વર્ણવ્યા છે ! આમ છતાં ભીષ્મ યુધિષ્ટિરને સમજાવે છે કે, બન્નેય નિષ્ટાઓ જ્ઞાનમાર્ગે મોક્ષને જ અપાવનારી છે. ભીષ્મ ત્યાં યોગની દષ્ટિને સમજાવતાં તેના બે મુખ્ય સિદ્ધાન્તોને પ્રકટ કરીને કહે છે, કે તાકેડુ બાણાવળીનું અસ્ખલિત ધ્યાન એના લક્ષ્યમાંજ હોય તેવું, યોગમાં દષ્ટાનું લક્ષ પરમાત્મામાંજ ચોટેલું રહે છે, અને તેવો યોગી શુભ તેમજ અશુભ એવાં બન્નેય કર્મોને છોડી દઇને મોક્ષને પામે છે. આવા બે સિદ્ધાન્તોવાળા યોગીઓ વ્યવહારમાં પ્રવૃત્ત રહીને મોક્ષને પ્રાપ્ત કરે છે. અને સાંખ્યોને તો ત્યાં શાસ્ત્રપુરઃસર તત્વને શોધતા વિદ્વાનો તરીકે જ ઓળખાવ્યાછે.વસ્તુમાત્રના કારણ તત્વને સમજવાને મથી રહેલા મહાભારત કાળના સાંખ્યોને, તેમજ ઉપનિષદ્ કાળના દ્રષ્ટા ઋષિઓને અત્યારના ઉત્તમ વિજ્ઞાનીઓ (sceintists) જેવા કહી શકાય, તો એવા તત્વદર્શનવાળા થઇને શુભાશુભ કર્મના ફલમાં આસક્તિ રહિત થઇ વ્યવહારમાં પ્રવર્તતા યોગીઓને ' રાજર્ષિઓ 'નું ઉત્તમ જીવન ગાળતા, આત્મકળાવાન, આદર્શ પુરૂષો કહી શકાય. આમ વિકાર માત્રને એકે એક છુટા પાડી, તેમના પ્રેરક આત્મતત્વને પકડનારી તેથી ' સાંખ્ય ', એવી ઉપનિષદ્ અને ભારતકાળની તત્વદર્શી વિદ્યાને ' science ', અને યોગવાળી

જીવનકળાને ' art of life ' કહીએ તો ખોટું નથી. ગીતાએ તો 'યોગ'ને એવા જ શબ્દોમાં '**योगः कर्मसु कौशलं**' કહીને સમજાવ્યો છે. ગીતામાં જ્યાં સાંખ્યદ્રષ્ટિવાળી નિષ્ઠા સમજાવી છે, ત્યાં કપિલનાં સૂત્રોની સાંખ્ય વિદ્યાનું સૂચન સરખુંય નથી. ત્યાં તો દૃશ્યમાત્રનું જાણે પ્રથક્કરણ કરી ગીતા. ૨. ૧૬. માં 'સત્' અને 'અસત્' નાં લક્ષણ બાંધીને તરત અનિત્યનો ત્યાગ કરી, ચૈતન્યાત્મક નિત્ય તત્વને પકડવાને જ પ્રયત્ન કરવા માં આવ્યો છે. અને એમ નિત્ય ચિદ્રુપ સત્‌નું સ્પષ્ટીકરણ કરી રહીને, તેનો ઉપસંહાર કરતાં, ગીતા. ૨. ૩૯ માં ભગવાન કહે છે કે "આટલી મેં તને (યોગીની) સાંખ્ય(જ્ઞાન)માં (સ્થિર થએલી) બુદ્ધિ (દૃષ્ટિ–નિષ્ઠા) કહી બતાવી." અને પછી, એવા દર્શન વાળાની જીવનકળા કેવી હોય છે તેને પ્રકટ કરતાં ભગવાન આગળ કહે છે, કે "હવે, તું (એવા જ્ઞાન) યોગમાં (થતી) આવી (બીજી કર્મ) બુદ્ધિને વિષે સાંભળ, જે બુદ્ધિવાળો થતાં, હે પાર્થ, તું કર્મબંધનને વછોડી નાખીશ." જ્યાં 'યોગ'નો બોધ કર્યો છે ત્યાં બધેય, એવા આત્મજ્ઞાની તેથી યોગીનું નિરાસક્ત વ્યવહાર દર્શનજ પ્રકટ કર્યું છે. એટલે યોગસૂત્રોની વિદ્યાનો કાંઇપણ વિસ્તાર ત્યાં ઉપદેશ્યો જણાતો નથી. તેથી ગીતામાં જ્યાં 'સાંખ્ય' કે 'યોગ' નો ઉપદેશ થયો છે, ત્યાં કપિલનાં પ્રવચનની કે સૂત્રોની, કે પતંજલિનાં યોગસૂત્રોની, વિદ્યાનો ઉપદેશ નથી, પણ એવા ઉપદેશમાં રહેલી વ્યાસ મુનિની દૃષ્ટિ કેવળ સ્વતંત્ર દર્શન વાળીજ છે.મહાભારતમાં એવાં નામોએ ચાલતી સંસ્થાઓનો જે ગ્રહણ કરવા યોગ્ય સાર ભીષ્મે યુધિષ્ઠિરને પોતાની દૃષ્ટિએ સમજાવ્યો છે, તેજ વ્યાસને ઘણે ભાગે સંમત હોય એમ સ્પષ્ટ દેખાય છે.

ગીતામાં 'સાંખ્ય' અને 'યોગ' એવા સ્પષ્ટ શબ્દો વપરાયા છે, છતાં તે નિષ્ઠાઓમાં સાંખ્ય કે યોગનાં સૂત્રશાસ્ત્રોમાં બતાવેલી વિદ્યાઓના તે બોધક શબ્દો નથીજ, એવો અભિપ્રાય અત્યારના સર્વે વિદ્વાનોને માન્ય છે, એટલે એનું અહીં વધારે વિવેચન કરવું યોગ્ય નથી. વળી, જુવો કઠો. ૬. (૧૦–૧૧)

અમારી દૃષ્ટિએ ગીતાનું ધ્યેય તે સમયમાં અનેક પ્રચલિત

---

વેદોપાંગોને અનુસરતા પંથો અને દર્શનોમાંથી કોઇપણ અમુક પંથ કે

સનાતન તત્વના દર્શનવાળા શ્રીકૃષ્ણનું યુગપ્રવર્તક સ્વતંત્ર એવું ધર્મદર્શન જ ગીતાનું પ્રતિપાદ્ય છે.

દર્શનનું સ્થાપન કરવાનું નથી. તેમજ તેવાં દર્શનોનો ભંડોળ કરીને ગીતામાં તેનો માત્ર સંગ્રહ કરવાનો પણ ઉદ્દેશ નથી, એ ઉઘાડું છે. છતાં એનું સ્વતંત્ર દર્શન એવું સર્વવ્યાપક, અને પ્રજ્વલિત છે, કે સર્વ દર્શનોના અનુયાયીઓ પોતાના પંથની પુષ્ટિને અર્થે એના ઉપર આધાર રાખે છે! તેથીજ ગીતાનું એવું દર્શન યુગપ્રવર્તક ધર્મદર્શન બન્યું છે, અને અત્યારે એ સર્વત્ર પરમ પૂજ્ય દર્શન તરીકે સ્વીકારાયું છે. તેથી આ દર્શનનું મર્મ વિસ્તારથી સમજવાની જરૂર છે.

## ૨.

ઉપનિષદો અને મહાભારતની વચ્ચેના કાળમાં થએલું સામાજીક પરિવર્તન

પ્રાચીન ઉપનિષદોનો કાળ અને મહાભારત લખાયું તે બે કાળની વચ્ચે સેંકડો વર્ષો વહી ગયાં છે, અને પ્રજાના જીવનમાં ઘણો મોટો ફેરફાર થયો છે, એ સૂક્ષ્મ-દૃષ્ટિથી જોનારને સ્પષ્ટ સમજાય તેવું છે. જીવનના આવા મહાન પરિવર્તનમાં પણ પ્રજાની શ્રદ્ધા શ્રુતિના ઉપર તો અડગજ રહી છે. એટલે વેદના જ્ઞાનના બધા મુખ્ય સિદ્ધાન્તો જાણે પ્રજાના લોહીમાંજ વહી રહ્યા હતા છતાં, જીવન કલહની મચેલી ભારે ધમાલમાં વ્યવહારનો ઝોક શ્રુતિકાળના શાન્ત જીવનના કરતાં પ્રવૃત્તિ તરફ વધારે ઢળતો હતો, તે મહાભારતના ઇતિહાસને પાને પાને નોંધાયું છે. ત્યારે આર્યાવર્તમાં થેડ થેડ અનેક રાજ્યસ્થાનો બંધાયાં છે, અને વિવિધ પ્રકારની કળાકૌશલ્યવાળું જીવન દેશના પ્રત્યેક વિભાગમાં એક બીજાની સ્પર્ધા કરતું ચાલી રહ્યું છે. અને જ્યાં આવી પ્રવૃત્તિ સર્વત્ર જામી રહે, ત્યાં રાજ્યોમાં પણ પરસ્પર સ્પર્ધા ભર્યો વિરોધ ઉભો થાય એ સ્વાભાવિક છે. ધમાલ વગરનું શાન્ત જીવન ગાળતા મહાન પુરૂષો ઘણી વખત રાજાના આશ્રય તળેજ આવીને વસતા દેખાય છે. અને જે બ્રહ્મવેત્તાઓનાં કુલ પૂર્વે સ્વતંત્રપણે પોતાને ત્યાં અનેક વિદ્યાર્થીઓને પોષીને પરમાર્થ સેવી ગૃહસ્થજીવન ગાળતાં, તે આવા ધમાલની ધાંધલમાં અરણ્ય સેવી થતાં દેખાય છે. તેથીજ ઋષિઓનાં મંડળો સનકાદિકની પેઠે રાજાઓના આશ્રયની તળેજ ફરતાં મહા-

ભારતમાં વર્ણવ્યાં છે. ઉપનિષદ્‌કાળના સમાજમાંય ગુણદોષ તો દેખાય છે, છતાં ત્યારનું સામાન્ય જીવન, ગમે તો વસતિની વિરલતાએ, કે રાજાઓ માત્ર પ્રજા સેવી રેહેતાં આસક્તિથી ઓછા પીડાતા હોવાને લીધે, મહાભારત કાળના જીવનના કરતાં, ભગવાન વાલ્મીકિએ રામાયણમાં બતાવેલા ધાર્મિક જીવનના જેવું, વધારે શાન્ત હતું. મહાભારતનું યુદ્ધ થયું ત્યાર સુધીમાં તો જીવનકલહ એટલો બધો વધી પડયો દેખાય છે કે, ધન અને સંપત્તિના મદમાં છકેલા અને સત્તાધારી નાના મોટા રાજાઓ પોતાને અને પોતાના વંશનેજ સમાજનું કેન્દ્ર માનતા થયા છે ! અને જ્યાં પૂર્વે રાજાની કચેરીઓ વિદ્યાના સન્માનાર્થે જ ઇતિહાસમાં નંધાતી, તે મહાભારત કાળમાં કાં તો કોઇ દેશ જીતવાની મંત્રણા કરવા, અથવા એક બીજાના રાગદ્વેષના સંતોષાર્થે, અનેક યુક્તિ પ્રયુક્તિ વાળા રાજાના સગાવ્હાલા કે તેમના સામંત અને મંત્રિઓના સંવાદો દ્વારા રાગદ્વેષ ભર્યા જગતમાં ઉભરાતો સંમોહ પ્રકટ કરતીજ ચિતરાય છે ! દ્રોણ અને કૃપાચાર્ય કે આતતાયી અશ્વત્થામા જેવા બ્રાહ્મણો પોતાની વિદ્યાને કેવળ રાગદ્વેષની આસક્તિનેજ પોષવા અર્થે રાજાના બાળકોને પોતાની ધનુર્વિદ્યાઓ શિખવે છે, અને પવિત્ર પ્રાચીન ભાવનાવાળી ગુરૂ દક્ષિણામાં પણ માત્ર હલકી સ્વાર્થ કામનાઓએ બંધાયલાં પોતાનાં વૈર વાળવાની પ્રતિજ્ઞાઓ લેવરાવે છે ! આર્યોનું ઉપનિષદ્ કાળનું શાન્ત, પણ શુદ્ધ પ્રવૃત્તિમય, જીવન અનેક કારણોથી મહાભારત કાળમાં આવા કાંઇક રાગદ્વેષના ચક્રરોમાં પડીને અનેક પ્રપંચ સેવી વ્યવહારની વિટંબના ભરેલું થયું છે. કદિ બુદ્ધિના ચમત્કારનો એમાં વધારો થયો હશે, પણ એ બુદ્ધિનો ઉપયોગ સમાજના સુખના કરતાં એના દુઃખમાંજ વધારો કરનાર નિવડયો છે. અને આવા જીવનમાં, ભગવાન કહે છે તેમ, સાધુઓના જીવનને એક બાજુએ ધકેલી મૂકીને, છળ અને પ્રપંચ સેવીઓનું જોર ચારે તરફ ગર્વ ભર્યું અને સફળ થતું જણાયું છે. અને સજ્જનો કાંઇક હિંસાના ભયે, તો કાંઇક ધર્મની અવળી સમજ ને લીધે, કે પછી કાંઇક ઇશ્વરની બળવાન ઇચ્છાનો આશ્રય લેઇ પોતાને એકલા પડી ગયેલા જોતાં, પ્રવૃત્તિથી કંટાળીને સમાજની રંગભૂમિ છોડીને નિવૃત્તિમાં પડી અરણ્યસેવી થયા છે.

શ્રી કૃષ્ણ મહાભારતનું કેન્દ્ર હતા.

આવા કલહમાં વેદમાં રહેલી શ્રદ્ધાવાળી ધાર્મિક વૃત્તિનું દર્શન કાંઇક દયામણી દશા ભોગવે એમાં નવાઇ નથી. એનો ઉદ્ધાર કરનાર વ્યક્તિ સાધારણના કરતાં ઘણા વધારે ઉત્કૃષ્ટ જ્ઞાન અને ચારિત્ર્યના બળવાળીજ હોવી જોઇએ, તે પણ ઉઘાડું છે. મહાભારતની કથામાં ગણ્યાગાંઠયાજ પુરૂષોનાં જીવન ધર્મની આવી ચોખ્ખી દષ્ટિવાળાં રહ્યાં હતાં, છતાં એવી દષ્ટિની સાથે બળવાન ચારિત્ર્યવાળી વ્યક્તિ તો એકલા કૃષ્ણનીજ દેખાય છે. કૃષ્ણ, ભીષ્મ, યુધિષ્ઠિર, વિદુર, અર્જુન, ભીમ, શૈલ્ય, જેવા વિરલ પુરૂષોનીજ ધાર્મિક દષ્ટિ સર્વ પ્રસંગોમાં ચોખ્ખી રહી શકી છે. પરંતુ ધર્મનું રક્ષણ કરવામાં ચોખ્ખા નિર્ણયવાળી બુદ્ધિ અને તેવા નિર્ણયોને અનુસારજ આચરણવાળું બળવાન ચારિત્ર્ય તો શ્રીકૃષ્ણનુંજ પ્રકટ થયું છે. શ્રીકૃષ્ણના આવા બળવાન આવિર્ભાવથી એ મહાભારતના ઇતિહાસનું કેન્દ્ર બન્યા હતા. અને વતનનું રાજ્ય છોડી દઇને શત્રુઓના અધર્મી વર્તનથી કંટાળીને દ્વારકાના ઉજ્જડ પ્રદેશમાં આવી વસ્યા છતાં, આખા દેશના રાજ્યસ્થાનોની સભાઓમાં તેમજ વિદ્વાનોમાં એમનુંજ જ્ઞાન, ડહાપણ, અને ચારિત્ર્ય સર્વના સન્માનને પામતું; અને તે એટલે સુધી, કે યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં એમને જ પ્રથમ અભિષેક કરવામાં આવ્યો હતો. અને એમના અંગત દ્વેષીલા શિશુપાળ જેવા બળવાન રાજા હતા, છતાં તેમને તે વખતે તો એના મહિમાનો સ્વીકાર કરવો પડયો હતો.

તે વખતે થએલા ધર્માચાર્યોની સ્થિતિ.

જ્યારે રાજકીય પુરૂષોની આવી અવસ્થા થઇ રહી હતી, ત્યારે ઋષિ મંડળોએ તો અરણ્ય સેવતાં પ્રજાના સામાન્ય વર્ગમાં, આત્માના નિર્ગુણ સ્વરૂપને વાસ્તવતાના ઝોકવાળો સગુણનો સ્થૂળભાવ આપીને, તેવા ઇશ્વરના ભજન કીર્તનથીજ મોક્ષ મળે છે એમ કહી, કાળાનુસાર વેદના જ્ઞાનનો બચાવ કરી લીધો હતો. અને જીવનના રાગદ્વેષભર્યા કલહમાં મનોવૃત્તિને ઉચ્ચ રાખવા આવી જ કલા ત્યારે યોગ્ય પણ હતી. ઉપનિષદની ઉપાસના પ્રવૃત્તિમય છતાં ઉપાસકને ઉપાસ્યના તત્વચિંતનમાં ઘણે ભાગે રોકી રાખીને, એના વ્યવહારને કંઇક ઉત્સાહ રહિત, અને સ્હેજ ભારે જીવન

વાળો બનાવતી. અને તેથી એવાનો સંસર્ગ પણ બીજાઓના જીવનને હલકુ અને આનંદવાળું કરવા અસમર્થ નિવડતો. મહાભારતના જીવનકલહમાં આવી ઉપાસના અરૂચીકર થાય તે સહજ સમજી શકાશે. તેને સ્થાને ઉપનિષદ્‌ના જ ક્રમને અનુસાર સેવાતા અનેક દેવોના પરમ આશ્રયરૂપ મહદ્-દેવ અથવા મહદાત્માને જ વિશિષ્ટ ઇશ્વર તરીકે ભગવાન માનીને તેની ઉપાસના કરવાની નામ સ્મરણવાળી સરળ યુક્તિએ ભક્તિનું સ્વરૂપ ઉભું કર્યું. અને ઉપનિષદ્‌ની ઉપાસનામાં જે નિરૂત્સાહના ભારવાળુ તત્વચિંતન હતું, તે ધીમે ધીમે ભક્તિમાં નામ એકલાનું જ સ્મરણ કરતાં, વિસરાયું. એટલે ઇશ્વરનું સ્વરૂપ જાણવાની કે સમજવાની જરાય મેહેનત કર્યા વગર ભગવાન, કૃષ્ણ, હરિ, એમ બોલાવામાંજ જાણે ઉપાસનાની સિદ્ધિવાળી 'ભક્તિ' શરૂ થઇ. આવી ઉપાસનાય તે કાળની પ્રજામાં જો પ્રસરી રહી ના હોત, તો પાછળથી તેનું ભૂલાયલું તત્ત્વ પ્રકટ કરવાનો અવકાશ પણ રહ્યો ના જ હોત. એટલે તે કાળની પરિસ્થિતિ અને પ્રજાની આધ્યાત્મિક અવદશા જોતાં ઉપાસનાએ જે સ્વરૂપ પકડયું તે છેક અયોગ્ય નહોતું. તેમજ એ ઉપાસનાના પ્રવર્તક દીર્ઘ દૃષ્ટાઓની ધર્મબુદ્ધિ, જે મૂળ વેદના તત્વ દર્શનનાજ આશ્રયવાળી હતી, તે ઘણી ચોખ્ખી હતી, તેથી સ્થૂળ નામ માત્રની ભક્તિમાં પણ ભગવાનના પરમ સ્વરૂપનું કીર્તન તો અજાણતાંય થયાજ કરતું હતું. શિષ્ટ પુરૂષોમાં તો આવી રીતે ઉપાસનાનું વ્યવહાર સ્વરૂપ બદલાયું છતાં, તેમાં રહેલું તત્વ તો શ્રુતિ અનુસાર પ્રાચીન કાળનું જ ચાલું રહ્યું, એટલે તેમની દૃષ્ટિમાં ઉપનિષદ્‌ની કારણાત્મક બ્રહ્મની ઉપાસના તે અહી ભગવાનની ભક્તિ થઈ, અને કઠિન ઉપાસનાની વિધિને છોડીને સરળ વિચાર પ્રમાણે ઉપાસનાને સામાન્ય લોકમાં ભક્તિનું નવું નામ પણ મળ્યું. અને અવશ્ય આત્મજ્ઞાનના મુખમાંજ લાવી મુક્તી બ્રહ્મલોકને પમાડનારી કારણ બ્રહ્મની ઉપાસનાનેજ સર્વોત્તમ ઉપાસના તરીકે શ્રુતિએ પણ બોધી છે, અને એ જ અવ્યક્ત શક્તિવાળા કારણબ્રહ્મને ઇશ્વર કહીને 'ઈશ' શબ્દે ઇશાવાસ્યોપનિષદ્‌માં વર્ણવ્યો છે. આવા ઇશ્વરને જ મહાભારત કાળના અનેક આચાર્યોએ ભગવાન કહીને તેને ભકતો પાસે પૂજાવ્યો, અને તે સર્વા-

ન્તર્યામી સર્વમાં પ્રવેશી રહ્યો હોવાથી એવા વ્યાપક ચૈતન્ય તત્વને વિષ્ણુ કહીને પણ ભજ્યું. આ જ વિષ્ણુ ભગવાનને સૂક્ષ્મ મૂળ ભૂતોરૂપી આપઃ અથવા 'નારા'માં સૂઇ રહેલો સમજાવતાં "નારાયણ" કહીને પૂજ્યો, અને એને જ મહાભારતના કેન્દ્રરૂપ બનેલા ઇશ્વરના મહાન આવિર્ભાવવાળા શ્રીકૃષ્ણમાં વાસુદેવ કહીને વંદ્યો.

મહાભારતના યુદ્ધ પૂર્વેની જાહોજલાલી.

મહાભારતનું ત્રાસદાયક યુદ્ધ શરૂ થયું તે પહેલાં આર્યાવર્તનું વ્યવહારમય જીવન ઘણું પ્રજ્વલિત, પ્રવૃત્તિમય, અને વિવિધ વૈભવવાળી કલા કૌશલ્યથી ભરેલું હોય એમ સમજાય છે. અને આવા વિભવભર્યા ભોગમાં રચીપચી રહેલી પ્રજા શ્રુતિકાળની ઉપાસનામાંય રહેલા તત્વચિંતનના ભારવાળા ધર્મ તરફ દુર્લક્ષ જ રહે, તેમને માટે વિદ્વાનોએ એમના પ્રવૃત્તિમય જીવનની જરાય આડે આવે નહીં એવી, અને નામમાત્રથી મુક્તિ આપનારી નવી ઉપાસનાત્મક 'ભક્તિ' ઉભી કરીને એમની ધાર્મિક વૃત્તિને સતેજ રાખવાની યુક્તિ રચી. આવા પ્રસંગે જે રાજર્ષિઓએ પૂર્વે બ્રહ્મવિદ્યાને સંપાદન કરીને પરંપરાગત કરી વેદાન્તના અપૂર્વ દર્શનને જન્મ આપ્યો હતો, તે રાજાઓના વંશ આવા જીવન વમળમાં પડતાં પોતાની વિદ્યાને વિસારીને રાગદ્વેષના દોર્યા ભોગાસક્તિમાં જ મચ્યા રહ્યા. અને જ્યાં પ્રકૃતિએજ ધાર્મિક વૃત્તિનો આવિર્ભાવ થાય ત્યાં, ઇશ્વરના સ્વરૂપને સમજવાનો અને તેનામય થઇ અજ એવા બ્રહ્મ ભૂત થવાનો પ્રયત્ન છોડીને, માત્ર નામ સ્મરણવાળી સરળ ભક્તિનું જ સેવન કરી તેઓ પોતાને સંતોષ પમાડવા લાગ્યા. આ સમયમાં આવા ભાગવતાદિ અનેક પંથો આખા દેશ ઉપર પથરાઈ રહ્યા, અને એવા અનેક પંથોની પ્રણાલિકાઓને સ્વીકારતા વિદ્વાનો, સંકુચિત દૃષ્ટિથી પણ પોતપોતાના પંથની પુષ્ટિ અર્થે, કથા વાર્તાઓ, ટુચકાઓ, કહાણીઓ, કે સૂત્રો, મોંઢે અને લખાણમાં ચલાવી રહ્યા હતા, એમ તે કાળના ચિતાર ઉપરથી સહજ સમજાય છે.

યુદ્ધનું ભયંકર પરિણામ.

આવું વિવિધ રંગે વિચિત્ર સ્વરૂપમાં ખીલી રહેલું કમળ, મહાભારતના યુદ્ધ પછી લાખો મનુષ્યોનો ખોડો નીકળી જતાં, સુકાઇને કરમાવા લાગ્યુ ! ચાલતી આવતી લાંબા વખ-

તની પ્રણાલિકાઓ ભાગી ગઇ, અને આચારની શ્રેણીને માન આપતાં જળવાઇ રહેલી મર્યાદાઓ તુટી પડી. રાગદ્વેષના ભોગ થઇ પડેલા વિદ્વાનો પણ હજારોની સંખ્યામાં હણાઇ ગયા, અને શ્રીકૃષ્ણ અશ્વમેધ યજ્ઞ પછી દ્વારકાં જવા નીકળ્યા ત્યારે ભારતના યુદ્ધનું પરિણામ અત્યંત ભયંકર અને ભવિષ્યને હાનીકારક થશે એવાં સૂચન તેમને દેખાયાં. યુદ્ધ પછી લગભગ ત્રીસ કે પાંત્રીસ જ વર્ષમાં શ્રીકૃષ્ણને પોતાને જ જગત્ શૂન્ય જણાવા લાગ્યું; અને પોતાનાજ કુળનો નાશ થવાનાં ચિન્હ એમને દેખાયાં. તેમણે પ્રકૃતિએ શાન્ત ઋષિ મુનિને ક્રોધી થતાં દીઠા, અને તેમની વિદ્યાની અને એમના જ્ઞાનની મશ્કરી કરતા યાદવો પ્રાચીના તીર્થસ્થાનમાં મદથી ગાંડા જેવા બનીને સ્હામસ્હામા લઢી મરતાં શ્રીકૃષ્ણે જાતે જોયા. અને ત્યાર પછી, પાંચ સાત દિવસમાં જ શ્રીકૃષ્ણે ભાખેલા ભવિષ્ય પ્રમાણે એમના પિતા વસુદેવે દ્વારિકાને દરિઆની છોળોથી ધોવાઇ જતી દીઠી ! હસ્તિનાપુરથી દ્વારકાંમાં આવેલા અર્જુનને યાદવોની સ્ત્રીઓને હસ્તિનાપુર લેઈ જતાં, અનાર્ય પ્રજાઓને હાથે રસ્તામાં પંચનદ પ્રદેશનાં જંગલોમાં લૂંટાવું પડયું, અને મહાભારતને જીતેલા હાથે ગાંડીવ ધનુષ્ય નહીં તણાતાં તેનાથી સ્ત્રીઓનું રક્ષણ પણ થઇ શકયું નહીં. પાંડવોને ત્યાર પછીનો સંસાર છેક નીરસ થઇ પડયો. અને યુગ બદલાતાં વિદ્યાના ઝરા સૂકાયા. સ્ત્રીઓ કલંકિત થઇ. અને પૂર્વની જાહોજલાલી સંભારીને રડતા રહેવાનું જીવન પાંડવોનેજ અસહ્ય લાગ્યું. છેવટે રાજ્યના બે ભાગ કરી નાંખી ઇન્દ્રપ્રસ્થમાં શ્રીકૃષ્ણના વંશજ યાદવને, અને હસ્તિનાપુરમાં પૌત્ર પરિક્ષિતને, એમ બે બાળકોને ગાદીઓ સુંપી દઈ, પાંચાળી સાથે પાંચે ભાઇઓએ આખા દેશમાં તીર્થાટણ કરતાં હીમાલયના ઉચ્ચ અને ગહન પ્રદેશોમાં પોતાના દેહ છોડયા ! આમ સ્વર્ગમાંથી ઉતરેલી દેવગંગાના રમણિય તટોવાળા ઉંચા પ્રદેશોમાં તપોવન બાંધીને ઉપનિષદ્ કાળના શાન્ત જીવનમાંથી ફળીફુલીને અત્યંત વિભવના વિસ્તારમાં ફેલાયલી જીવનકળાના પચરંગી બગીચાથી ભરેલાં યુદ્ધની પૂર્વેનાં સુંદર વનો યુદ્ધકાળ પછી સુકાઇ ગયાં. આર્યનો વૈભવ લૂંટાઈ ગયો ! વિદ્વાનોની વાડીઓ વિખરાઇ ગઇ, અને જૂની પ્રણાલિકાના ઉપર

ચાલતી નવી ભક્તિની કુંજ ગલીઓ પણ લાગણીઓમાં પવિત્ર છતાં બુદ્ધિહીન લોકના હાથમાં પડતાં અત્યંત અધમતાએ પહોંચી. આવા દુઃખદ કાળના પ્રસંગે આર્યની પ્રાચીન સંસ્કૃતિના થતા નાશમાંથી પુનઃ તેને ઉગારી લેઇને નવા યુગની પ્રજાના હાથમાં સુંપવા જગત્ નિયંતા ઇશ્વરે જ્ઞાનની મૂર્તિ રૂપ વ્યાસ મુનિને પ્રેર્યા.

ભગવાન વ્યાસની આગળ ઉભુ થયેલું કર્તવ્ય.

અમારી દૃષ્ટિએ ગીતાના દ્રષ્ટા ભગવાન વ્યાસ મુનિની આગળ બે મહાન્ કાર્ય ઉભાં થયાં. એક તો પૂર્વે ચાલી રહેલા, પણ તે કાલમાં નાશ પામતા, જ્ઞાન સમુહને તેના શિષ્ટ સ્વરૂપમાં સંગ્રહી રાખવાનું કાર્ય. અને બીજું, વિવિધ જ્ઞાન સમુહથી પ્રજ્વલિત થએલી એકાગ્ર બુદ્ધિમાં પ્રકટ થતા એવા જ્ઞાનને જૂના છતાં નવા રૂપમાં ભવિષ્યની પ્રજાને તેની ઉત્ક્રાન્તિ અર્થે સુંપવાનું બળવાન ધર્મદર્શન પ્રકટ કરવાનું કાર્ય. આમાંનું પહેલું કાર્ય મહાભારતકારે બહુ કુશળતાથી મુખ્ય કથામાં વિવિધ જ્ઞાનને અનેક સ્થળે ગુંથી, મુખ્યત્વે શાન્તિ અને વન પર્વોમાં સાધી લીધું. અને ત્યાં અનેક ભિન્ન વિચારવાળા શિષ્ટ પુરૂષોમાં ચાલ્યો આવતો જ્ઞાન ભંડાર પાંડવોની સાથે ફરતા ઋષિ મંડળોના અનેક વિધ ગોઠવયલા સુંદર સંવાદો અને કથાના પ્રસંગોમાં ચિત્રાકર્ષક રીતે સંગ્રહી લીધો. તેમના વિચારોનાં મર્મસ્થાનોની નોંધ લેઇને, જ્યાં જ્યાં એવા વિચારો બીજાની ટીકાઓને પાત્ર થયા હોય ત્યાં તેવી ટીકાને ભીષ્માદિ બહુશ્રુત અને વિદ્વાનોમાં પૂજાયલાં પાત્રોદ્વારા તારવી કાઢી. આમ કરીને તે સમયની અનેકવિધ ચાલી રહેલાં કળા કૌશલ્ય અને ધાર્મિક વિદ્યાઓમાં શિષ્ટ પુરૂષોની દૃષ્ટિએ સંગ્રહ કરવા જેવું બધું જ્ઞાન પકડી લેઇને, બાકીના અનેક પંથોમાં રેલાતી સંકુચિત જ્ઞાન ધારાઓને કાળને સ્વાધીન કરીને એમને સંતોષ માનવો પડ્યો. આવા સંગ્રહવાળું મહાભારત અનેક સુંદર કથાઓ અને સંવાદોમાં ઝળકી ઉઠતાં, અનુભવે સિદ્ધ અને તેના ઉપરથી પ્રમાદ રહિત અનુમાને સમજાતાં એવાં વિવિધ જ્ઞાન રત્નોથી ઉભરાઇ રહ્યું છે. આવા અમુલ્ય સંગ્રહથી પ્રજાની વિવિધ પ્રકારની જ્ઞાન રૂચિને વ્યાસ ભગવાન અત્યારેય સંતોષી રહ્યા છે. અને કાળને આધીન પડેલી બીજી વિદ્યાઓ તેમના ભાગ્યા ટુટયા રૂપમાં પાછળથી અનેક પુરાણોમાં પણ સંગ્રહાતી ચાલી આવી છે.

ગીતામાં યુગ પ્રવર્તક ધર્મનું દર્શન.

એમનો બીજો ઉદ્દેશ ગીતાના આવા સુંદર પ્રબંધમાં ફલિત થતાં, અત્યારે તેજ યુગપ્રવર્તક ધર્મ તરીકે દીપી રહ્યો છે. અને તેથીજ વિવિધ પંથના અનુયાયીઓ આનંદથી પોતાનો આશ્રય એમાંજ ખોળી રહ્યા છે. અનંત જ્ઞાનના ફળ રૂપે પ્રકાશી રહેલો વેદ વ્યાસનો આત્મા શ્રીકૃષ્ણના અવતારી પાત્ર દ્વારા ગીતામાં પ્રકટ થયો, અને તેણે સંપૂર્ણ યોગ દર્શનથી સનાતન છતાં નવી દૃષ્ટિવાળો યુગધર્મ પ્રવર્તાવ્યો. આખા મહાભારતમાંથી તેથીજ એકલા ગીતાનાજ પ્રબંધને ઉચકી લેઇ તેને આર્ષ દર્શનવાળાં ઉપનિષદ્‌નું ઉચ્ચ પ્રસ્થાન આપવામાં આવ્યું છે.

ગીતાનું પ્રતિપાદ્ય રાજયોગ.

ગીતાનું પ્રતિપાદ્ય સર્વ પ્રકારની વિદ્યાના સંપૂર્ણ અભ્યાસના કારણે અત્યંત સ્પષ્ટ અને નિર્મળ થયેલી વ્યાસની પવિત્ર બુદ્ધિમાં પ્રકટ થતા તત્વાનુસંધાનવાળું, અને જગત્‌ના વ્યવહારને પવિત્ર કરીને તેમાં પ્રવર્તી રહેલા ઇશ્વરી આવિર્ભાવમાંજ ભળી જતું, એવું યોગ દર્શન છે. (જુવો ગીતા ૪. ૩.) આ દર્શનજ ગીતાના ઉપદેશનું કેન્દ્ર બનવાથી તેનીજ દૃષ્ટિએ જીવનકળાનાં વિવિધ અંગો તપાસાયાં છે. એજ દૃષ્ટિએ અનેક પ્રવૃત્તિઓની વત્તી ઓછી કિંમત અંકાઇ છે, અને વ્યવહારનાં તમામ અંગોને તપાસીને તેમનાં ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ઠ સ્થાનોનો પણ એજ દૃષ્ટિએ નિર્ણય કરવામાં આવ્યો છે. આવા યોગ દર્શનમાં જીવેશ્વરના ઐક્યનો સાક્ષાત્કાર એજ પરમ સત્વ છે. અને વ્યવહારની વિવિધતામાંય આવી સાક્ષાત્કારવાળી સ્થિર ચેતના ઇશ્વરી નિયમે પ્રેરાતી પ્રકૃતિના વ્યવહારને માત્ર ધારીજ રહે છે. આવી આત્માના અભેદવાળી તત્વદૃષ્ટિમાં સાંખ્યે જોડાઇ રહેતા યોગીની ઇશ્વર પ્રેરિત પ્રકૃતિને અનુસાર, કામનાની આસક્તિથી રહિત થઇને, વ્યવહારને દોરતી યોગવૃત્તિ વાળા પતિપાદ્યને તારવી કાઢવા, ગીતાના અધ્યાયોનાં જૂનાં નામોને અધ્યાયના અંતમાંજ કાયમ રાખી, તેની ઉપદેશાવલિને નવાં નામો આપવાની અમે હિમ્મત કરી છે.

ગીતાનો કઠિન પ્રબંધ.

આવા પ્રતિપાદ્યને પ્રબંધમાં ઉતારવાનું કામ કોઇ ઓછું કઠિન ન હતું, અને તેનેય આવું ચિત્તાકર્ષક અને

જગન્મોહક સ્વરૂપ આપવામાં વ્યાસ મુનિની અપૂર્વ કાવ્યકળાએ સફળ જ કર્યું છે. મહાભારતના દારૂણ યુદ્ધના સમરાંગણને પોતાના ઉપદેશનું સ્થળ બનાવવામાંજ કવિનું દર્શન સફળ રીતે અર્ધું તો પ્રકટ થઇ જ જાય છે! જે તત્વ દૃષ્ટિ અન્ય સ્થળે મુનિનેય પ્રયત્ને આવી શકે નહીં તે અહીં જન્મ મરણના કાંઠા ઉપર ઉભેલાને અને ક્ષણ માત્રમાં ઐહિક જીવનની નિષ્ફળતાને અનુભવવા તૈયાર થઇ રહેલા ઉચ્ચ ક્ષત્રિય જીવને પ્રત્યક્ષ થાય, એમાં કાંઇજ નવાઇ નથી. આવી ચિત્ત સ્થિતિવાળો ક્ષણમાં થવાના અનર્થને જાણે પ્રકટતો જોઇ રહેતાં, પોતાની ક્ષણિક નિર્બળતાના કારણથી અધર્મમાં ઢળી પડીને પરિણામથી બ્હીને ત્યાંથી નાશી છુટવાની વૃત્તિ કરે તે જેટલી સ્વાભાવિક છે, તેટલીજ સ્વાભાવિક રીતે આત્માની દૃષ્ટિમાંજ સ્થિર થએલો યોગી, તે ક્ષણે પ્રાપ્ત થએલા ધર્મને આચરતાં, વૃત્તિમાં કોમળ હૃદયના યમના જેવો દૃઢ બનીને, નાશ પામતા આખા જગત્‌ને એક પણ રૂવું ચોર્યા વિના જોઈ રહી લોકસંગ્રહનું કાર્ય આદરે, અને તેમાં સહાય ભૂત થવા પરમ યત્નનો ઉપદેશ કરતાં નિર્બળ પણ ઉચ્ચ જીવનના અભિલાષી અને શ્રદ્ધાવાન શિષ્યને પોતાના જેવોજ દૃઢ વ્રતવાળો કરીને ઇશ્વરના કાર્યમાં આનંદથી પ્રવર્તાવેજ. લડાઇના આવા બારીક સમયે આવડી મોટી ગીતાનો બોધ અસંભવિત છે તેથી ગીતામાં કૃષ્ણે કરેલો ઉપદેશ સંભવે નહી, એમ બોલતા કેટલાક ટીકાકાર વ્યાસની આવી ઉચી કાવ્યકળાનું અને શ્રીકૃષ્ણના સ્વરૂપનું પોતાનું અજ્ઞાનજ પ્રકટ કરે છે.

**પ્રતિપાદ્યમાં સમાયલા સિદ્ધાન્તોની સૂત્રાવલિ.**

આ પ્રતિપાદ્યને કેવી રીતે પ્રબંધમાં આવું સુંદર સ્વરૂપ આપ્યું છે તેને વિસ્તારથી તપાસતા પહેલાં, એમાં રહેલાં મુખ્ય સિદ્ધાન્તોનું સ્હેજ પ્રથક્કરણ કરી જઇએ તો, તે પ્રત્યેક સિદ્ધાન્ત ક્યાં અને કેવી કુશળતાથી પ્રકટ થયો છે તે સમજવું સરળ થશે. આ પ્રતિપાદ્યમાં સમાયલા સિદ્ધાન્તોની વિસ્તૃત સૂત્રાત્મક પરંપરા કાંઇક આવી છે.

(૧) 'જ્ઞેય' માત્ર સત્‌ અને અસત્‌ એટલે સદસદાત્મક મિશ્ર છે. તેમાં સત્‌ તેજ પરમ નિત્ય ચૈતન્ય તત્વ છે, અને તે જે બીજા અસતને પ્રકાશીને અસ્તિત્વ આપે છે, તે તેનાથી વિલક્ષણ એવું

અસત્ છે. (૨) સત્ તે નિત્ય અવ્યય છે, અને અસત્ તે નાશવાન હોઇને નિત્ય ચળતું છે, તેથી તેને 'જગત્' કહેવાય છે. (૩) આવા સદસદ્રુપ જ્ઞેયને 'જાણનાર' અને નિયંતા તે સત્નોજ અસદાત્મક અંતઃકરણમાં પ્રકટતો આવિર્ભાવ છે. (૪) તેથી, પ્રાણી માત્રમાં જે 'હું' એવા અહંકાર ભાવે પ્રકટ થતો 'જીવ' ભાવ છે, તે સ્વરૂપે સત્ છે. (૫) સત્ અસત્માં પ્રવેશીને તદ્રુપે વ્યાપી રહી અસત્ને અસ્તિત્વ આપતાં પોતેય આવિર્ભાવને પામીને 'પુરૂષ' કહેવાય છે. (૬) પુરૂષનો ભૂતોમાં થતો એવો આવિર્ભાવ જગત્માં જણાતા કાર્યકારણાત્મક ભાવે તેમને નિયમી રહે છે, તેથી તેને 'ઇશ્વર' કહેવાય છે. (૭) અને જે એવા અસત્ના ભોગાર્થે પ્રવર્તતો સત્નો વ્યક્તિના અહંકારવાળો બીજો આવિર્ભાવ તે 'જીવ' ભાવ છે. (૮) આ ઉભય 'જીવેશ્વર'ના આવિર્ભાવો કેવળ સદંશ ચૈતન્યનાજ આવિર્ભાવો છે, અને તેજ અસદાત્મક કાર્યનું કારણ હોઇને, તેમની અપેક્ષાએ અસત્ એવી પકૃતિની ઉપાધિએ પ્રકટતા હોવાથી 'પરા પ્રકૃતિ' કહેવાય છે. (૯) અને જે અસદાત્મક ભૂતો અને તેમના વિકારોને એ પરા પ્રકૃતિ પોતાની સંઘાતેજ ધારી રહે છે, તે 'અપરા પ્રકૃતિ' કહેવાય છે. (૧૦) આવું 'પરાપર પ્રકૃત્યાત્મક' જગત્ પરમ અધિષ્ઠાનાત્મક સદ્માંથી નીસરીને, સદ્માં જ રહી, સદ્માં જ વિલીન થાય છે.

(૧૧) નિત્ય અને અવ્યય એવા 'સત્' ચૈતન્યમાં દષ્ટા જીવને અસદાત્મક ભોજય અથવા કાર્યાત્મક ભૂતો દેખાય છે, તેવો બધો પરાપર પ્રકૃતિનો વ્યવહાર તે સદ્નો વૈભવ ભર્યો સ્વભાવ, અથવા 'પ્રકૃતિ' છે. તેનેજ નિયંતા ઈશ્વરની 'માયા' કે તેની સ્વાભાવિક 'શક્તિ' કહે છે, જે સત્થી પ્રેરાઇને તેમાં જીવેશ્વરના દ્વંદ્વ ભાવો પ્રકટ થતાં આ જગત્ રચાય છે. (૧૨) એ પ્રકૃતિ અથવા માયા અને જીવેશ્વરનું દ્વંદ્વ એમ ત્રણેયનો સંઘાત છે, અર્થાત તેઓ અન્યોન્યાશ્રયી છે. તેમનું અસ્તિત્વ સ્વતંત્ર નથી, તેથી તેઓ અસત્ હોઇને માયિક અથવા મિથ્યા કહેવાય છે.

(૧૩) ભોગેચ્છામાં આસક્ત થતાં જીવ જ્યાં અસત્માં 'અહં' ભાવે પ્રવર્તે ત્યાં એ પોતાનું સદ્રુપ ભૂલે છે. આવી જે જીવની ભૂલ તે જ 'અવિદ્યા' છે. (૧૪) અવિદ્યાવાળો જીવ ભોગમાં આસક્તિના

કારણે લોકાન્તરમાં અનેક દેહને ધારણ કરે છે, અને ત્યજે છે. (૧૫) જીવને જ્યારે આવું તત્વદર્શન બુદ્ધિમાં સ્પષ્ટ રીતે સદા પ્રકટી રહ્યું હોય ત્યાં એ પોતાના ઇશ્વર ભાવમાંજ ભળી રહેલો થઇને 'જ્ઞાની' અથવા 'યોગી' બને છે. (૧૬) પ્રાણીની આવી સ્થિર ચેતના તે 'યોગ,' અથવા રાજયોગ કહેવાય છે.

(૧૭) આવા યોગીનું આચરણ તેજ અહીં વ્યવહારમાં આચરવા યોગ્ય 'ધર્મ' છે. (૧૮) આવા યોગીના આચરણનું કારણ કર્માનુસાર જન્માન્તરે ઘડાયલી તેની પ્રકૃતિ છે, અને તેનો સાધ્ય અર્થ તે 'લોકસંગ્રહ' છે. (૧૯) તેથી કર્મમાં અહંકારવાળી ભોગેચ્છાજ સંસારમાં બંધન કારક છે. (૨૦) કર્મ કે કર્મનો અભાવ જો ભોગની કામનાએ પ્રેરાય તો તે ઉભય 'અધર્મ' છે. (૨૧) ભોગેચ્છા અથવા કામના રહિત, કર્મ કે કર્મનો અભાવ, તે બેય સરખા 'ધર્મો' છે.

(૨૨) લોકસંગ્રહાર્થની દૃષ્ટિએ જગત્‌ના કાર્યકારણ સંઘાતમાં જણાતા નિયમે આચરવા યોગ્ય કર્મના નિર્ણયનો ઉપદેશ તે ધર્મ 'શાસ્ત્ર' છે. (૨૩) શાસ્ત્રે બતાવેલાં કર્મોને આચરતાં અજ્ઞાની પણ યોગમાં જોડાવા અધિકારી બને છે. (૨૪) શાસ્ત્રની મર્યાદાને પાળતો એવો અજ્ઞાની પણ જગત્‌ના ચક્રને ફેરવવામાં સહાયક છે, તેથી તે 'ધર્મિષ્ઠ' કહેવાય છે. (૨૪) શાસ્ત્રની મર્યાદાને ભાગતો કે તેની વિરૂદ્ધ વર્તન કરતો પ્રાણી 'અસુર' કહેવાય છે. (૨૬) આસુરી જીવન લોક સંગ્રહવાળી ઇશ્વરેચ્છાની વિરૂદ્ધ પણ વર્તે છે, તેથી 'અધર્મી' હોવાથી અંતે દુઃખ પામીને તેનો નાશજ થાય છે. (૨૭) શાસ્ત્રની મર્યાદાવાળા જીવનને અર્થે ઉપાસક અથવા ભક્તને ઇન્દ્રિયોનું સંયમન આવશ્યક છે. (૨૮) વિવિધ ઉપાસનાએ કે ભક્તિએ સધાતો તે સંયમ લાંબા અભ્યાસથી પ્રાકૃતિક અથવા જીવને સ્વાભાવિક થાય છે. (૨૯) આચારમાં આવું પ્રકૃતિએજ થતું સંયમન, સ્થિર અને સરળ, હોય છે. અને તેથી તે એનું ધન અથવા સંપત્તિ કહેવાય છે. (૩૦) એવી પ્રકૃતિએજ બંધાયલી ધર્મની દૃઢ માન્યતા તે એની 'શ્રદ્ધા'ત્મક સંપત્તિ કહેવાય છે.

(૩૧) આવું જીવેશ્વર અને માયાનું સંઘાત ચક્ર જે નિશ્ચળ અધિષ્ઠાનના ઉપર ભમી રહ્યું છે તે કેવળ સદાત્મક અધિષ્ઠાનને અવ્યય પરમાત્મા કે પુરૂષોત્તમ કહેવાય છે.

(૩૨) અને તે પરમાત્માજ પ્રકૃતિની ઉપાધિએ ઈશ્વર, દેવ, મનુષ્ય, કે પ્રાણીમાત્રમાં જીવભાવે અને તેની વિવિધ માનસ વૃત્તિઓ રૂપે સ્ફુરે છે, અને શમે છે. (૩૩) આવા ચિત્‌ના વિકારો પ્રકૃતિની અપેક્ષાવાળા હોઇને મિથ્યા છે. (૩૪) એ પ્રત્યેક વૃત્તિમાં 'હું' રૂપે સ્ફુરતું ચિત્ સ્વરૂપે તો અવ્યય અને અજ એવું પરમાત્મ તત્વ છે. (૩૫) તે એકલુંજ આ નાશ થતાં માયિક કાર્યાત્મક શરીરોમાં સદ્રુપ અમર તત્વ છે.

(૩૬) એ પરમાત્માને અનુભવનારો જીવ એવા સદ્રુપે થાય છે. (૩૭) આવા સદ્રુપે થવું તે સુખ દુઃખાત્મક સંસારમાંથી થતી મુક્તિ છે. (૩૮) ઉપાસનામાં અનુક્રમે ઇશ્વર રૂપે થવું તે બ્રહ્મલોક છે; અને અનન્ય પુરૂષોત્તમ રૂપે થવું તે પરમ મુકિત છે. (૩૯) બ્રહ્મલોકમાંથી તો કદિ પાછુ ફરવાનું થાય, પણ પરમ મુકિતને પામેલો જન્મ મરણના ફેરામાં કદિ પાછો ફરતો નથી.

પ્રતિપાદ્યમાં સમાયલા સિદ્ધાન્તોનું આવું સ્પષ્ટીકરણ કરીને, હવે તેને પ્રબંધમાં કેવી રીતે પ્રકટ કર્યું છે તે જોઇ જોઇએ. ભગવાન વ્યાસે ભારત રચીને પોતાના શિષ્યો વૈશંપાયનાદિને તે શિખવ્યું. અને વૈશંપાયન તે ભારતને પરિક્ષિતના પુત્ર જનમેજયને પ્રથમ કહી સંભળાવે છે. એ વૈશંપાયન ભીષ્મ પર્વની કથામાં પ્રવેશ કરતાં જનમેજયને કહે છે કે, કૌરવ પાંડવનાં સૈન્યોને કુરૂક્ષેત્રના મેદાન ઉપર યુદ્ધાર્થે ભેગાં થતાં જોઇને કુળનો નાશ થતો અટકાવવા વ્યાસ મુનિએ ફરી એકવાર પ્રયત્ન કર્યો; અને તે ધૃતરાષ્ટ્ર પાસે ગયા. ત્યાં એમણે ધૃતરાષ્ટ્રને યુદ્ધનાં બિપરિત પરિણામોનું ભવિષ્ય કહી બતાવ્યું, અને ઠપકારીને કહ્યું કે હજુય તારા પુત્ર દુર્યોધનને અધર્મમાંથી પાછો વાળ. વળી ભયંકર લડાઇનો પ્રસંગ જાતે જોતાં વખતે એ પુત્રને દુષ્કૃત્યથી પાછો વાળવા પ્રેરાય એવા હેતુથી યુદ્ધને જાતે જોવા અર્થે એ અંધરાજાને ચક્ષુની શકિત આપવાની પણ વ્યાસે ઇચ્છા બતાવી. સ્વાર્થ અત્યંત વધી જતાં માણુસ આંધળો બને છે એમ કહીને, પુત્ર પોતાની આજ્ઞામાં રહેતો નથી એવી દલીલનો આશ્રય લેઇ, ધૃતરાષ્ટ્રે પોતાનાં સંતાનોનો થતો ક્ષય જોવાને સારૂં ચક્ષુ લેવા ના પાડી. છતાં, યુદ્ધનો સર્વ વૃત્તાન્ત સાંભળવાની તો તેણે ઇચ્છા

પ્રબંધની શરૂઆત.

બતાવી. તે ઉપરથી ધૃતરાષ્ટ્રનો વિશ્વાસુ સેવક સૂતપુત્ર સંજય, જેની બુદ્ધિ શાસ્ત્રના અભ્યાસથી નિર્મળ થઇ હતી, તેને સર્વજ્ઞત્વની શક્તિ આપીને એની પાસેથી એ વૃત્તાન્તને સાંભળજો, એમ કહીને વ્યાસ નિરાશ થઇને છેવટે ચાલ્યા ગયા. યુદ્ધ મંડાયું. અને દશમે દિવસે જ્યાં ભીષ્મ રણસંગ્રામમાં હણાઇને બાણ શય્યામાં સૂતા, ત્યારે આ સંજય સંગ્રામમાંથી હસ્તિનાપુર ધૃતરાષ્ટ્ર પાસે દોડતો આવીને કહેવા લાગ્યો કે, હે રાજન્ જેના વીર્યના ઉપર કૌરવો વિજયી થવાની આશા રાખતા હતા તે ભીષ્મપિતા દશ દિવસ સુધી અપૂર્વ વીર્યથી યુદ્ધ કરીને આજે સંગ્રામમાં પડયા, અને તમારા પુત્રોને મોટી હાની થઇ છે. આવા માઠા સમાચારથી ભયભીત અને સ્વેચ્છામૃત્યુવાળા બળવાન ભીષ્મના પતનથી ચકિત થઇને યુદ્ધનું વૃત્તાન્ત વિસ્તારથી સાંભળવાની ધૃતરાષ્ટ્રની ઇચ્છા થઇ. તેથી સંજયે પોતે યુદ્ધમાંજ નજરે જોએલું, અને જે યોદ્ધાઓના વાર્તાલાપો અને તેમના વિચારો વ્યાસે આપેલી સર્વજ્ઞત્વની શક્તિના પ્રભાવે તેણે પરોક્ષે અનુભવેલા, તે વિસ્તારપૂર્વક કહેવા લાગ્યો. એ કથામાં ઉભય પક્ષની સેનાઓના વ્યૂહોની ગોઠવણીનુ સંપૂર્ણ વર્ણન કરી રહ્યા પછી, પહેલા દિવસના યુદ્ધનું વર્ણન શરૂ કરતાં ધૃતરાષ્ટ્રે પુછેલા, હે સંજય, ધર્મક્ષેત્ર એવા કુરૂક્ષેત્રમાં યુદ્ધ કરવાને ભેળા થએલા મારા પુત્રો અને પાંડવોએ પછી શું શું કર્યું? એવા પ્રસિદ્ધ પ્રશ્નના ઉત્તરમાં ગીતાની શરૂઆત થાય છે.

**પહેલો અધ્યાય.**

ગીતાના પેહેલા અધ્યાયમાં વ્યાસે અર્જુનનો દયાજનક ચિતાર ખડો કર્યો છે. એમ કરીને, વ્યાસાચાર્ય સ્પષ્ટ એવું સમજાવવા માગે છે કે, દૈવી સંપત્તિ સાથે જન્મેલો અને શાસ્ત્રનો અભ્યાસી છતાં, અર્જુન જેવો જ્ઞાની પણ સર્વ ધર્મની પ્રતિષ્ઠા રૂપ ઇશ્વરમાં બદ્ધલક્ષ રહી સમષ્ટિની દૃષ્ટિવાળો 'યોગી' ના થાય ત્યાં સુધી, ધર્મના વિષમ પ્રસંગોમાં તાત્કાલિક આવેશથી એકદેશી જ બનતાં પ્રમાદવાળો થાય છે, ધર્મના એકજ પક્ષને જોઇ રહેતાં એટલાજ સબલ બીજા ધર્મને તે વિસરે છે, અને સર્વ ધર્મનું સમતોલ જાળવી શકતો નથી. એમ થતાં ધર્મિષ્ઠ છતાં અસાધારણ પ્રસંગે તે અધર્મમાં પણ પ્રવર્તે છે. બળવાન

છતાં નંપુંસકની પેઠે વર્તે છે. ક્ષત્રિય છતાં યુદ્ધમાંથી નાશી જવાની ઇચ્છા કરે છે. રાજા છતાં ભીખ માગી ખાવાનું એને સારૂ લાગે છે. ધર્માધર્મના વિષમ પ્રસંગોમાં એ આંધળોજ થાય છે. અને એવી એક દેશી દૃષ્ટિવાળો પહેલાં વાંચેલાં શાસ્ત્રનાં વચનોની મર્યાદાને વિસરીને તેમનાં પ્રમાણોથી પોતાની અંધ શ્રદ્ધાને પોષે છે ! આવી વૃત્તિના પરિવર્તની જોડે સગાં સંબંધીના વિનાશથી ત્રાસીને જગતના વિભવ માત્રમાંથી એની ભોગવૃત્તિ ઉઠી જાય છે, જેના પરિણામે જ સ્થિર વસ્તુની જીજ્ઞાસા પણ એનામાં પ્રકટ થાય છે. અર્જુનને ઉપસ્થિત થએલો આવો પ્રસંગ કેઠોપનિષદ્‌માં શ્રુતિએ પ્રકટ કરેલી નચિકેતની અવસ્થા જોડે સરખાવવા જેવો છે. ઉભય પાત્રોની વિષમતા મોટી છે, છતાં બ્રહ્મ જીજ્ઞાસા માટે સંસારના ભોગ ઉપર ઉપજતા વિરાગની આવશ્યક્તા તો બેય સ્થળે સરખી જ બતાવી છે.

અર્જુન વિષાદનો પહેલો પ્રાસ્તાવિક અધ્યાય છોડતાં, બાકીની

ઉપદેશની બે દૃષ્ટિઓ. ગીતાને બેથી બાર, અને તેરથી અરાઢ અધ્યાયોવાળા બે વિભાગમાં વિચારવા યોગ્ય છે. પહેલા ભાગમાં એટલે બેથી બાર અધ્યાયોમાં વ્યાસ ભગવાનની અસ્ખલિત કાવ્ય કળાએ શિષ્યની મનોવૃત્તિની પાછળ પાછળ તેની રૂચીને અનુસાર જ દોરાઇને પોતાનું પ્રતિપાદ્ય પ્રકટ કર્યું છે. એમ કરીને, શિષ્યની સ્વચ્છંદી મનોવૃત્તિના વેગને બહુ કુશળતાથી જીતી લીધો છે. અને જ્યાં અર્જુનના ચિત્તની વૃત્તિ પોતાની જ ઇચ્છાનુસાર ગુરૂએ કરેલા ઉપદેશથી સંતોષ પામી કે તરતજ તે ગુરૂના વાક્યમાં અચળ શ્રદ્ધાવાળી થઇ. પછી, તે ગુરૂની જ વૃત્તિને અનુસાર પ્રતિપાદ્યનો ઉપદેશ ગ્રહણ કરવા તૈયાર થઇ રહી. આમ જ્યાં બારમા અધ્યાય સુધી અર્જુનની વૃત્તિ અનેક વિધ ઉપડતી શંકાઓના સંપૂર્ણ સમાધાનથી સંતોષ પામી, અને કૃષ્ણના વાક્યમાં અપૂર્વ શ્રદ્ધાવાળી થઈ, કે ભગવાને તેરમા અધ્યાયથી પોતાના પ્રતિપાદ્યને, શાસ્ત્ર દૃષ્ટિએ વિવેક કરી, પુનઃ તપાસીને, પોતાની ઇચ્છાનુસાર શિષ્યની બુદ્ધિમાં તે ઠસાવ્યું છે. આવી સરળ યુક્તિવાળા બોધે ગીતાને ધર્મશાસ્ત્રોમાં પરમ ઉચ્ચ સ્થાન આપ્યું છે. આથી જ ગીતાના પહેલા બાર અધ્યાયો ઉછળતી વૃત્તિઓના વિવિધ આવેશવાળી અને જબર જસ્ત

ઉત્સાહ ભરી કાવ્યકળાથી પ્રદિપ્ત છે. અને તેથી એના ઉપદેશના પ્રભાવમાં સાહિત્યની દૃષ્ટિએ તે ઘણી સુંદર છે. ત્યારે તેરથી અરાઢ સુધીના અધ્યાયોમાં એજ જ્ઞાનનું બહુ સુંદર પ્રથક્કરણ અને વિવેચન શાન્ત રસના પ્રવાહમાં વહી રહી શિષ્યના શ્રદ્ધાળુ ચિત્તને એટલું જ પ્રસન્ન કરે છે. તેથીજ અગીઆરમા અધ્યાયના પહેલાજ શ્લોકમાં 'મારા અનુગ્રહાર્થે પરમ ગુહ્ય એવું 'અધ્યાત્મ' નામનું પ્રવચન તમે કહ્યું, તેણે કરીને આ મારો મોહ ગળી ગયો' એમ કહીને ભગવાનના ઇશ્વર સ્વરૂપનું દર્શન કરવાની અર્જુન યાચના કરે છે. અને છેવટની એક શંકાનો ખુલાસો બારમા અધ્યાયમાં માગી લેઇને પરમ સંતોષને પામે છે. અને ભગવાનની દૃષ્ટિએ પાછો પ્રથક્કરણ સાથેનો એજ ઉપદેશ સાંભળીને છેલ્લા અધ્યાયના ૭૩ મા શ્લોકમાં ' હે અચ્યુત ! તમારા પ્રસાદથી (આત્માની) સ્મૃતિ પામીને (હવે મારો) મોહ ટળી ગયો. હું (કર્તવ્યમાં હવે) સંદેહ વગરનો થઇને ઉભો છું, (અને જરૂર) તમારૂં વચન પાળીશ' એમ કહી પોતાનો પરમ સંતોષ પ્રકટ કરે છે. તત્વજ્ઞાનના ઉપદેશમાં આવી સુંદર યુક્તિનો આશ્રય કરવાથી ભાષાની અપૂર્ણતાએ પણ થતા દોષો વિષયના પર્યટણમાં શબ્દોની જૂદી જૂદી ઘટનાએ દૂર થઇને ઉપદેશનો અર્થ સંદેહ રહિત પણ થાય છે; અને શિષ્યની મનોવૃત્તિને સંપૂર્ણ સ્વાતંત્ર્ય મળતાં તે ઉપદેશને અનુકૂળ થઈ ઉપદેશનું યથાર્થ ગ્રહણ કરે છે. ગીતામાં કળાનો આવો અર્થ સંપૂર્ણ સધાયલો હોવાથી જ તે સર્વને અત્યંત પ્રિય અને વિદ્વાનોને ચિત્તાકર્ષક બની છે. ઉપદેશના આવા અપૂર્વ કળા વિધાનના અજ્ઞાનેજ કેટલાક ટીકાકારોને ગીતામાં દેખાતું ઉપદેશનુ એવું પર્યટન દોષ રૂપે, તો કેટલાકને પાછળના ઉમેરા રૂપે, જણાય છે ! અમારી દૃષ્ટિએ તો ગીતાના પ્રતિપાદ્યને સંદેહ રહિત અને સર્વાંશે પ્રકટ કરવામાં, એવું પર્યટન એક બળવાન સાધન રૂપે તેનું સુંદર આભૂષણ બની રહ્યું છે.

પહેલા અધ્યાયમાં અર્જુને બતાવેલી નિર્બળતાનો તિરસ્કાર

બીજો અધ્યાય.

કરતાં, ભગવાન બીજા અધ્યાયના આરંભમાં એને ઠપકારે છે કે, આ તારૂં બાયલાપણું છોડી દે. તને ક્ષત્રિયને એ નથી છાજતું. ક્ષત્રિયના મર્મને ભેદી નાખતા આવા અપમાનનેય નહીં ગાંઠી

જ્યારે અર્જુને પુનઃ એમજ કહ્યું કે, પૂજવા જ યોગ્ય ગુરૂ જનને હું બાણોથી કેમ વીંધી શકું ? હું તો નહીં જ લડું, ત્યારે ભગવાનને સમજાયું કે, અર્જુનની વૃત્તિ ખરેખર સ્વધર્મમાંથી ચળી છે, અને તે વૃત્તિને એના ધર્મમાં પુનઃ જોડયા વિના એ યુદ્ધ નહીં જ કરે. તે ઉપરથી તેમણે અનેક યુક્તિએ એવી વૃત્તિને એની જ દૃષ્ટિએ સંતોષીને ઠેકાણે આણવાનો પ્રયત્ન આદર્યો છે. અર્જુનની વૃત્તિ ચળાવનારાં બે કારણો હતાં. એક તો ગુરૂ જન અને સગાં વ્હાલાંનો થતો વિનાશ એ જોઈ રહ્યો હતો તે. અને બીજું વ્યવહારમાં એમની ભણી આચરવા યોગ્ય ધર્મશાસ્ત્રોએ બતાવેલો સદ્ભાવ, અને તેની વિરૂદ્ધ કરેલા વર્તનથી થતું પાપ. આવી બેય દૃષ્ટિએ અર્જુને કરેલો નિર્ણય આવા ધર્મ યુદ્ધના પ્રસંગે ખોટો જ હતો, તે સમજાવવાનું કાર્ય ભગવાને આ બીજા અધ્યાયમાં આરંભ્યું, અને જાણે ગીતાના આખા ઉપદેશનો સાર એમણે સંક્ષેપમાં અહીં જ પ્રકટ કરી દીધો. અર્જુન જે ગુરૂ જનોનો વિનાશ જોતો હતો, તે તત્વદૃષ્ટિએ એની ભૂલ હતી. અને વ્યવહાર દૃષ્ટિએ તો એ વિનાશ અનિવાર્ય જ હતો, કારણ કે, જન્મેલું અવશ્ય મરનારૂં જ છે એવો વ્યવહાર તો નિત્ય અનુભવાય છે. અને જે ધર્મશાસ્ત્રોની દૃષ્ટિએ ગુરૂજનના સદ્ભાવમાં એની વૃત્તિ પ્રેરાઈ હતી, તેજ ધર્મ શાસ્ત્રે ક્ષત્રિયને તો ધર્મ યુદ્ધ પ્રાપ્ત થતાં શત્રુને હણવાનો જ ધર્મ ઉપદેશ્યો હતો. આ બધું એકદેશીજ ધર્મના આવેશમાં અર્જુન અત્યારે વિસરી ગયો હતો. તેમજ વ્યવહારમાં પણ સ્વધર્મથી વિરૂદ્ધનું આચરણ વિદ્વાનોમાં તિરસ્કારને જ પાત્ર છે, એ પણ અર્જુનની દૃષ્ટિમાંથી ખશી ગયું હતું.

સદસત્નો વિવેક. અર્જુનના નિર્ણયોનો ઉપહાસ કરતા ભગવાન કહે છે કે, તારા નિર્ણય માત્ર પંડિતાઇના દેખાવ પુરતાજ છે, કારણ કે પંડિતોના વ્યવહારથી તો તે વિરૂદ્ધ છે. કારણ કે, જરૂર ખરા પંડિતો તો મરેલા કે જીવતા કોઇને માટે શોક કરતા નથી. તારૂં અત્યારનું વર્તન એમનાથી વિરૂદ્ધ છે, તેથી તારો નિર્ણય પંડિતોની દૃષ્ટિએ ખોટો જ છે, એમ ટકોર કરીને ભગવાન પ્રથમ અર્જુનની ગુરૂજનોના વિનાશવાળી દૃષ્ટિને ખોટી ઠરાવે છે. એમ કરતાં, જેને તું ભીષ્મ, દ્રોણાદિ કહું છું તે કોણ છે ? તેઓ શું એમનું નાશ થતું આ શરીર છે, કે તેની અંદરનો દેહાન્તર

કરતો જીવાત્મા-લિંગાત્મા છે, કે તેવા બધાંય અવિર્ભાવોની પારનું અને તે સર્વનું અધિષ્ટાનાત્મક પરમ 'સત્'તત્વ છે, તે છે ? એ સમજાવવા ભગવાન કહે છે કે, 'તું' અને 'હું' અને આ બધાય વારંવાર અનેક શરીરોને ધારણુ કરતાં જન્મીએ છીએ અને મરીએ છીએ, અને તેથી જે આ મર્ત્ય શરીર છે તેજ 'હું' છું એવા મોહમાં પંડિતો કદિ પડતા નથી. આમ કહીને શ્લોક ૧૨-૧૩ માં પ્રતિપાદ્યનો ૧૪ મો સિધાન્ત પ્રકટ કરેછે, અને તેને વિસ્તારથી ગીતાના બીજા વિભાગમાં ગીતા ૧૫. (૭-૧૧) માં સમજાવે છે. અને સુખદુઃખ તો જ્યાં જીવભાવ ઇન્દ્રિયોમાં અહંભાવે પ્રેરાય છે ત્યાંજ માત્ર તેને લાગે છે. એવા સ્પર્શોથી છુટા થતાં ગુણો જ ગુણોમાં પ્રવર્તે છે, એમ અનુભવ થઇને ચિત્ત 'સ્વ'રૂપમાં ભળવા યોગ્ય થાય છે, એટલે તે અમરત્વને માટે કલ્પાય છે, એમ કહી અર્જુનની વૃત્તિને તત્વદર્શનને માટે જાગ્રત કરે છે. પછી પ્રથમ તત્વચિંતનના વિચારમાંથી અસ્પષ્ટતા દૂર કરી પ્રત્યેક ઉપપત્તિને નિશ્ચય પૂર્વક સમજવાને આવશ્યક એવું 'સત્' અને 'અસત્'નું લક્ષણુ બાંધતાં કહે છે કે, જે વસ્તુ સ્વભાવે 'સત્' છે તેનો ત્રણે કાળમાં 'અભાવ' હોતો નથી, અને જે 'અસત્' છે તેનો ત્રણે કાળમાં 'ભાવ' સંભવતો નથી. અર્થાત્ જે દેખીતી વસ્તુ કોઇપણુ વખતે નાશ પામે, અને તેથી તેવા ભાવ રહિત થાય, તે જરૂર 'અસત્' છે. અને ત્રણેય કાળમાં જેનું અસ્તિત્વ છે તે જ 'સત્' અથવા અવિનાશી છે. અને જગત્માં દેખાતી વસ્તુ માત્રમાં એવી કઇ વસ્તુ 'સત્' છે અને કઇ 'અસત્' છે, તેનો જે નિર્ણય તત્વદર્શીઓએ કર્યો છે, તે અર્જુનને કહી બતાવતાં ભગવાન ઉપદેશેછે કે 'જેણે કરીને આ સર્વ દશ્ય વિસ્તરી રહ્યું છે તે અવિનાશી 'સત્' છે એમ તું જાણુ. એવા અવ્યયનો કોઇ નાશ કરી શકતું નથી. અને તે નિત્ય, અવિનાશી, અને અચિંત્ય એવા શરીરી( કાર્યભૂત શરીરોના પ્રેરક 'સત્' પરમાત્મા )ના આ (વિકારાત્મક) દેહોને તો ( તત્વવેત્તાઓએ ) નાશવાન ( તેથી, અસત્ ) જ કહ્યા છે, તેથી હે ભારત તું યુદ્ધ કર.' કારણુ કે, બધાયનો આત્મા તો સ્વભાવે સદ્રુપ જ હોઇને, કોઇનો માર્યો તે મરતો જ નથી. અને ભૂતોનાં બનેલાં આ તેનાં શરીરો તો

અસત્ હોઇને કોઇનાં રાખ્યાં રહી શકવાનાં જ નથી. માટે ભીષ્માદિ કે કોઈના મૃત્યુને માટે શોક કરવા યોગ્ય નથી જ, એવો પંડિતોનો નિર્ણય યથાર્થ છે. અહીં પ્રતિપાદ્યનાં ૧ થી ૫ સૂત્રો પ્રકટ થયાં છે.

વળી વિપક્ષે દલીલ કરતાં ભગવાન કહે છે કે, શરીરોથી તેમના

વ્યવહાર વિચાર.

પ્રેરક આત્માને તું કદિ જૂદો માનતો ના હોઉં, અને શરીરની સાથે જ તેને સદા જન્મતો કે મરતો માનતો હોઉં તો, એ ભીષ્માદિ પુરૂષો શરીરોની સાથે અવસ્ય મરશે જ, એમને કોણ બચાવી શક્નાર છે? તું નહીં મારૂં તો, કાળ તો એમનો નાશ કરશે જ. અને શરીરાદિ કાર્યો તો થતા પહેલાં અને વિનાશ પછી અભાવ વાળાં છે, એટલે તે ત્રિકાળમાં ભાવવાળાં એવાં નહીં હોઇને અસત્ જ છે. વળી તેમનું વર્તમાન દર્શન પણ ઉપપત્તિથી અઘટિત જ દેખાય છે, તેથી તે લોકને આશ્ચર્ય કારક જ લાગે છે. કારણ કે, તે માયાવી દર્શન દ્રષ્ટાની અવિદ્યાનું જ પરિણામ છે. એમ એ ત્રણેય કાળમાં અસત્ હોઇને તેમનો જરૂર શોક કરવા જેવો નથી જ. આવા તત્વ નિર્ણયને 'સાંખ્ય' અથવા બુદ્ધિ, કે જ્ઞાન, કહ્યું છે. આવા સાંખ્યને આટોપતા પહેલાં વિદ્વાનોએ લોક સંગ્રહાર્થે વિચાર પૂર્વક બાંધેલા ધાર્મિક વ્યવહારની દૃષ્ટિએ પણ અર્જુનની વ્યવહાર દૃષ્ટિ ભૂલ ભરેલી છે, એમ બતાવતા કૃષ્ણ કહે છે કે, નહીં જ લઢવાનો તારો નિર્ણય તો તને અપકીર્તિ જ આપનારો છે. કારણ કે, લોક તને બાયલો બનીને મરવાની બ્હીકે યુદ્ધમાંથી નાશી ગયેલો જ ગણશે, અને તારે માટે જેને ઉંચો અભિપ્રાય છે, તેમનામાં જો તારી આવી અપકીર્તિ થાય તો તારા જેવા ઉંચા કુલિન ક્ષત્રિયને તો એવી અપકીર્તિથી તો મરવું જ વધારે સારૂં લાગે. આમ કહેતાં ટકોર કરીને ભગવાન અર્જુનને સમજાવે છે કે, તારો નિર્ણય સર્વથા ખોટો છે. તેથી 'સુખ દુઃખને, લાભાલાભને, કે જય–અજયને સરખું કરી(માની)ને તું યુદ્ધ કરવાને તૈયાર થા; એમ કરતાં તને (જેની બહુ બ્હીક લાગે છે તેવું) પાપ નહીં જ લાગે.' એમ કહીને, આવા આત્મજ્ઞાનીની કર્મમય પ્રવૃત્તિ જરૂર પાપ રૂહિત જ છે, તેનું કારણ સમજાવવા યોગીના કર્મની મીમાંસા શરૂ કરતાં શ્રી કૃષ્ણ કહે છે કે " આટલી મેં તને યોગીની

સાંખ્ય(જ્ઞાન)માં (સ્થિર એવી) બુદ્ધિ (દષ્ટિ–નિષ્ઠા) કહી બતાવી. હવે તું (એવા જ્ઞાન) યોગમાં (થતી) આવી (કર્મ) બુદ્ધિને વિષે સાંભળ, જે બુદ્ધિવાળો થતાં હે પાર્થ ! તું કર્મનાં બંધનને વછોડી નાખીશ.' આ વિષયને અહીં છેડવાનું કારણ ઉઘાડું એવું છે કે, અર્જુન વારંવાર એવી દલીલ કરી રહ્યો હતો, કે ગુરૂ જનને મારીને અને કુલનો ક્ષય કરીને તો તેવાં કર્મના પાપવાળા બંધનથી નર્કમાં જ પડાય છે; તેથી, એવા જ્ઞાનીનું તો કર્મ બંધન રહિત જ રહે છે તે સમજાવવાની આવશ્યકતા હતી. અને આવો જ્ઞાનીનો કર્મ યોગ સમજાવતા પહેલાં કર્મકાંડીઓની ફલોપાસના જોડે તેની ગેર સમજુત થતી અટકાવવા માટે, કર્મકાંડીઓની ફલભોગની આસક્તિને નિંદીને, ભોગ માત્રમાં આસક્તિ રહિત એવા નિષ્કામ કર્મયોગની નિષ્ઠાને ભગવાન જૂદી પાડે છે. આ ઉપરથી એમ પણ સ્પષ્ટ સમજાય છે કે, જે 'સાંખ્યયોગ'ની જૂની બે 'નિષ્ઠા'ઓનું ઐક્ય પાછળ ત્રિજા અધ્યાયમાં ભગવાન સમજાવે છે ત્યાં 'કર્મ'નો અર્થ કર્મકાંડીઓનો માર્ગ એવો નથી.

કર્મ યોગનું દર્શન.

જેને સાંખ્ય અથવા તત્વજ્ઞાન પ્રાપ્ત થયું છે, એવો યોગી એમ જ સમજે છે કે કર્મને કરવા, કે નહીં કરવા પુરતું જ પુરૂષનું સ્વાતંત્ર્ય છે. એણે કર્મને કર્યું કે છોડયું, એટલે પછી તેના ફળના પરિપાકમાં તેનું સ્વાતંત્ર્ય નથી, પરંતુ જગત્ નિયંતા દૈવ અથવા ઈશ્વરનું જ એમાં તો કર્તાપણું છે (ગી. ૧૮. (૧૩–૧૭). આમ હોવાથી કર્મના ફળમાં આસક્તિ અને અહંકારનો ત્યાગ કરીને લોકસંગ્રહાર્થે જ યોગી કર્મને આચરે છે. જો ફળની ઇચ્છાએ કર્મના ત્યાગવાળા અકર્મમાં આસક્તિ રહે, તો તેવું અકર્મ પણ ફળની સાથે બંધનવાળું હોઇને અજ્ઞાનીનું કર્મ જ બને છે, જ્ઞાનીનું અકર્મ નહીં. અને કર્મના ફળના ભોગમાં આસક્તિ અને અહંકાર રહિત થઇને, એટલે કે તેની સિદ્ધિ કે અસિદ્ધિમાં સમાન વૃત્તિવાળો થઇને જ, યોગી ધર્મ્ય કર્મને આચરે છે, તેથી તેનાં કર્મમાત્ર ફળના બંધન રહિત એટલે અકર્મ જ થાય છે. કર્મની સિદ્ધિ કે અસિદ્ધિમાં જ્ઞાનના પ્રભાવે રહેતો આવો 'સમ'ભાવ તેજ યોગની કસોટી હોવાથી તેને જ 'યોગ' કહ્યો છે. અર્થાત્ આવી જ્ઞાનયોગવાળી દૃષ્ટિ વગરનું કર્મ માત્ર ફળના બંધનવાળું જ હોવાથી તે ઘણું નઠારું છે. તેથી

ભગવાન અર્જુનને એવો જ્ઞાનવાન યોગી થવા જ પ્રેરે છે, અને કહે છે કે, "બુદ્ધિયોગવાળો અહીં પુણ્ય કે પાપ એયને છોડી દે છે, તેથી તું યોગે જોડા. કર્મમાં (આવું) કૌશલ્ય (વિવેક બુદ્ધિ) તેજ યોગ છે. કારણ કે, યોગબુદ્ધિવાળા જ્ઞાનીઓ કર્મથી થએલા ફળને છોડી દઇને (જીવતાંજ) જન્મ બંધનથી મુક્ત થઇને અનામય (નિર્વિકાર) એવા (પરમ) પદને પામે છે." આમ કહીને, પ્રતિપાદ્યનાં ૧૩ થી ૨૧ સૂત્રોને પ્રકટ કર્યા છે. અર્જુન પ્રકૃતિએ ક્ષત્રિય હોવાથી કર્મમાં જ પ્રેરાશે એ તો નિશ્ચિત છે, કારણ કે ઇશ્વરી નિયમને એનાથી રોકી શકાશે નહીં. તેથી તેના પાપના બંધનમાંથી છુટવાનો માત્ર આવો એક જ ઉપાય શ્રેષ્ઠ છે કે, તેણે આ તત્વ દર્શનથી આવતી યોગદષ્ટિમાં જ આરૂઢ રહેવું. એવી યોગદષ્ટિ આવતાં કર્મનાં બંધન સર્વથા વછુટી જ જાય છે, અને પછી અધર્મના કાર્યમાં એની કદિ પ્રવૃત્તિ થતી જ નથી. તેથી અર્જુનને ટુંકામાં ભગવાન કહે છે કે 'જ્યારે અનેક શ્રુતિઓએ વિહ્વલ થએલી તારી બુદ્ધિ નિશ્ચળ ઠરીને સમાધિમાં અચળ થશે ત્યારે તું યોગને પામીશ.'

પરમાત્મામાં જોડાયલા ચિત્તવાળા યોગીની બુદ્ધિની આવી સ્થિતિ વિષે સાંભળી, તેના આચરણને અંગે ઉપજતા આશ્ચર્યથી અર્જુને ભગવાનને પૂછ્યું કે, "સમાધિસ્થ એવા ( આત્મામાં ) સ્થિર થએલી પ્રજ્ઞાવાળા( સ્થિતપ્રજ્ઞ )નું ( લક્ષણાત્મક ) વર્ણન કેવું હશે ? (એવી) સ્થિર બુદ્ધિવાળો બોલે કેવું ? બેસે કેમ ? ચાલે કેમ ? (તે સમજાવો)." એના ઉત્તરમાં ભગવાન સ્થિતપ્રજ્ઞ અથવા યોગીનું લક્ષણ શ્લોક ૫૫ થી ૭૧ સુધી સમજાવે છે. તેમાં યોગીની નિવૃત્તિવાળા સંયમનું, તેમજ નિષ્કામ પ્રવૃત્તિવાળા રાજયોગનું, એમ ઉભય જીવન–નિષ્ઠાનું વર્ણન આવી જાય છે. શ્લોક ૫૫ થી ૫૮ સુધી સંયમીનું વર્ણન કરીને, ભગવાન હઠ સંયમનો વિવેક કરી તેને છોડી દેવા (૫૯)માં કહે છે કે, નિરાહારવાળા જ્ઞાન વગરના પણ હઠથી જ ઇન્દ્રિયોનો સંયમ કરવાવાળા ઉપાસકોનો ભોજ્ય વિષયોનો ત્યાગ તો વિષયોની વાસના પાછળ રહેવા દેઇને જ થાય છે, પણ જ્ઞાનીને થતા તેની કામનાના જ ત્યાગમાં તો તેવી વાસનાય વછુટી જાય છે. એટલે જ્ઞાન વગર માત્ર હઠથી જ ઇન્દ્રિયોનો કરેલો સંયમ, જો કે પ્રકૃતિને ઘડવામાં તો કાંઇક ઉપયોગી છે છતાં, તે જ્ઞાનીની નિષ્કામ

વૃત્તિથી તો જરૂર હલકો છે. પણ એવા રાગદ્વેષમાંથી વછૂટેલી, (એટલે કે) પોતાને જ વશ વર્તી એવી ઇન્દ્રિયો વડે વિષયોને ભોગવતાં (આચરતાં) છતાં વિધેયાત્મા( યોગી )નાં બધાં દુઃખોનો નાશ થાય છે, કારણ કે એવા પ્રસન્ન ચિત્તવાળાની બુદ્ધિ તરત સંપૂર્ણ પ્રતિષ્ઠા(સ્થિરતા)ને પામે છે. આવી ( સ્થિર બુદ્ધિ ) યોગે નહીં જોડાયલાની (અયુક્તની) થાય નહીં. આમ કહીને પછી જગત્સંબંધી આવા સ્થિતપ્રજ્ઞ યોગીની મનોવૃત્તિ અથવા સૃષ્ટિની દૃષ્ટિ અજ્ઞાનીની દૃષ્ટિથી કેવળ જૂદાજ પ્રકારની હોય છે એમ સ્પષ્ટ કરી બતાવવા વળી ભગવાન કહે છે કે, " સર્વે પ્રાણીઓને જે નિશા ( અંધારા ) રૂપ છે તેની ( સદ્બુદ્ધિ )માં તો સંયમી ( યોગી ) સદા જાગી જ રહ્યો છે; અને જે (અસદ્ બુદ્ધિ)માં બધાં પ્રાણીઓ જાગી રહ્યાં છે, તે (એવા) દેખતા મુનિને તો નિશા (રૂપ) છે." આમ સ્થિતપ્રજ્ઞની અવસ્થાને બહુ સ્પષ્ટ કરી બતાવી, ઉભય પ્રવૃત્તિ-નિવૃત્તિમય જીવનવાળા યોગીના બ્રહ્મનિર્વાણને સમજાવવા તે વિષયને આટોપી લેતાં ભગવાન આ અધ્યાયના અંતમાં કહે છે કે, 'ભરાયા રહેલા છતાં અચળ પ્રતિષ્ઠાવાળા સમુદ્રમાં જે પ્રમાણે (દેશ દેશનાં) જળો પડીને સમાઇ જાય છે, તેજ પ્રમાણે સર્વે કામનાઓ જેનામાં પ્રવેશીને સમાય છે તેજ (યોગી) શાન્તિને પામે છે, કામનાઓને ઇચ્છનારો નહીં. બધીય કામનાઓ—આસક્તિઓ ને છોડી દઇને અહંકાર રહિત થાય છે તે શાન્તિને પામે છે. આવી આજ બ્રાહ્મીસ્થિતિ ( કહેવાય ) છે. હે પાર્થ, એને પામીને પુરૂષ મોહમાં પડતો નથી, ( અને ) અંતકાળે પણ એમાં ઠરતાં તે બ્રહ્મ નિર્વાણને પામે છે'. ભગવાન આવા ઉપદેશમાં પ્રતિપાદ્યનાં ૩૬–૩૭ સૂત્રોને પ્રકટ કરે છે. અહીં જુવો પ્રશ્ન. ૬. ૫.

**યોગીની જીવનકળાના મુખ્ય ચાર પાદ.**

આવી રીતે તત્વદર્શનવાળાની જીવનકળાના જે મુખ્ય ચાર પાદ છે, તે અહીં સ્પષ્ટ રીતે પ્રકટ થાય છે. એનો પહેલો પાદ તે નિત્ય—અનિત્ય, અથવા સત્—અસત્ વસ્તુનો વિવેક કરીને ચિદાત્મક જગતમાત્રનુ પ્રેરક—પ્રકાશક તત્વ તેજ નિત્ય, તેથી સદ્ છે, અને તેના વડેજ અસ્તિત્વને ધારણ કરતો દેખાતો કાર્ય માત્રનો પ્રપંચ તે અસત્ છે, એવું ચોખ્ખું દર્શન છે. બીજો પાદ

તે દ્રષ્ટા જીવ તે સ્વભાવે સત્ જ છે એવી એની અનુભવાત્મક પ્રતીતિ અથવા જ્ઞાન, જેને ગીતામાં યોગ કહ્યો છે તે છે. ત્રિજો પાદ તે એવા યોગીનું ઉભય સંયમશીલ, કે નિષ્કામ લોકસંગ્રહાર્થે પ્રવૃત્તિમય જીવન કર્મના બંધનથી રહિત છે, અને તેથી જ્યાં એનું ચિત્ 'સ્વ'રૂપમાં જોડાતાં યોગ થયો ત્યાં, નિવૃત્તિ કે પ્રવૃત્તિ, અથવા સાંખ્યમાં સંન્યાસ કે યોગમાં કર્મ ઉભય સરખાંજ છે, એવી જીવનમાં એની દૃષ્ટિ થવી તે. અને ચોથો પાદ તે જ્યાં કર્મનું બંધન રહ્યું નથી ત્યાં એવા પ્રવૃત્તિમય જીવનવાળા યોગીનેય નિત્ય જીવન મુક્તિ જ છે, અને દેહાન્તે તેનું બ્રહ્મ નિર્વાણ સિદ્ધ જ છે,એવો એનો દૃઢ નિશ્ચય અથવા શ્રદ્ધા છે.યોગીની જીવનકળાના આવા ચારેય પાદ આ અધ્યાયમાં રચાયા છે. અને અર્જુનની ચળેલી વૃત્તિને ધર્મમાં પ્રવૃત્ત કરવા, આવા ચાર પાદોમાંથી બીજો અને ત્રિજો બહુ સ્પષ્ટતાથી તારવી કાઢવાની જરૂર હોવાથી, એમના ઉપર વધારે ભાર દઇને અહીં ઉપદેશ થએલો છે, તેથી તેમને આ અધ્યાયના પ્રધાન ઉપદેશ તરીકે ગણીને અધ્યાયને 'યોગીની સાંખ્ય યોગાત્મક દ્વિધા બુદ્ધિ' એવું નામ આપ્યું છે. કારણ કે, બુદ્ધિનો આવો વિવેક જ અર્જુનથી વિસરાતાં તે અત્યારે અધર્મ અથવા પરધર્મ સેવી થયો છે.

**શબ્દોના અર્થની કેટલીક ચોખવટ**

અહીં આટલું સ્પષ્ટ કરવાની જરૂર છે કે, જ્ઞાની શબ્દનો અર્થ શાસ્ત્રની વિદ્યા ભણેલો એવો જ નથી; પરંતુ જીવાત્મા અને પરમાત્માના ઐક્યને અનુભવી રહેલો આત્મવાન, અથવા બુદ્ધિ સ્થિર થતાં જેનો જીવભાવ પ્રજ્ઞ ભાવમાં ઠરી રહ્યો છે એવો સ્થિતપ્રજ્ઞ, કે જેના જીવનમાં જીવાત્મા ઇશ્વર ભાવમાં જોડાઇ રહ્યો છે એવો યોગી થએલો છે, તેને જ અહીં જ્ઞાની કહ્યો છે. અર્થાત્ જ્ઞાની, આત્મવાન, સ્થિતપ્રજ્ઞ કે યોગી એ શબ્દો પર્યાય છે. આવા જ્ઞાનીને બે પ્રકારની દૃષ્ટિ–બુદ્ધિ હોય છે. એટલે કે, એક તો સાંખ્યબુદ્ધિ, જે તત્વ ચિંતનમાં સંયમેન્દ્રિય બની નિવૃત્તિવાળી બ્રાહ્મણવૃત્તિ છે, અને જેનું સુંદર વર્ણન છાંદો. ૮. ૧૫. ૧ માં શ્રુતિએ કર્યું છે તે નિષ્ઠા.અને બીજી યોગીની કર્મબુદ્ધિ, એટલે કે આત્મવાન રાજર્ષિઓની લોક સંગ્રહાર્થે ચાલી રહેલી નિષ્કામ પ્રવૃત્તિ. નિવૃત્તિ સેવતી બ્રાહ્મણ વૃત્તિને

સંન્યાસવાળો સાંખ્ય, અને રાજર્ષિઓની નિષ્કામ પ્રવૃત્તિને સેવતો કર્મવાળો યોગ, એવાં નામથી મહાભારત કાળમાં તે બેય નિષ્ઠાને ઓળખવામાં આવતી. આબે જ વૃત્તિઓ જન સમાજમાં અનુકરણ કરવા યોગ્ય હોઇને, તે બેજ જીવન કળાઓને ધર્મની નિષ્ઠાઓ મનાતી, એવું આપણે આગળ જોઇ ગયા છીએ. અને ભગવાન ગીતા. ૩. ૩ માં પણ એમજ કહે છે કે, ' હે નિષ્પાપ ! અહીં લોકમાં ( ચાલતી જ્ઞાનીની ) બે પ્રકારની નિષ્ઠા ( બુદ્ધિ સ્થિતિ ) મેં ( તને ) આગળ કહી બતાવી. જ્ઞાન યોગથી સાંખ્યોની, અને કર્મ યોગથી યોગીઓની.' વળી યોગ અને જ્ઞાન શબ્દોના અર્થોનું ઐક્ય બતાવતાં ભગવાન ગીતા ૨. ૪૯ માં કહે છે કે, 'બુદ્ધિ યોગ( જ્ઞાનયોગની દૃષ્ટિ )થી ( રહિત ) કર્મ ઘણું નઠારૂં છે, તેથી તું બુદ્ધિ( યોગ )નું શરણ લે. કૃપણ લોકોજ ( કર્મ કરતાં ) ફળમાં હેતુવાળા રહે છે." અને ગીતા. ૫. ૬ માં ' હે મહાબાહો ! સન્યાસ તો યોગ વગર થવોય કઠિન છે' એમ કહે છે. અર્થાત્ જેમ જ્ઞાન યોગ અથવા સન્યાસ વગરનું કર્મ ખરાબ છે, તેમજ યોગ વગરનો કર્મમાત્રનો સન્યાસ તો થવોય કઠિન છે, એમ કહીને જ્ઞાન અને યોગનું સાહચર્ય સાધે છે. અને ઉભયની સિદ્ધિવાળાને 'આત્મવાન' એટલે આત્માને અનુભવીને તેમાં યુક્ત થએલો કહીને, ગીતા. ૪ (૪૧–૪૨) માં ભગવાન કહે છે કે, "યોગે ( જોડાઇને ) ત્યજેલાં કર્મોવાળા, અને જ્ઞાન વડે ટાળેલા સંશયવાળા આત્મવાન('સ્વ'ભાવને પામેલા યોગી)ને હે ધનંજય ! કર્મો બંધનમાં નાખતાં નથી. તેથી હે ભારત ! આત્મ તત્વના અજ્ઞાને ઉઠેલો ( તારા) હૃદયનો સંશય જ્ઞાનરૂપી ખડ્ગથી કાપી નાખીને યોગમાં જોડા. ચાલ, ( યુદ્ધ કરવા ) ઉભો થઇજા." આમ જ્ઞાની, સ્થિતપ્રજ્ઞ, યોગી, આત્મવાન, એ શબ્દો સામાન્ય રીતે પર્યાય શબ્દો તરીકેજ વપરાયા છે. અને સાંખ્ય અને યોગ એ બે નિષ્ઠાઓ તે સંયમશીલ બ્રાહ્મણ જીવન, અને લોકના સંગ્રહાર્થે પ્રેરાઈ રહેલું પવિત્ર રાજર્ષિઓનું નિષ્કામ પ્રવૃત્તિમય જીવન છે. આવાં બે જ જીવનોને આદર્શ જીવન તરીકે સ્વીકારતી વિદ્વાનોની માન્યતા, અથવા તે બેજ જીવનની સફળતામાં પ્રજાની બંધાઇ રહેલી શ્રદ્ધા, તે લોકમાં સ્વીકારાયલી બે પ્રકારની સાંખ્ય અને યોગ એવી નિષ્ઠાઓ છે.

સ્થિતપ્રજ્ઞનો આચાર સમજાવતાં યોગીનાં સંયમ અને નિષ્કામ કર્મ

ત્રિજો અધ્યાય

ઉભયનું વર્ણન શ્રીકૃષ્ણે બીજા અધ્યાયમાં કર્યાં છતાં, તેમાંથી યુદ્ધમાં થતા વિનાશના ભયે સન્યાસમાંજ ચોટેલી આસક્તિ-વાળી અર્જુનની એકદેશી દૃષ્ટિએ યોગીના સંયમી જીવનનુંજ ગ્રહણ કર્યું! અને ત્રિજા અધ્યાયની શરૂઆતમાં 'જો કર્મના કરતાં (સ્થિર) બુદ્ધિ તમને વધારે સારી (જણાતી) હોય તો, હે કેશવ, (યુદ્ધ જેવા) ઘોર કર્મમાં મને કેમ જોડો છો'? એમ કહીને યોગારૂઢ થતાં કર્મને કર, એવા એમણે કરેલા ઉપદેશમાં કૃષ્ણને પોતાનેજ સંદેહ છે એમ સૂચવી, અટપટી ભાષાથી છેતરવા સુધીનો તેમના ઉપર એણે આક્ષેપ કર્યો! માન-વની સૂક્ષ્મ વૃત્તિઓના અપૂર્વ જ્ઞાનવાળા કવિએ અર્જુનની આવી વૃત્તિનો લાભ લેઇને, બીજા અધ્યાયમાં કર્મ યોગનું જે ખોખુંજ એમણે ઉપદેશ્યું હતું, તે કર્મના વિચારને વિસ્તાર પૂર્વક અહીં પ્રકટ કરવાનો પ્રસંગ સાધી લેઇને પોતાની કાવ્ય કળાને ખીલાવી છે. અર્જુનના આવા પ્રશ્નનો ઉત્તર આપતાં શ્રીકૃષ્ણ અર્જુનના મનમાં ઉંડા ઠસી રહેલા સન્યાસનેજ પ્રથમ તેના ખરા અર્થમાં સમજાવવા પ્રયત્ન કરે છે. અને શ્લોક ૪ થી ૯ માં કહે છે કે, સન્યાસનો ખરો અર્થ જ તું સમજતો નથી, તેથીજ તને આવો ખોટો ભ્રમ થાય છે. કશુંય કર્મ નહીં જ કરવામાં શું સન્યાસ રહ્યો છે? જો તું એમ સમજતો હોઉ, તો તેવો તારો વિચાર ખોટોજ છે. કારણ કે સન્યાસી કે યોગી એવો "કોઇ પુરૂષ ક્ષણ માત્ર કર્મ કર્યા વગરનો તો રહીજ શકતો નથી. કારણ કે, પ્રકૃતિ જન્ય ગુણોએ કરીને બધાય લોક (કર્મ કરવામાં) અવશ (સ્વવશ નહીં એવા પરાધીન) છે, તેથી કર્મ તો થાય છેજ. કર્મે-ન્દ્રિયોને રૂંધીને જે પુરૂષ મનથી ઈન્દ્રિયોના વિષયોનું ચિંતન કરતો રહે છે તે વિમૂઢાત્મા તો ઢાંગીજ કહેવાય છે. પણ હે અર્જુન! ઇન્દ્રિયોને મનથી નિયમીને (ફળમાં) આસક્તિ રહિત થઇને જે પુરૂષ કર્મે-ન્દ્રિયો વડે કર્મયોગને આરંભે છે, કરે છે, તે શ્રેષ્ઠ છે. તું (નિ-રાસક્ત થઇને સ્વભાવે) નિર્માણ કરેલા કર્મને કર. કારણ કે એવું કર્મ (જરૂર) અકર્મ (કર્મના અનારંભ)થી વધારે સારૂં છે. વળી તારી, કર્મ નહીંજ કરાનારાની તો શરીર યાત્રા પણ બની

ચાકરી નહીં. યજ્ઞાર્થે ( કરેલા ) કર્મથી જૂદા ( ફલની ઇચ્છાવાળો)જ એવો લોક ( વ્યવહાર ) કર્મના બંધનવાળો છે. તેથી હે કૌંતેય, તું સંગ( ફલાસક્તિ )થી મુક્ત થઇને કર્મને આચર.” આમ કહી કર્મ કરવામાં પુરૂષ માત્રની પરાધીનતાને પ્રકટ કરી, કર્મ કર્યા વગર તો પછી કોઇથી જીવીજ શકાય નહીં, અર્થાત્ જીવવું એજ એક કર્મ છે, તો કર્મને નહીં કરવામાં જ કર્મનો સન્યાસ રહ્યો છે એવી અશક્ય માન્યતા જરૂર ખોટી છે, એવો કર્મ યોગનો સિદ્ધાન્ત સ્પષ્ટ કરે છે. અને કર્મમાં પરાધીનતાનું કારણ પ્રકૃતિ છે. તેનેજ આશ્રયે પુરૂષની વ્યક્તિનોય સંભવ છે, અને તેનો પ્રેરક ઇશ્વર છે, જે આવી રીતે કર્મ માત્રનો તેના પરિપાકમાં નિયામક બને છે, ભોક્તા જીવ નહીં. આવું જે કાર્યકારણ સંધાતનું નિયામકપણું છે, તેને શ્લોક ૧૦ થી ૨૦ માં ભગવાન પ્રકટ કરે છે. પછી સ્વરૂપનેજ પામીને સુખી થવાની યંત્રણાવાળી કાર્યકારણ સંધાતની અન્યોન્યાશ્રયી ઘટનાને સમજાવી, તેને આટોપી લેતાં ભગવાન કહે છે કે, “આમ ( બ્રહ્મથી ) પ્રેરાયલા ( જગત્ ) ચક્રને જે પુરૂષ ( ઇશ્વરેચ્છાને ) અનુસરીને ફેરવતો નથી, તે ઇન્દ્રિયોમાંજ રમી રહેલો (એવો) પાપી જીવ છે. (અને) હે પાર્થ, એ વ્યર્થજ જીવે છે ” એમ કહી, અકર્મના લક્ષણવાળા સન્યાસની અશક્યતા બતાવે છે. અને જ્યારે કોઇને કર્મ કર્યા વગર છુટકોજ નથી ત્યારે તો ઇશ્વરની ધારણા પ્રમાણે એનાજ ચક્રને ફેરવીને એની ઇચ્છાને ફલિત કરનારાનુંજ જીવન ધન્ય છે, એમ ભગવાન કહે છે. અને જે જ્ઞાની અથવા યોગી ઇશ્વર ભાવને જ પામ્યો છે, તેને પોતાની સ્વાર્થી ભોગવૃત્તિ તો રહીજ નથી ત્યારે તેનું જીવન આવા ઇશ્વરી નિયમાનુસાર થતા લોક સંગ્રહાર્થે વ્યવહારમાં નિરાસક્ત પ્રવૃત્તિવાળુંજ રહેવું યોગ્ય છે એમ કહીને અર્જુનની દૃષ્ટિને નિષ્કામ યોગીના કર્મયોગ ઉપર ખેંચીને ત્યાં જ દૃઢ કરવા, પાછા કૃષ્ણ કહે છે કે, “તેથી(ફળમાં) નિરાસક્ત રહીને સદાય કાર્ય ( કરવા યોગ્ય ) કર્મને તું કર, કારણકે આસક્તિ વગર કર્મ કરતાં પુરૂષ પરમ(પદ)ને પામે છે.” અને એ ઉપદેશને પૂર્વના યોગી જનકાદિ જેવા રાજર્ષિઓનો દૃષ્ટાન્ત આપીને એના મનમાં ઠસાવે છે કે, ‘જરૂર કર્મ (કર્યા) વડેજ જનકાદિક પરમ સિદ્ધિને પામ્યા છે. (એટલે) લોકસંગ્રહનેય વિચારી જોતાં તારે કર્મ કરવું જ

જોઈએ." આવી આખી ઉપપત્તિમાં ગીતાના બધાય શ્લોકો આવશ્યક અંગ બને છે, છતાં આશ્ચર્ય છે કે, પ્રો. ગાર્બે શ્લોક ૯ થી ૧૮ ને ક્રાઇષ્ટના પછીની ગીતાની બીજી આવૃત્તિમાં ઉમેરેલા માને છે! અમારી દૃષ્ટિએ તો આ શ્લોકો મૂળ ગીતામાં ના હોય તો, અર્જુનના પ્રશ્નનો ઉત્તર ઉપપત્તિ રહિત, અને ઉપદેશની અત્યંત ખામીવાળોજ રહ્યો હોત, જે વ્યાસની બુદ્ધિને અન્યાયજ કરવા જેવું થાય.

શિષ્ટાચારની સમાજ ઉપર થતી અસર.

નિષ્કામ યોગીના લોકસંગ્રહનું સ્હેજ દર્શન કરાવતાં ભગવાન કહે છે કે, એવો યોગી પણ જો પ્રકૃતિ અનુસાર ધર્મ્ય કર્મને કરે નહીં, તો જરૂર લોકોમાં અવ્યવસ્થાજ આવી જાય, અને જે કુલક્ષયની તું બ્હીક રાખીને તારે આચરવા યોગ્ય એવો ક્ષાત્રધર્મ છોડી દેઉં છું, તે લોક ક્ષય તો જરૂર થાય જ. કારણ કે, 'જે જે આચરણ શ્રેષ્ઠ પુરૂષો કરે છે તેને બીજા લોક પણ આચરે છે.' અને વળી પોતાનોજ દૃષ્ટાન્ત આપીને કૃષ્ણ સમજાવે છે કે, જો કે મારે ત્રણેય લોકમાં કાંઇજ કરવા જેવું બાકી રહ્યું નથી, છતાં કર્મમાં તો મારે સાવધાનજ રહેવું પડે છે, કારણ કે, નહીં તો મારાજ વર્તનને મનુષ્યો બધેય વિવેક વગર અનુસરે, અને તેઓ પણ કર્મને છોડી દે તો લોકોનો ઉચ્છેદજ થાય. એટલે હું જ વર્ણસંકરતાનો કર્તા થાઉં, અને તેથી પ્રજાની થતી પ્રગતિમાં મોટી હાનીજ થાય. પણ આમ થતાં, જ્યારે જ્ઞાનીય પ્રકૃતિને અનુસરીને કર્મ કરે, અને અજ્ઞાની પણ તેમજ કરે, ત્યારે તે બેમાં ફેર શો રહ્યો? ભગવાન કહે છે કે, પ્રકૃતિને અનુસારજ વર્તતાં બેયમાં ઇશ્વરી નિયમે લોકસંગ્રહજ થાય છે, એટલે તેને અનુસરવામાં ઇશ્વરની ઇચ્છા ફળે છે, તેથી ઇશ્વરેચ્છા સફળ કરવામાં તો બેયનું એવું કર્મ સરખુંજ છે. અને તેથીજ અજ્ઞાનીનીય બુદ્ધિમાં જ્ઞાનીએ પોતાના વર્તનથી વિક્ષેપ નહીંજ કરવાનો ભગવાને શ્લોક ૨૬ અને ૨૯ માં બોધ કર્યો છે. છતાં, તે બન્નેના કર્મના બંધનમાં તો અત્યંત ભેદ છે. અજ્ઞાની કર્મમાં આસક્ત રહીને સ્વાર્થે પ્રેરાતાં બંધાય છે, ત્યારે જ્ઞાની નિષ્કામ વૃત્તિએ માત્ર લોક સંગ્રહાર્થેજ ઇશ્વરી ઇચ્છાને અધીન થતાં તેના પાશમાંથી નિત્ય મુક્તજ રહે છે. અને 'સ્વ'રૂપમાં બુદ્ધિ ઠરી રહેલી હોવાથી એની વૃત્તિ

અધર્મથી સદા વિમુખજ રહે છે. વળી જ્ઞાનીની આવી વૃત્તિનું વધુ વિવેચન કરીને,છેવટે કર્મબુદ્ધિ જાગ્રત કરવા ભગવાન અર્જુનને કહે છે કે,"આત્મમાં જ ચિત્ત રાખી (ફળની) આશા વગર, અને મારૂં તારૂં મુકી દઇને, શોક રહિત થઇને તું યુદ્ધ કર." અને ઉમેરે છે કે, મારા આવા વાક્યમાં શ્રદ્ધા રાખીનેય પ્રવર્તતો મનુષ્ય પણ પાપથી મુક્ત જ થાય છે. જ્યારે જ્ઞાની આત્મવાન થઇને ઇશ્વરભાવને પામે ત્યારે, પ્રકૃતિને આધીન થતાં એને અવશ કેમ થવું પડે ? એવી શંકાના સમાધાનાર્થે, આગળ ગી. ૨. ૪૬ માં 'કર્મ કરવામાં જ તારો અધિકાર છે, ફળ મેળવવામાં કદિય નહીં. (તેથી) કર્મના ફળનો હેતુ (કારણ–કર્તા) તું ના થા; તેમ જ (પ્રકૃતિએ થતાં) કર્મો નહી કરવામાં પણ તારો સંગ ( આસક્તિ ) ના રહો' એવું જે સૂત્ર બોધ્યું હતું, તેનું રહસ્ય અહી શ્લોક ૨૭ થી ૩૦ માં, અને ૩૩ થી ૩૬ માં, સમજાવીને કહે છે કે, 'જ્ઞાનવાન પણ પોતાની પ્રકૃતિ–સ્વભાવને યોગ્ય જ વર્તન કરે છે. (કારણ કે) ભૂતો (પોતપોતાની) પ્રકૃતિ–સ્વભાવને જ અનુસરે છે, (તેમનો) નિગ્રહ એ કેમ કરી શકશે ? ઇન્દ્રિયના વિષયોમાં ઇન્દ્રિયના રાગદ્વેષોની વ્યવસ્થા (ઇશ્વરે જ) કરી રાખી છે.' એટલે ઈશ્વર પ્રેરિત પ્રકૃતિના ગુણા-વિર્ભાવની ગતિમાં એવા યોગીના જીવભાવનું પારતંત્ર્ય જ છે. વળી જુવો ગી. ૧૮. (૧૩–૧૭). જ્યાં યોગી સ્વરૂપના ઇશ્વરભાવે પ્રેરાય, ત્યાં તો પ્રકૃતિ પણ ઈશ્વર પ્રેરિત જ હોઇને એને પરતંત્રતા લાગતી જ નથી. એટલે ભૂત માત્રના વ્યવહારમાં ગુણો જ ગુણોમાં પ્રેરાય છે એમ સમજનારા યોગી ગુણાત્મક કર્મ વ્યવહારમાં પોતે નિરાસક્ત જ રહે છે. અને પ્રકૃતિની આવી પ્રવૃત્તિ ઇશ્વરેચ્છાનુસાર હોવાથી, તે લોક સંગ્રહના અર્થવાળી છે, તેથી પોતાનો ધર્મ બીજાના જેવો સારો ન જણાય છતાં, દરેક પ્રાણીએ તેવા પોતાના જ ધર્મને આચરવો યોગ્ય છે, એટલું તો નહી, પણ એવા પ્રકૃતિ જન્ય "સ્વધર્મમાં મરવુંય શ્રેયસ્કર છે, (કારણ કે) પર ધર્મ તો ભયને જ લાવનારો છે.' એમ કહી, બ્રાહ્મણ જીવનની સંન્યાસ વૃત્તિ તને ક્ષત્રિયને તો પરધર્મ જ છે, તેથી તેને છોડીને ક્ષાત્ર ધર્મનો જ તારે સ્વીકાર કરવો યોગ્ય છે એમ ભગવાન અર્જુનને બોધી રહ્યા છે.

પ્રકૃતિ અનુસાર થતું વર્તન જો પ્રાણીનો સ્વધર્મજ હોય તો,

ઘણી વખત વૃત્તિ અને વર્તનમાં દેખાતો વિરોધ કેમ થતો હશે ? તે અર્જુનથી નહીં સમજાતાં ભગવાનને એ પૂછે છે કે, 'નહીં ઇચ્છતાં છતાં, જાણે બળાત્કારેજ જોડાતો હોય એમ પુરૂષ કોનો પ્રેર્યો પાપનું આચરણ કરે છે' ? અને તેનો ઉત્તર આપતાં સંસાર માત્રના આરંભનું કારણ જે ભોગેચ્છા–કામના છે તેજ સર્વ દુઃખનું કારણ છે, એમ કહી, જેને છોડતાંજ જીવ ઇશ્વર થઇને જીવતાંજ મુક્તિને પામે છે, તેવા રાગદ્વેષની દૃષ્ટિ તારવી કાઢી, તેને જ પ્રાણી માત્રનો વૈરી કહી, જ્ઞાન અને વિજ્ઞાનના નાશક તેવા પાપી કામને હણી નાખવા ભગવાન અર્જુનને પ્રેરે છે. એવા કાર્યની કઠિનતા સ્વીકારતાં ભોગની ઇચ્છાને સેવવીજ પડે તો આત્માનાજ ભોગની ઇચ્છા કરવા યોગ્ય છે, માટે તેનેજ સેવવા પ્રયત્ન કરતાં તું યોગી થા, એવા બોધથી ગીતાનો ત્રિજો અધ્યાય પુરો થાય છે. અહી પ્રતિપાદ્યનાં સૂત્ર ૭, ૧૩, ૧૭ થી. ૨૧, ૨૭ પ્રકટ થયાં છે.

ચોથો અધ્યાય

આમ અર્જુનની સન્યાસ ઉપર ચોટેલી વૃત્તિને કર્મયોગ ઉપર આણતાં, અત્યાર સુધી નહી સાંભળેલો એવો આ ઉપદેશ મને યુદ્ધમાં લડાવવાજ ઉભો કર્યો તો નહી હોય ! એવી શંકા અર્જુનના મનમાં આવે નહીં તેટલા માટે ગીતાનો ચોથો અધ્યાય આ યોગનિષ્ઠાની પુરાતનતાને પ્રકટ કરવામાં શરૂ થાય છે, કે "આવો નિશ્ચલ (સનાતન) યોગ મેં વિવસ્વાન (સૂર્ય) ને સમજાવ્યો હતો, વિવસ્વાને મનુને કહ્યો હતો, (અને) મનુએ ઇક્ષ્વાકુને કહ્યો હતો. આમ પરંપરાએ પ્રાપ્ત થએલા એ( યોગ )ને રાજર્ષિઓ જાણતા હતા. હે પરંતપ ! એ યોગ લાંબાકાળે કરીને અત્યારે નષ્ટ થયો ( વિસરાયો ) છે. એવો એજ યોગ મેં તને (ફરી) આજે કહી બતાવ્યો; કારણ કે, તું મારો ભક્ત્ છું અને વળી સખા છું. જરૂર એજ (જાણવા યોગ્ય) ઉત્તમ રહસ્ય છે." એમ કહીને વળી ગીતાના પ્રતિપાદ્યને પણ ભગવાન પોતેજ અહીં પ્રકટ કરે છે. અર્જુનને હજુ ભગવાનના વાક્યમાં સંપૂર્ણ શ્રદ્ધા ઉપજી ન હતી, એટલે તરત એ બોલી ઉઠયો કે, એવું તે મારાથી કેમ મનાય કે આવો યોગ તમેજ પૂર્વે સૂર્યને શિખવ્યો હશે ! આ અત્યારે તમે તો અહીં મારી સાથે વાત કરી રહ્યા છો ! અને એવા તમેજ

યુગાન્તરમાં સૂર્યને એ જ્ઞાનનો ઉપદેશ કરેલો એમ તે હું કેમ માનું? અર્જુન કૃષ્ણના 'હું' એવા શબ્દને તેમના શારીરપુરૂષનાજ અર્થમાં સમજ્યો, તેથી એને એમ આશ્ચર્ય લાગ્યું. એનો ઉત્તર આપતાં ભગવાન અધ્યાત્મપુરૂષનું દર્શન કરાવતાં, ચિત્તનું પરમ ઐશ્વરરૂપ તેને સમજાવે છે. અને સર્વજ્ઞ ઇશ્વર ભાવથી અજ્ઞાની જીવભાવનો વિવેક પ્રથમ પ્રકટ કરીને કહે છે, કે 'મારા ઘણાય જન્મ થઈ ગયા છે, અને હે અર્જુન, તારાય પણ (થયા) છે. એ બધાયને હું જાણું છું, પણ હે પરંતપ! તું (તેમને) નથી જાણતો. 'તું' અને 'હું' સ્વરૂપમાં ચિદ્રુપે એક છતાં ઉપાધિએ ભિન્ન દેખાતા મારામાં અને તારામાં એટલોજ ફેર છે, કે અત્યારે હું ઇશ્વરભાવે યુક્ત થએલો છું, તેથી સર્વજ્ઞત્વને પામેલો હોઇને પાછલો સર્વ વૃત્તાન્ત હું જાણી રહ્યો છું. પણ તું જીવ ભાવના પરિચ્છેદવાળી સ્મૃતિવાળોજ રહીને તને તેમાંનું કાંઇજ સાંભરતું નથી. વળી ભગવાન પોતાના આત્મ સ્વરૂપનું ભાન કરાવતાં કહે છે કે, હું સદ્રુપે 'અવ્યય આત્મા' છું, અને તેથી ભૂતોનો ઇશ્વર છું, છતાં માત્ર મારી પ્રકૃતિનો એટલે સ્વાભાવિક શક્તિનો પ્રેરક બની, વ્યક્ત–ઇશ્વર જેવા વિકૃત ભાવે હું ભૂતોમાં પ્રકટ થાઉં છું. અને હે ભારત! વળી મેં પ્રેરેલા આ બ્રહ્માંડમાં અધર્મનો અંતરાય ઉભો થાય ત્યાં, ધર્મનો માર્ગ સરળ કરવા અર્થે હું મનુષ્ય દેહમાં પણ આવિર્ભાવને પામતાં અવતરૂં છું. અને મારો આવો જન્મ સાધુઓના રક્ષણને અર્થે અને દુષ્કૃતોના નાશને અર્થે યુગે યુગે થયા જ કરે છે. તું મને આવા શરીરમાં પ્રકટ થએલાને સાધારણ પરિચ્છિન્ન શક્તિવાળો અજ્ઞાની મનુષ્યજ ના ધારીશ. મારો જન્મ તો તત્વ દૃષ્ટિએ મેં તને સમજાવ્યો તેવો દિવ્યજ છે. અને મારા જન્મને આવી તત્વદૃષ્ટિએ તે દિવ્ય છે એમ જે સમજે છે, તે એવા જ્ઞાનના પ્રતાપે પુનર્જન્મને પામતો નથી, પણ મારા એવા ભાવમાંજ તે ભળી રહે છે. વળી ઇશ્વરરૂપે કાર્યકારણના સંઘાત ચક્રમાં પુરૂષ જે ફળને પામવાની ઇચ્છાએ કર્મ કરે તેને, કાર્યકારણને દોરતા ઇશ્વર ભાવે, હું તેવા ફળ રૂપેજ મળું છું. અને એવા અનેક દેવો રૂપે મારો વિસ્તાર મનુષ્યોને ઇચ્છિત ફળ આપી રહ્યો છે. ઇશ્વરભાવે હું જગતના ચક્રને આમ સૃજીને

નિયમિત રીતે તેને ધર્મમાં ફેરવી રહ્યો છું, છતાં મારા 'સ્વ'ભાવે તો મને 'તું અકર્તા અને અવ્યયજ માન,' કારણ કે આ દૃશ્ય માત્રના વિસ્તારમાં મારી સ્વાભાવિક શક્તિજ પ્રકટી રહી છે. હું તો વસ્તુતાએ અસંગ, અદ્વૈત, અને અવ્યયજ છું. આટલું પરમ આત્મ તત્વનું દર્શન કરાવી ભગવાન કહે છે કે, પૂર્વેના રાજર્ષિઓ આવા યોગી હોવાથી તેઓ નિષ્કામ કર્મનેજ કરી ગયા હતા, અને તું પણ તેમજ આચર. એમ કહીને, પુનઃ અર્જુનની બુદ્ધિને કર્મમાંજ પ્રેરે છે. વળી, પોતાનું સર્વજ્ઞત્વ પ્રકટ કરીને, કર્મના વ્યવહારની ગહનતા મોટા મુનિઓથી પણ સંપૂર્ણ સમજાઈ નથી તેવા કર્મના વિચારનું, કર્મ, વિકર્મ, અને અકર્મમાં પ્રથક્કરણ કરીને, પ્રત્યેકનું લંબાણથી વિવેચન કરી તેમને સમજાવતાં, પ્રથમ અકર્મ એટલે શું તે સમજાવે છે. અને કહે છે કે, દેખીતા કર્મના વ્યવહારમાં અકર્મ, અને દેખીતા અકર્મમાંય કર્મનો વ્યવહાર થાય છે, તેથી ખરૂં અકર્મ તો સંકલ્પના સન્યાસ અથવા કામનાના પરિત્યાગમાંજ રહ્યું છે. એમ યોગીના નિષ્કામ કર્મવાળા અકર્મ અથવા સન્યાસને સમજાવીને, પછી ધર્મશાસ્ત્રની પદ્ધતિએ કરેલાં બધાં કરવા યોગ્ય કર્મને 'યજ્ઞ'કર્મ કહીને, જે શાસ્ત્ર દૃષ્ટિએ નહીં આચરવાનાં કર્મ છે, તેમને 'વિકર્મ' તરીકે સમજાવે છે. અને તેવાં વિકર્મોથી તો આ મૃત્યુ લોક પણ સધાતો નથી, તો પછી પરલોક તો ક્યાંથીજ મળે, એમ કહીને તેમને તો ત્યજવાનોજ ભગવાન બોધ કરી રહ્યા છે. પછી સમસ્ત લોક યજ્ઞ કર્મમાંજ પ્રેરાઈ રહ્યા છે, એમ બોધ કરતાં વ્યવહારના અભાવવાળા સન્યાસની તો અશક્યતા જ સૂચવી, વિવિધ પ્રકારનાં યજ્ઞકર્મોને ભગવાન ગણાવે છે. અને તે બધાય યજ્ઞો ફળની ઈચ્છાએજ થાય છે, છતાં, સર્વ ક્રિયાઓમાં જ્ઞાનયજ્ઞની શ્રેષ્ઠતા બતાવીને, તેવા જ્ઞાનનું સેવન કરવા કહે છે કે, એવા બ્રહ્મજ્ઞાનને 'સમજીને હે પાંડવ! તું ફરીને આવા મોહને નહીં પામું, (અને) જેણે કરીને તું સર્વ ભૂતમાત્રને તારા પોતામાં, અને (તેથી) મારામાં રહેલાં જોઈ શકીશ. કદિ તું સર્વ પાપીઓથી અધિક પાપી હઈશ, ત્હોય (બ્રહ્મ) જ્ઞાનના નાવથી તું આખા પાપ સમુદ્રને તરી જઈશ, કારણ કે, આ જગત્માં જ્ઞાનના જેવું પવિત્ર ( પાવન

કર્તા ) બીજું કશુંય નથી.' અને એવા જ્ઞાનનો ઉપદેશ લેવા શ્રદ્ધાથી પ્રવર્તવું જોઇએ, એમ કહી પોતાના વાકયમાં શ્રદ્ધા રાખવાનું સૂચન કરતાં ભગવાન અર્જુનને કહે છે, કે 'યોગે ( જોડાઇને ) ત્યજેલાં કર્મોવાળા, અને જ્ઞાન વડે ટાળેલા સંશયવાળા આત્મવાન ( સ્વભાવને પામેલા યોગી )ને હે ધનંજય ! કર્મો બંધનમાં નાખતાં નથી. તેથી હે ભારત ! આત્મ તત્વના અજ્ઞાને ઉઠેલો ( તારા ) હૃદયનો સંશય જ્ઞાનરૂપી ખડ્ગથી કાપી નાખીને યોગમાં જોડા, ચાલ ( યુદ્ધ કરવા ) ઉભો થઇજા." આવા ઉપદેશથી ચોથો અધ્યાય પૂરો થાય છે. અહીં પ્રતિપાદ્યનાં ૭ થી ૨૧ સૂત્રોના સિદ્ધાન્તોનું સ્પષ્ટી કરણ થયું છે.

અર્જુનની વૃત્તિએ કર્મનો સિદ્ધાન્ત પકડયાં છતાં, સન્યાસમાંથી

પાંચમો અધ્યાય

હજુ તે નિવૃત્ત થઇ નથી, તેથી પાંચમા અધ્યાયની શરૂઆતમાં જ તે ગભરાઇને ભગવાનને પૂછે છે, કે 'કર્મોના સન્યાસને અને વળી હે કૃષ્ણ, તેમના યોગનેય ( આચરણનેય ) તમે વખાણો છો, તો એ બેમાંનું જે એક શ્રેયસ્કર હોય તેવાનેજ બરાબર નિશ્ચય કરીને મને સમજાવો.' તેના ઉત્તરમાં જાણે યુધિષ્ઠિરને મહાભારતમાં ભીષ્મે કહેલા શબ્દોથીજ એ બોધે છે, કે "સન્યાસ અને કર્મયોગ એ બન્નેય પરમ શ્રેયઃ( મોક્ષ )ને કરનારાં છે," અને ઇશ્વરે નિયમેલા લોક સંગ્રહની દૃષ્ટિએ અર્જુનના પ્રશ્નનો પૂરો ઉત્તર આપવા શ્રીકૃષ્ણ ઉમેરે છે કે, 'તોપણ તે બેમાં કર્મયોગ કર્મસંન્યાસથી અધિક છે'. પહેલા ઉત્તરનું શ્લોક ૩. થી ૫ માં સમર્થન કરતાં કહે છે, કે 'સાંખ્ય' અને 'યોગ' એ બે ભિન્ન છે, એવું તો તેમને બરાબર નહીં જાણનારા એવા બાળકોજ બોલે છે,શિષ્ટ પંડિતો નહીં.અને 'સાંખ્ય અને યોગ એકજ છે' એમ જે અનુભવે છે, તેજ ખરૂં જુવે છે. અને લોક સંગ્રહની દૃષ્ટિએ કર્મ યોગની વિશેષતાને સમજાવતાં કહે છે, કે 'સન્યાસ તો યોગ વગર થવોય કઠિન છે.' અને એવો આત્મવાન યોગી ફળમાં નિરાસક્ત, અને વૃત્તિએ નિષ્કામ, હોઇને કર્મને કરતાં છતાંય, તેમના બંધનથી લેપાતો નથી, તેથી તેનાં 'કર્મો' તો અકર્મજ છે. કારણ કે, યોગી તો એમજ અનુભવે છે કે, ઇશ્વરી

નિમમે દોરાતી ઇન્દ્રિયોજ એમના વિષયોમાં પ્રવર્તે છે; અને 'હું' તો કાંઇજ કરતો નથી. જ્યાં સુધી અર્જુનનું ચિત્ત સન્યાસના આસમાં હતું ત્યાં સુધી યોગનું ભગવાને આગળ કરેલું વિવેચન એનાથી સંપૂર્ણ ગ્રહણ થયું ન હતું, તેથી જ એણે, જે એક નિષ્ઠા તમે મને શ્રેયસ્કર ધારતા હો તેનેજ હવે સમજાવો એવી અહીં યાચના કરી છે. તેથી કર્મયોગના ઉપદેશનું પર્યટણ ભગવાનને અહીં શ્લોક ૬ થી ૧૩ સુધી કરવું પડયું છે, તે દૂષણ નથી, પણ આ કાવ્યમાં તે ભૂષણજ બન્યું છે. અને 'હું' કાંઇજ કરતો નથી, એમ જે ઉપર કહ્યું, તેનું વધારે સ્પષ્ટીકરણ કરવાજ જીવેશ્વરનું ઐક્ય સૂચવીને પુનઃ કૃષ્ણ કહે છે, કે "(તત્વ દષ્ટિએ તો એને) લોકનું કર્તાપણું નથી, (એટલે) કર્મોને કે કર્મ અને (તેના) ફળની સાથેના સંયોગને પ્રભુ (પરમાત્મા) કરતો નથી, પણ (એમાં પ્રભુનો) સ્વભાવજ પવર્તે છે." અને આ જીવેશ્વરના દ્વંદ્વથી રચાતી સૃષ્ટિમાં માયા અને અવિદ્યાના પ્રભાવને પકટ કરતાં કહે છે, કે 'એ વિભુ કોઇનું પાપ (માથે) લેતો નથી, તેમજ પુણ્ય લેતો નથી, (પણ ભોક્તાનું) જ્ઞાન અજ્ઞાનથી ઢંકાયલું છે, તેથીજ પ્રાણીઓ મોહાય છે. જેમનું એવું અજ્ઞાન આત્મતત્વના જ્ઞાને કરીને નાશ પામ્યું છે, તેમનું જ્ઞાન આદિત્યની પેઠે તે પરમાત્મા-સદ્‌ને પકટ કરે છે.' અને એવા યોગી પુનર્જન્મને પામતા નથી. આવા યોગીઓનું આચરણ પ્રકટ કરતાં આગળ ગી. ૨ (૪૮–૫૦) માં કર્મના ફળની સિદ્ધિ કે અસિદ્ધિમાં સમાન દષ્ટિવાળા યોગીઓનું જે 'કૌશલ્ય' બતાવ્યું હતું, તેને અહીં પાછું શ્લોક ૧૮ થી ૨૩ સુધીમાં વિસ્તારથી સમજાવે છે. તેથી કર્મયોગ જ શ્રેષ્ઠ છે, એમ સૂચવતાં 'જે અંતરમાં સુખવાળો (એટલે) અંતરમાં શાન્તિ-આરામવાળો, તેમ જ અંતરમાં (જ્ઞાન) જ્યોતિવાળો હોય છે, એવો યોગી પુરૂષ બ્રહ્મરૂપ થએલો હોઇ (દેહાન્તે) બ્રહ્મ નિર્વાણને જ પામે છે' એમ કહીને સ્થિત પ્રજ્ઞની સ્થિતિનું સિંહાવલોકન કરતાં, બીજા અધ્યાયના ઉપદેશને વિવિધ રીતે ઠસાવી, સતનો પ્રકાશ તો 'હું' એવા ચિદાવિર્ભાવ દ્વારા જ સમજાય છે, એમ સૂચવવા પોતાના 'સ્વ'રૂપને પુનઃ પ્રકટ કરીને ભગવાન પાંચમો અધ્યાય બંધ કરે છે. અહીં પ્રતિપાદ્યનાં સૂત્રો ૩૧; (૧૧ થી ૧૬); (૩૬ થી ૩૭), પ્રકટ થયાં છે.

અર્જુનની વૃત્તિમાંથી હજુ સન્યાસની આસક્તિનો પૂરો ત્યાગ

છઠ્ઠો અધ્યાય. થયો નથી, તેથી તારા મનમાં ભરાઇ રહેલો સંન્યાસ તે હું ઉપદેશી રહ્યો છું તેવો પ્રવૃત્તિવાળો કર્મયોગજ છે, એમ પુનઃ બોધ કરતા કૃષ્ણ છટ્ઠા અધ્યાયની શરૂઆતમાંજ કહે છે કે, "કર્મના ફળનો ( સંકલ્પનો ) આશ્રય કર્યા વગર જે કરવા યોગ્ય (કાર્ય) કર્મને કરે છે તે જ સન્યાસી છે, અને તેજ યોગી છે. અગ્નિ નહીં રાખનારો નહીં, કે ક્રિયાશૂન્ય જ રહેનારો નહીં. તેથી જેને લોક સન્યાસ કહે છે, તેને જ હે પાંડવ ! તું યોગ સમજ. કારણ કે, સંકલ્પના સન્યાસ વગર કોઈ પણ પુરૂષ યોગી થઇ શકતો નથી" આમ કહીને સંકલ્પનો સન્યાસ તે જ યોગ છે, તેથી યોગી થતાં તું જરાય બ્હીશ નહીં, કે હું રખેને સન્યાસી મટી જાઉં, એવું સૂચન છે. અને તારા ઉચ્ચ 'સ્વ'રૂપમાં યુક્ત થઇ–જોડાઇને તારે યોગી તો થવું જ જોઇએ, કારણ કે, 'પુરૂષે પોતે જ પોતાને ઉદ્ધારવો જોઇએ, પોતાને નીચે ડુબવા દેવો નહીં. કારણ કે, (સંસારમાં) પોતે જ પોતાનો બંધુ કે પોતે જ પોતાનો શત્રુ છે...પોતાને નહીં ઓળખનારાની શત્રુતામાં પોતે જ શત્રુની પેઠે પ્રવર્તે છે'. અર્જુનની સન્યાસમાં જ આસક્ત થએલી ચિત્તવૃત્તિને યોગ્ય માર્ગે વાળવા આવા સૂક્ષ્મ બોધની આવશ્યક્તાના કારણે આ અધ્યાયમાં ચિત્તવૃત્તિને 'સ્વ'રૂપમાં સ્થિર કરતા યોગના સાધકોની પ્રણાલિકાને શ્લોક ૧૦ થી ૨૬ સુધીમાં વર્ણવી બતાવી, એવા સિદ્ધ યોગીની સ્થિતિનો ઉપસંહાર કરતાં કહે છે, કે 'જરૂર આવા પ્રશાન્ત મનવાળા, (એટલે) શમેલા રજસૂવાળા, બ્રહ્મમય થએલા, ( તેથી ) નિષ્પાપ એવા યોગીને ઉત્તમ સુખ મળે છે.' અને આમ વારંવાર પર્યટન કરતાં જ યોગારૂઢ થવાય છે એમ કહીને, પ્રવૃત્તિમય જીવનમાં એવા યોગીના અનુભવની દૃષ્ટિને સમજાવતાં ભગવાન કહે છે, કે એમ 'બધેય સમ ( સમાન–સદાત્મ ) ના દર્શનવાળો યોગયુક્ત પુરૂષ સર્વે ભૂતોમાં ( અધિષ્ઠાન થઇને ) રહેલા આત્માને જ, અને આત્મામાં( પોતામાં ) જ રહેલાં સર્વે ભૂતોને જુવે છે, અનુભવે છે. ( અને, એમ ) જે ( યોગી ) સર્વત્ર મને ( સર્વાત્મન્ ઈશ્વરને )જ જુવે છે, અને મારામાં જ સર્વને જુવે છે, તેનો હું મટી જતો

( જુદો કે પરાયો થતો ) નથી, કે મારો એ મટી જતો નથી. (કારણ કે, સદ્દેવની જોડે) એકત્વને પામેલો જે મને સર્વે ભૂતોમાં ( વ્યક્ત થઈ) રહેલાને ભજે છે, તે યોગી ગમે તેમ ( બાહ્ય પદાર્થોને અનુભવી ) રહેતાં છતાં મારા(સદ્)માં જ ઠરી રહે છે:" અને આવી સ્થિર બ્રહ્માકાર વૃત્તિવાળાની જીવનકળાનું સામાન્ય લોકને અર્થે એક સુંદર નૈતિક સૂત્ર રચતાં કહે છે, કે 'હે અર્જુન, કદિ સુખનો પ્રસંગ હોય, કે દુઃખનો પ્રસંગ હોય તો પણ, પોતાનું જ ધોરણ લઇને સર્વત્ર સમાન દૃષ્ટિએ જે જુવેછે, તે યોગી ઉત્તમ છે.' કારણ કે, સર્વનો આત્મા સમાન અને એક સરખો, અને અદ્વિતીય છે. સંકલ્પના પ્રશમનની વિધિએ પ્રશાન્ત વૃત્તિવાળો થએલો પુરૂષ સ્વરૂપના ઉચ્ચ ભાવમાં જોડાતાં એની વૃત્તિ બ્રહ્મમય થાય છે. આવા સંકલિત બોધમાં પણ પ્રો. ગાર્બે કહે છે, કે શ્લોકો ૨૭ થી ૩૨ ક્રાઇસ્ટ પછીની બીજી આવૃત્તિમાં નવા ઘાલેલા છે ! આગળ કરેલા બોધના ઉપસંહાર તરીકે શ્લોકો ૨૭ થી ૨૮ અમને તો આવશ્યક ભાગ તરીકે લાગે છે. અને ૨૯ થી ૩૨ શ્લોક જતા રહેતાં તો, એવા યોગીની પ્રવૃત્તિ થતાં એનું વ્યવહાર દર્શન કેવું રહે, તે સમજાવવાનું જે આ અધ્યાયનું મુખ્ય પ્રયોજન છે, તે જ ઉડી જાય. તેથી એ શ્લોકોને પાછળથી ઉમેરેલા કહેવા યુક્તિહીન લાગે છે.

આત્માના આવા સમ દર્શનમાં, પરિચ્છિન્ન જીવભાવ સ્વભાવના બ્રહ્મ ભાવમાં ભળતાં, 'યોગ' સધાય છે. અને જ્યાં સુધી વૃત્તિ સમ ભાવ ઉપર ઠરી રહે ત્યાં સુધી જ એવી ચિત્ત સ્થિતિ અનુભવાય છે. પરંતુ મન એવું ચંચળ છે કે, તેવો યોગ લાંબો કાળ રહેવો અશક્ય છે, એમ સમજીને અર્જુન ભગવાનને કહે છે, કે 'સમ દર્શનથી થતો જે આ યોગ તમે કહી બતાવ્યો તેની સ્થિરતા મનના ચંચળત્વને લીધે નભી રહે એમ હું જોઈ શકતો નથી,' તેથી યોગીની પ્રવૃત્તિ અશક્ય છે. એવી શંકાના સમાધાનાર્થે ભગવાન આવા યોગની કઠિનતાને કબુલ કરતાંય, એની અશક્યતા છે એમ નથી માનતા. અને કહે છે, કે "સંયમ રહિત પુરૂષથી યોગ પામવો દુર્લભ છે, એમ હું માનું છું, પણ (મનને) વશ કરેલા, (અને) પ્રયત્નશીલ પુરૂષથી ઉપાય કરતાં એ(યોગ)ને પામવો જરૂર શક્ય છે."

યોગની કઠિનતાને ભગવાને સ્હેજ સ્વીકારી કે તરત જ અર્જુનની વૃત્તિ પાછી સન્યાસ તરફ ઢળતાં એને શંકા ઉઠી, કે એક જીંદગીમાં એવો યોગ સિદ્ધ ન જ થાય, તો પછી યોગના જેટલો જ શ્રેયસ્કર છતાં કડાકૂટ વગરનો સન્યાસ એનાથી શો ખોટો ? એમ વિચારીને તે પૂછેછે, કે " શ્રદ્ધાવાળો, (છતાં) યોગમાંથી ચળેલા મનવાળો, (તેથી) યતિ નહીં થએલો, એવો હોઇ યોગની સંપૂર્ણ સિદ્ધિને નહીં પામતાં, હે કૃષ્ણ ! કઈ ગતિને પામે છે ? હે મહાબાહો ! બ્રહ્મના માર્ગમાં ભૂલો પડેલો (તેથી મૂઢ) પ્રતિષ્ઠા વગરનો એ બન્ને તરફથી વછુટી ગએલા વાદળના ટુકડાની પેઠે નાશ તો નથી પામતો ? " અને હવે ભગવાનના વચનમાં પ્રકટતી શ્રદ્ધાવાળો અર્જુન પ્રાર્થે છે કે, તમરા સિવાય મારા આવા સંશયને છેદનાર કોઈ નથી, માટે મારી આ શંકાનું સમાધાન કરો. એના ઉત્તરમાં, પુરૂષ સ્વભાવે નિત્ય સદ્રુપ હોઇને અવિનાશી છે, તેથી કદિ એનો તો નાશ થતો જ નથી, એમ પુનઃ સંભારી આપીને, ગીતા. ૨.૪૦ માં આવી યોગબુદ્ધિના આચરણમાંથી પતન તો થતું જ નથી, એમ જે સૂત્રાત્મક સત્ય કહ્યું હતું, તેને અહી શ્લોક ૪૦ થી ૪૫ સુધી વિસ્તારથી સમજાવીને, લોકાન્તર ગમનનો ઉપદેશ કરે છે, અને એના મનમાં ઠસાવે છે, કે યોગના આચરણથી જરાય બ્હીવાનું કારણ નથી. આવી યોગ સાધનાવડે જન્મ જમાન્તરમાં ઘડાએલી પ્રકૃતિએ જ પ્રેરાતી જેની વૃત્તિ 'સ્વ'રૂપના યોગમાં જોડાઈ રહી છે તેથી શ્રદ્ધાવાન થએલો એવો યોગી તો તપસ્વી કે સન્યાસીઓથી તેમજ કર્મિઓથી પણ શ્રેષ્ઠ જ છે, એવા ઉપદેશના ઉપસંહારથી અધ્યાય પૂરો થાય છે. અહીં પ્રતિપાદ્યનાં (૧–૩), (૧૩-૧૬), (૨૨-૩૦) સૂત્રો પ્રકટ થયાં છે.

સાતમો અધ્યાય. સંકલ્પ માત્રનો પરિત્યાગી પુરૂષ સ્વરૂપમાં જોડાઇને યોગી થતાં સર્વાત્મક વૃત્તિવાળો થઇને ઇશ્વર ભાવમાં જ પ્રેરાઇ રહે છે, તેથી તે અધર્મના ભયથી સદા મુક્ત છે,અને તેથીજ કર્મમાં સંપૂર્ણ બળવાન રહી સમાજને ધર્મમાં દોરી શકે છે. આવો ભગવાને કરેલો પરમ યોગનો ઉપદેશ જેટલો જવલંત છે, તેટલો જ અયુક્તને તે આશ્ચર્યકારક છે. તેથી આવુ સમસ્ત કાર્યાત્મક જગત્ બ્રહ્મમાંથી જ નીકળીને તેમાં જ પોષાઇને, તેમાંજ પુનઃ લય પામે છે, એવું તત્ત્વદર્શી-

ઓનું દર્શન પ્રકટ કરીને, યોગી આવા જગતને બ્રહ્મમય અનુભવી રહે તેમાં કાંઇ જ નવાઈ નથી એમ સ્પષ્ટ સમજાવવા, આ સાતમા અધ્યાયમાં યોગીના વ્યવહાર દર્શનને ભગવાન પ્રકટ કરે છે. વળી એમ કરતાં ગીતાના ચોથા અધ્યાયમાં પુરૂષના ઇશ્વરી ભાવને પ્રકટ કર્યો હતો, તેને અહીં વિસ્તારથી સમજાવે પણ છે, અને ભૂતમાત્રને પ્રેરી રહેલા પુરૂષના ઇશ્વરભાવને 'હું,' 'મારો', એવા વિશેષણથી સંબોધીને તેવા ચિદાત્મક સર્વાયણ તત્વને અર્જુનની દષ્ટિમાં, એવા યોગને સરળ કરવા, વધારે જોરથી ખડું કરે છે. ભગવાન સાતમા અધ્યાયની શરૂઆતમાં જ કહે છે, કે 'હે પાર્થ ! મારામાં (સદ્‌માં) આસક્ત (ચોટેલા) મનવાળો (થતાં) મારો જ આશ્રયી (બનીને) યોગ સાધતાં તું જરૂર, જે પ્રકારે મને સમગ્ર રૂપે ઓળખીશ, તેને (વિષે) સાંભળ. એ જ્ઞાનને વિજ્ઞાનો સાથે હું તને પુરેપુરૂં સમજાવીશ, જે જાણ્યા પછી અહીં બીજું કશુંય વધારે જાણવા યોગ્ય રહેશે નહીં. મનુષ્યોમાં ના હજારોમાં કોક જ (આવા યોગની) સિદ્ધિને અર્થે પ્રયત્ન કરે છે; અને એવો યત્ન કરી રહેલા સિદ્ધોમાં કોક જ મને તત્વતઃ (યથાર્થ) ઓળખે છે.' આમ કહી, સદ્‌માંથી પ્રથમ ઉત્પન્ન થતી પૃથ્વી આદિ આઠ પ્રકારની પ્રકૃતિને બતાવીને કહે છે કે, તે અસત્ તેથી અપરા એવી કાર્યાત્મક જ પ્રકૃતિ છે. પણ એવી કાર્યાત્મક અસદ્‌ની ઉપાધિએ ચતન્યાત્મક નિશ્ચળ તત્વ વિકૃત થઇને જીવેશ્વરાદિ અને એમની ચિત્તવૃત્તિઓ રૂપે દેખાઇ રહ્યું છે, તે બધું ચૈતન્ય દર્શન તે સદ્‌ની પરા પ્રકૃતિ છે. કારણ કે, એ ચૈતન્યતત્વના અધિષ્ઠાન ઉપર જ અજ્ઞાની જીવને આ ઉત્પન્ન થતું અને નાશ પામતું જગત્ ઇશ્વરની અપાર શક્તિના પ્રભાવે ભાસી રહ્યું છે. અને તેથી ભગવાન કહે છે, કે ' સર્વે ભૂતો આ ( બે પ્રકારની પ્રકૃતિ )માંથી ઉત્પત્તિવાળાં છે એમ તું સમજી લે. ( અને બેયનો અધિષ્ઠાતા હું છું તેથી ) હું આખા જગતનો પ્રભવ ( મૂળ ) તેમજ પ્રલય ( અંત ) છું. હે ધનંજય ! મારા( સદ્ )થી ઉપર ( બીજું ) કાંઇજ નથી. અને સૂત્રમાં, મણિ-ચોની પેઠે આ બધું ( દશ્ય ) મારામાંજ ( આમ ) પરોવાયું છે,' એમ કહીને વેદાન્તનું આ પુરાતન દર્શન પ્રગટ કરે છે. અને 'હું' તત્વે

કરીને અસંગ અને અકર્તાજ છું, છતાં આવું માયિક દર્શન કેમ થાય છે તેને સમજાવતાં કહે છે, કે 'ત્રણે ગુણમય આવા (પ્રકૃતિના) ભાવોથી આ સર્વ જગત્ (એવું તો) મોહિત થયું છે કે, એમનાથી પર (શ્રેષ્ઠ) અને અવ્યય (નિર્વિકાર, નિશ્ચળ) એવા મને તો તે ઓળખીજ શકતું નથી. કારણ કે, મારી આ દૈવી (દિવ્ય શક્તિવાળી) ગુણાત્મક માયા દુસ્તર છે. (તેથી) જે મને(ચિદ્રુપને) જ સેવે છે, શરણે આવે છે, તેવાજ (પુરૂષો) એવી માયાને તરી જાય છે.' અર્થાત આ મેં તને સમજાવ્યો તેવા યોગને જે પામે છે, તેજ અજ્ઞાનથી ઉપજેલી આવી માયા જાળને કાપીને તેની પારના પરમ સદ્ તત્વને અનુભવી શકે છે. આવો યોગી તેથી જ નાશવાન્ જગત્‌માં જગત્‌ના કારણભાવનેજ, તેના સૂક્ષ્મ અત્તમાનેજ, જોવાની ટેવ વાળો થઇ રહેતાં, કાર્યાત્મક વ્યવહારને આચરે છે, છતાં, એની વૃત્તિ તો પોતાના આત્મા ઉપરજ ઠરી રહે છે. યોગીના આવા દર્શનને સ્થૂળ દૃષ્ટિએ વર્ણવતાં જ ભગવાન કહે છે, કે "હે કૌંતેય ! જળોમાં રસ હું છું, સૂર્ય ચંદ્રમાં પ્રકાશ હું છું" ઈત્યાદિ. અર્થાત્, જે ગુણથી વસ્તુની માયિક વિશેષતા પ્રકટ દેખાય છે, તેજ દૃશ્ય વસ્તુનું આત્મ હોઈને, તેનેજ 'હું' છું, એમ યોગી અનુભવી રહે છે, તેથી તેનું કાર્ય માત્ર બ્રહ્માત્મક બની રહે છે.

આમ સર્વત્ર ઠરી રહેલા બ્રહ્મને અનેક વિધિએ ઉપાસતા અનેક પ્રકારના લોકોમાંથી જે મને એટલે ચિદાત્મનેજ શોધી રહેલા છે તેવા 'જ્ઞાનીઓ શ્રેષ્ઠ છે,' એમ ઉપદેશતા ભગવાન કહે છે કે, "એ બધાય (સુકૃત કરનારા ઉપાસકો) સારા છે, પણ જ્ઞાની તો મારો આત્મા જ છે, એમ હું માનું છું. કારણ કે એવો યુક્તાત્મા (યોગી) ઉત્તમોત્તમ ગતિરૂપ મને જ પામી રહ્યો છે." અર્થાત્ શાસ્ત્રના જ જ્ઞાનવાળાને તો મને મળતાં બહુવાર લાગશે, પરંતુ સર્વત્ર વ્યાપી રહેલા એવા બ્રહ્માત્મને અનુભવીને મહાદાત્મા રૂપે જ થએલો યોગી તો બહુ વિરલ જ હોય છે, એમ કહીને બીજા દેવોની ઉપાસના કરનારા તે દેવોને પામે છે, અને મને ચિદ્રુપને ભજનારો ચિદાત્મને પામે છે, એવું ઉપાસનાનું રહસ્ય બતાવી, પરમાત્માને ખરેખર વ્યક્તિભાવે થએલો માનનારા તો મૂઢ જ છે, અને 'યોગ માયાએ ઢંકાએલો હું બધાયને એવો

પ્રકટ (દેખાતો) નથી, (એટલે) મોહ પામેલો આ લોક સમૂહ મને અજ (જન્મરહિત, અને) અવ્યયને ઓળખી શકતો નથી' તેથી તે દયાને જ પાત્ર છે, એમ કહીને, ચોથા અધ્યાયમાં પોતાના સર્વજ્ઞત્વ ઉપર અર્જુનને થયેલી શંકાને છેદીને, હું આવા ઇશ્વરભાવને પામેલો છું, તેથી 'હે અર્જુન, (આથી જ) થઇ ગએલાં, ચાલતાં અને થનારાં ભૂતોને હું જાણું છું, પણ મને કોઇ જાણતું નથી,' એમ કહીને યોગીનું વ્યવહાર દર્શન ભગવાન સમેટી લે છે. અને 'જરા મરણમાંથી છૂટવા મારો જ આશ્રય લેઈને પ્રયત્ન કરે છે તેઓ 'તે' એવા પૂર્ણ (કૃત્સ્ન) બ્રહ્મને, તેમજ 'અધ્યાત્મ' (હું એવા અહંભાવવાળા અકૃત્સ્ન પરિછિન્ન)ને અને સંપૂર્ણ 'કર્મ' (યજ્ઞ)ને સમજે છે. જે મને અધિભૂત અને અધિદૈવ સહિત અને અધિયજ્ઞ સહિત ઓળખે છે, તેઓ (મારામાં જ) જોડાયલા ચિત્તવાળા હોઇને, મરણ વખતે પણ મને જ જાણી રહે છે' એમ કહીને સાતમો અધ્યાય પૂરો કરે છે. અહીં પ્રતિપાદ્યનાં સૂત્રો ૧૧ થી ૧૬; ૨૬ થી ૩૦; ૩૧ થી ૩૭ નું સ્પષ્ટીકરણ થયું છે.

આઠમો અધ્યાય

વ્યક્તાવ્યક્તમાં પ્રકટ થતાં પરમ સદ્‌નાં જે મુખ્ય સમજવા યોગ્ય રૂપાન્તરો કહી બતાવતાં ભગવાને પાછલો અધ્યાય સમેટી લીધો, તે રૂપાન્તરોને વધારે સ્પષ્ટ સમજાવવાની અર્જુનની વિનંતિથી આઠમો અધ્યાય શરૂ થાય છે. અર્જુનને તેવાં ક્ષરાક્ષર રૂપાન્તરો સમજાવ્યા પછી, યોગીના ચિત્તને ઠરી રહેવાનું ધામ તો અક્ષર એવું ચિદાત્મક બ્રહ્મ જ છે, તેને સ્પષ્ટ કરવા ભગવાન કહે છે, કે 'જે અંતકાળે (આવું) મારૂં જ સ્મરણ કરતાં દેહ છોડીને જાય છે, તે મારા ભાવને પામે છે, એમાં જરાય સંશય નથી', કારણ કે 'જે જે ભાવનું પુરૂષ સદા સ્મરણ કરતાં છેવટે દેહને છોડે છે, તે તે ભાવરૂપ થએલો તે તેને જ પામે છે.' અને વળી તેવા કારણાત્મક અવ્યકૃત અક્ષર ધામમાં અથવા અક્ષર પુરૂષમાં યોગીનું ચિત્ત નિત્ય ઠરી રહે છે, તેવા કારણાત્મક પુરૂષને શ્લોક ૯, ૧૦ માં વર્ણવી આખું જગત્ યુગે યુગે એવા કારણ બ્રહ્મમાંથી બ્રહ્માના નિશ્વાસની પેઠે કેવી રીતે બહાર નીસરે છે, અને પાછુ તે યુગાન્તે તેમાં જ સમાય છે, તે સમ-

જાવતાં બ્રહ્માના રાત્રિ અને દિવસ વાળા પ્રાચીન વિચારને પ્રકટ કરે છે. આવા કારાણુત્મક અવ્યકૃત, તેથી કાર્યાત્મક વ્યકતની અપેક્ષાએ 'અક્ષર', એવા બ્રહ્મના સંધાત ચક્રના આવિર્ભાવને પ્રકટ કરીને, જેના અધિષ્ઠાન ઉપર આવું આખું ચક્ર ફરી રહ્યું છે, એવા નિષ્કલ કેવલ ચિદ્રુપ સદ્ પરમાત્માના પોતાના 'સ્વ'રૂપને પ્રકટ કરતાં કૃષ્ણ કહે છે, કે 'વળી એવા અવ્યક્તથી પર (ઉપરનો) એવો જુદોજ બીજો પણ અવ્યકત ભાવ છે, તે સનાતન છે, જે સર્વે ભૂતોનો નાશ થતાંય નાશ પામતો નથી. (એવો એ બીજો) અવ્યકત તે 'અક્ષર' એમ કહેવાય છે. તેને વિદ્વાનો પરમ ગતિ કહે છે, જેને પામીને (સંસારમાં) પાછું ફરવાનું થતું નથી, એજ મારૂં પરમ ધામ છે'. ખરે, આજ 'યોગી'નું પરમ ધામ છે, અને એમાંથી જ આ સર્વ વિસ્તરી રહ્યું છે. વળી 'એવા પરમ પુરૂષને અનન્ય ભકિતથી જ પમાય છે' એમ કહીને ભકિતનો 'અનન્યતા' વાળો 'યોગ' એવો અર્થ પ્રકટ કરતાં, ભગવાન કહે છે, કે આ પરમાત્માને પામવાને માટે જ્ઞાનાનુભવ એકલું જ સાધન છે, કારણ કે, એતો બુદ્ધિની પારનો જ વિષય છે. અને ભકિતના એજ અર્થને જાણે દૃઢાવતાં 'વેદોના(અભ્યાસ)માં, યજ્ઞમાં, કે દાનમાં જે પુણ્ય બતાવ્યું છે તે સર્વથીય યોગી આ(બ્રહ્મ)ને ઓળખીને આગળ વધી જાય છે, અને તે આદ્ય એવા પરમ સ્થાને પહોંચે છે' એમ કહીને અધ્યાયને પૂરો કરે છે; અહીં પ્રતિપાદ્યનાં (૧–૭), ૩૧, (૩૪–૩૯) સૂત્રો પ્રકટ થયાં છે. શ્લોક ૨૦ થી ૨૮ ને પ્રો. ગાર્બે બીજી આવૃતિના ગણે છે! પરમાત્મતત્વ સદ્દનું અહીંનું નિરૂપણ તો બીજા અધ્યાયમાંથી શરૂ થાય છે, તેથી એ સિદ્ધાન્તને અહીં નવો માનવો તે ભૂલ ભર્યું છે.

ઉપર વર્ણવેલી જ્ઞાન દશા તેજ ભગવાને પૂર્વે વિવસ્વાનાદિ દ્વારા

નવમો અધ્યાય. રાજર્ષિઓને શીખવેલી 'રાજયોગ'ની વિદ્યા હતી, તે સંભારી આપતાં નવમા અધ્યાયની શરૂઆતમાં કૃષ્ણ કહે છે કે, 'રાજવિદ્યા, (અથવા) રાજાઓનું આતું ગુહ્યજ્ઞાન પવિત્ર અને ઉત્તમ છે, (અને વળી) તે પ્રત્યક્ષ સમજાય તેવું, ધર્મ્ય, સ્હેલાઇથી આચરાય એવું (અને) નિત્ય છે.' અને એની નિષ્ઠા વગરના પુરૂષો મને મળ્યા વગર જ મૃત્યુવાળા સંસારના માર્ગમાં પાછા ફરે છે. અર્જુનની ચંચળ

વૃત્તિ હવે શંકા રહિત થઇને ભગવાનના વચનમાં શ્રદ્ધાળુ થતી જાય છે, અને એના તરફથી હવે ઉદ્ધત પ્રશ્નો નહી થતાં, તેને 'અસુયા રહિત' થએલો જોઇને, પુરૂષ 'સ્વ'રૂપે સત્ અવ્યકત છતાં, જે શક્તિવડે એવું પરમ તત્વ વિવિધ ભાવે વ્યકત થતું દેખાય છે, તેવી 'માયા'ના સ્વરૂપને પ્રકટ કરવા પોતે જ આગળ ઉપદેશે છે, કે 'સ્વરૂપે અવ્યક્ત રહીને જ આ સર્વ જગત્‌ને મેં વિસ્તાર્યું છે, (તેથી) સર્વે ભૂતો મારામાં અવસ્થા પામી રહ્યાં છે, પણ તેમનામાં હું અવસ્થા પામી રહ્યો નથી' એમ કહીને, વિકાર પોતામાં થતો નથી, પણ ભૂતોમાં જ તે થતો દેખાય છે, એમ સ્થાપિત કરીને, વળી પોતાના અદ્વૈત તત્વમાં જરાય ગેર સમજુત થાય નહીં તે માટે આગળ કહે છે,કે "અને ભૂતો (ખરે ખરતો) મારામાં અવસ્થા પામી રહ્યાં છે એમ પણ નથી." ત્યારે ભૂતોની અવસ્થા–કાર્યાત્મક આવિર્ભાવ–દેખાય છે, તેનું કેમ ? એવી શંકાનું સમાધાન કરતાં કહે છે, કે 'મારા ઐશ્વર યોગ (યોગ માયા) ને તું જો, (પ્રત્યક્ષ કર, અનુભવ, તો તને જણાશે કે) ભૂતોને સૃજતો (**भूतभावन**) મારો આત્મા ભૂતોનો (અધિષ્ઠાન રૂપે) ધારક જ છે: પણ અવસ્થિત નથી." અર્થાત્ મારા અધિષ્ઠાન ઉપર પ્રકટ થતાં દેખાતાં ભૂતો માયિક જ છે. કારણ કે, એમની અવસ્થા પણ વાસ્તવ નથી, તેમજ એમની અપેક્ષાએ હું પણ ઇશ્વરભાવે ખરેખર અવસ્થિત થયો નથી. આ બધો દેખાવ તે મારી યોગ માયાનું જ પરિણામ છે; અને આ દર્શન તો યોગને અનુભવતાં જ સમજાશે. આમ પોતાની યોગમાયાનું દર્શન સ્પષ્ટ કરીને, ગીતા ૨. (૧૭–૨૦) માં જે પરમ સત્ તત્વનું દર્શન કૃષ્ણે કરાવ્યું હતું, તેનું અહીં સ્પષ્ટી કરણ કરીને માયાએ યુક્ત એવા એ કારણ સત્‌માંથી બ્રહ્માંડ કલ્પે કલ્પે ઉઠીને તેમાં જ સમાતું દેખાતાં છતાં, અધ્યક્ષ એવો હું–પરમાત્મા તો નિશ્ચળ અને અવ્યય જ રહું છું એમ કહે છે. એવા નિશ્ચળ પુરૂષને ખરેખર ઉત્પન્ન થતા માનુષ દેહવાળો માનનારાને વળી ભગવાન 'મૂઢ' કહીને જ નિંદતાં, આત્માના પરમ તત્વને અવ્યય અને નિષ્કલ તેથી અદ્વૈત એમજ પ્રતિપાદિત કરે છે. આ પરમ તત્વમાં જોડાઇ રહેલી વૃત્તિવાળા યોગીને જ ભગવાને 'રાજયોગી' કહ્યા છે, અને એવા સાત્વિક અથવા

દૈવી પ્રકૃતિવાળાને 'મહાત્મા' કહીને, તેઓ 'મને અવ્યય રૂપે ઓળખીને અનન્ય ચિત્તે ભજી (સેવી) રહે છે', એમ વર્ણવતાં ભક્તિને યોગની એક્તા જ સાધે છે.

માયાના સ્વરૂપનું વિવેચન લંબાણુથી અમે બ્રહ્મ. સૂ. ૧. ૧. ૨. ની જ્યોતિમાં કર્યું છે, ત્યાં જુવો. તેના ઉપસંહારમાંથી અહીં આટલું જ ટાંકવું બસ થશે. 'ટુંકામાં જેને સ્વતંત્ર સત્તા ના હોય, જે જીવની સ્વપ્નાદિની માનસ સૃષ્ટિની પેઠે કેવળ કલ્પના જ હોય, જે કાર્ય કારણ સંઘાતમાં અનન્યતાવાળું છતાં તેનાથી જુદા જેવું માત્ર દેખાતું જ હોય, તેવાં સઘળાં દશ્યો મિથ્યા જ કહેવાય છે. શક્તિયુક્ત ઇશ્વર, બ્રહ્મા, કે હિરણ્યગર્ભથી માંડીને સ્થૂળ જડો સુધીનો આ સર્વ જગત્ વ્યાપાર આવો જ દશ્યાત્મક હોઇને તેવા જગતને મિથ્યા અથવા માયિક કહ્યું છે."

આવા યોગી સિવાયના બીજા જ્ઞાનયજ્ઞાદિ વડે પૂજતા અનેક ઉપાસક ભક્તોને ગણાવીને ભગવાન કહે છે કે, તેમની ઉપાસનાનું ફળ આપતાં મારા ઇશ્વરભાવે હું જ તેવે રૂપે તેમને મળું છું, છતાં, તે બધા ઉપાસકો 'વિશાળ સ્વર્ગલોકને ભોગવીને,તેમનું પુણ્ય ક્ષીણ થતાં, મર્ત્યલોકમાં પેસે છે. આ પ્રમાણે ત્રણે (વેદોમાંના) ધર્મોને સેવનારા કામભોગની ઇચ્છાવાળા જાવ આવ કરે છે' એમ કહીને વળી ઉપદેશે છે કે, મારા પરમ સ્વરૂપમાં રહેનાર યોગી ભક્તનું તો યોગક્ષેમ હું પરમાત્મા જ જાળવું છું, તેથી તેનું એ પદમાંથી પતન થતું નથી, અને તેથી તેવાની ગતિને પરમ ગતિ કહેવાય છે. અને એવા યોગી લોક સંગ્રહાર્થે જે કાંઇ પત્ર, પુષ્પ, કે ફળની પેઠે નાનું કે મોટું, એવું કાંઇ પણ નિષ્કામ કર્મ કરીને તે મને જ અર્પણ કરે છે,તે તમામ જરાય વિષમતા વગર એક સરખી રીતે મને જ પહોંચે છે, અને હું તે સર્વને આનંદથી ભોગવું છું, કારણ કે તેવું પ્રત્યેક કર્મ મારા જગત્ નિયામક ઇશ્વરના જ પ્રયોજનને સર્વત્ર સફળ કરનારું છે. પ્રકૃતિએજ આવા યોગમાં આરૂઢ થતો પુરૂષ મને જ અનન્ય ભાવે ભજી રહેલો હોઇને, ખરેખર તે પરમ સાધુ જ છે; અને કદિ સંસારના વિષમ પ્રસંગોમાં એવો પુરૂષ પાપી કે નીચ જેવો દેખાય, છતાં તેને તેવો માનવો નહીં, કારણ કે, એ મને જ પામેલો છે, એમ

બતાવી ભગવાન કહે છે કે, "એવા નઠારા દેખાતા લોક પણ મને સેવતાં પરમ ગતિને પામે છે, તો પછી હે અર્જુન! પુણ્ય સંયમશીલ બ્રાહ્મણો કે વ્યવહાર સેવી નિષ્કામ કર્મયોગી રાજર્ષિઓની તો વાત જ શી?" અર્થાત, આવી ઉભય સાંખ્ય અને કર્મયોગની નિષ્ઠાને જે જ્ઞાનવાળા બ્રાહ્મણો અને રાજર્ષિઓ સેવી રહ્યા છે, તેમની પરમ ગતિને વિષે કાંઇ શંકાજ નથી.તેથી તું રાજર્ષિ હોઇને યુદ્ધ કરતાં નિષ્કામ વૃત્તિએ તારો ધર્મ કરીશ તો જરૂર તારે પાપથી ડરવાનું કાંઇ જ કારણ નથી, એમ કહીને નવમો અધ્યાય પૂરો કરે છે. અહીં પ્રતિપાદનનાં (૧૧–૧૬), ૩૯, સૂત્રો પ્રકટ થયાં છે. આ અધ્યાયના શ્લોક ૧ થી ૬ ને પ્રો. ગાર્બે બીજી આવૃતિમાં ઉમેરેલા કહે છે, તે તદ્દન અસંભવિત છે, કારણ કે રાજયોગની વિદ્યા તો મૂળથી જ ગીતાનું કેન્દ્ર છે. અને સત્‌માંથી જગત્ વિસ્તરી રહ્યું છે એવું સત્ય તો બીજા અધ્યાયમાં જ પ્રકટ કરેલું છે, જેના વિના ત્યાંની ઉપપત્તિ નિરર્થક જ થાય.

દશમો અધ્યાય. અર્જુનની ચંચળ વૃત્તિ હવે શ્રી કૃષ્ણના ઉપદેશમાં શ્રદ્ધાથી ઠરી રહેતી જોઇને, ઇશ્વર ભાવમાં જ જોડાઇ રહેલા યોગીશ્વર કૃષ્ણ, યોગીને જ સમજાય એવા પોતાના પરમ સ્વરૂપનો વળી બીજી દૃષ્ટિએ, ઉપદેશ કરતાં, દશમા અધ્યાયની શરૂઆતમાં જ કહે છે, કે 'હે મહાબાહો! આ મારૂ પરમ વચન તું સાંભળ. તું મને પ્રિય છું, તેથી તને હિત(કરવા)ની ઇચ્છાએ હું તે કહું છું. મારા પ્રભવને સુર ગણો તેમજ મહર્ષિઓય જાણતા નથી. કારણ કે, હું સર્વ રીતે દેવો અને મહર્ષિઓનું મૂળ (આદિ કારણ) છું', અને 'મને જે અજ અને અનાદિ એવા લોકના મહેશ્વર રૂપે ઓળખે છે તે (માયાથી) મોહિત થયો નથી, (તેથી) મર્ત્યોમાં એવા જ સર્વે પાપોથી મુક્ત થાય છે.' આમ કહીને, ભગવાન અર્જુનને પોતાનું સ્વરૂપ સમજાવતાં કહે છે કે, તું મને બીજી રીતે ના માનીશ. હું આ શારીર પુરૂષ નથી. હું તો સર્વમાં એક સરખો વસી રહેલો, અને સર્વના મૂળરૂપ અક્ષર પુરૂષ જ છું. મને જે એમ ઓળખે છે તેજ મારી માયાથી મુક્ત છે, એમ માન. મને બીજી રીતે એટલે વ્યક્તિરૂપે ઓળખનારા બધાય માયાથી આંધળા થઇને મૂઢ જ થએલા છે, તેથી તેઓ પાપમાંથી

મુક્ત થતા નથી. મને અવ્યય રૂપે જ ઓળખનારા પાપમાંથી મુક્ત થાય છે. આવો અર્જુનની બુદ્ધિને ધીમે ધીમે ગુણોની પાર દોરી જતો બોધ કરીને, વળી શક્તિએ વ્યક્ત થતાં એજ અવ્યયના અધિષ્ઠાન ઉપર એની જ પ્રેરણાથી પ્રકટ થતા અધ્યાત્મના વિવિધ વિકારોરૂપે આખું જગત્ ભાસી ઉઠતું બતાવીને, પરાપર પ્રકૃતિના વ્યવહારમાં પ્રકટતી પોતાની વિભૂતિઓને ગણાવતા પહેલાં, ભગવાન કહે છે 'જે મારી આવી વિભૂતિને અને યોગ(માયા)ને તત્વતઃ જાણે છે, તે નિષ્કંપ (અચળ) યોગે જોડાય છે એમાં જરાય સંશય નથી.' અર્થાત્ ભગવાન કહે છે કે, યોગીના ચિત્તમાં મારૂં તત્વનું જ સ્વરૂપ પ્રજ્વલિત રહે છે, છતાં કાર્યાત્મક વિભૂતિએ ભરેલું આ જગત્ પણ એને જણાય તો છેજ, પણ તે એને બરાબર સમજે છે, કે એ બધું દશ્ય અવ્યય સ્વરૂપના ઉપર કેવળ નાશવાન માયિક આવિર્ભાવ જ છે, અને તે સ્વતઃ સત્તાવાળું નથી,તેથી તેમાં કાંઇજ ઇચ્છવા જેવું નથી. આવી જ દૃષ્ટિવાળો પુરૂષ થાય, ત્યારે જ તે નિષ્કંપ યોગે જોડાય છે, તેથી તું એવો યોગી થા, એમ કહીને ભગવાન અર્જુનને પ્રોત્સાહન આપતાં કહે છે, કે "એવા સતત યુક્ત અને પ્રીતિ પૂર્વક ભજતા(પુરૂષ)ને હું એવો બુદ્ધિયોગ આપું છું કે, જેનાથી તેઓ મને જ મળે છે. (એટલે) તેમની અનુકંપા અર્થે આત્મભાવમાં (સાક્ષીરૂપે) ઠરી રહેલો હું અજ્ઞાન જન્ય અંધકારનો તેજસ્વી જ્ઞાનના દીવાથી નાશ કરૂં છું." આવા પ્રોત્સાહનથી પ્રજ્વલિત થએલી અર્જુનની શ્રદ્ધાળુ બુદ્ધિમાં પૂર્વે વિચારેલા શાસ્ત્રનું તત્વદર્શન પ્રકટી ઉઠે છે, અને ભગવાનના વચનની સત્યતામાં સંતોષ પ્રકટ કરતાં, એ કહે છે કે, આપ પરબ્રહ્મ છો, પરમધામ છો, અને આપને નારદ, અસિત, દેવલાદિ ઋષિમુનિઓએ એવાજ વર્ણવ્યા છે. અને 'તમે મને જે કહો છો, તે હું સત્ય જ માનું છું.' તેથી 'હે યોગી, (તમારૂં સદ્રુપ) સદા ચિંતન કરતાં હું તમને કેવા પ્રકારે ઓળખી શકું? અને હે ભગવાન, કેવા કેવા ભાવે મારાથી તમારૂં ચિંતન થઇ શકે (તે કહો.)' આવી રીતે ભગવાનની વિભુતિને વિસ્તાર પુર્વક કહેવાની અર્જુનની યાચના ઉપરથી પોતાની અનંત વિભૂતિઓ માંની માત્ર મુખ્ય મુખ્ય વિભૂતિઓનેજ ગણી બતાવીને 'આ ચરાચર ભૂતો-

માંનું એવું કશુંય નથી, કે 'જે મારા વિનાનું હોઇ જ શકે ' એમ કહીને, મારા 'એક જ અંશે ' હું આખા જગતને વ્યાપીને રહ્યો છું, એવા પરમ તત્વાર્થ સૂચક વાકયથી અધ્યાય પૂરો કરે છે. અહીં પ્રતિપાદ્યનાં ૧ થી ૧૦, ૧૬, ૩૧ સૂત્રોનું સ્પષ્ટી કરણ થાય છે.

નિર્મળ બુદ્ધિવાળો અને શાસ્ત્રના પ્રજ્વલિત જ્ઞાનવાળો શ્રદ્ધાળુ

અગીઆરમો અધ્યાય. અર્જુન ભગવાનના આવા ઉપદેશથી પોતાને થએલા સંતોષને અગીઆરમા અધ્યાયની શરૂઆતમાં જ પ્રકટ-કરતાં કહે છે કે, આવા પ્રવચનથી ' આ મારો મોહ ગળી ગયો. ' અને ભગવાને કરેલા બોધના સારને ટુંકામાં કહી જતાં તે જણાવે છે, કે ' કારણ કે, ભૂતોની ઉત્પત્તિ અને લય, હે કમલપત્રાક્ષ ! મેં તમારી જ પાસેથી વિસ્તારથી સાંભળ્યાં; અને વળી તમારૂં અવ્યય એવું માહાત્મ્ય પણ ( મેં સાંભળ્યું ). હે પરમેશ્વર, આ તમે પોતાને જેવા વર્ણવ્યા તેવા જ (તમે) છો. પણ હે પુરૂષોત્તમ, તમારા એ ઐશ્વર રૂપને જોવાને (અનુભવવાને) હું ઇચ્છું છું'. આવી ઇચ્છા થતાં વિવેકી અર્જુનને તરત સમજાયું કે,કાર્ય કારણના સંઘાત ચક્રની સત્તાના ઉપરતો ઇશ્વિરનુંજ સામ્રાજ્ય છે.અને જીવભાવની વૃત્તિ પ્રભુભાવમાં ભળવા તૈયાર હોય, છતાં, તેની યોગ્યતા તો ઇશ્વર જ ખરી જાણી શકે છે, તેથી બહુ નમનતાઇથી અર્જુન યાચના કરે છે, કે ' હે પ્રભુ, જો એવા(સ્વરૂપ)ને મારાથી જોવું (અનુભવવું) શક્ય છે, એમ તમે માનતા હો, તો હે યોગેશ્વર, મને એવા તમારા અવ્યય ' સ્વ'રૂપને દેખાડો '. કૃષ્ણને ' યોગેશ્વર ' કહીને અર્જુન એમ સૂચવે છે કે, અત્યારે ઇશ્વિરભાવમાં આરૂઢ થએલા તમે સર્વજ્ઞ અને સર્વ સત્તાવાન છો, અને જો તમારી કૃપા હોય તો એવા દર્શન માટે મારી દષ્ટિને તમે ઉઘાડી શકો છો. ભગવાને અર્જુનને હવે વિશ્વદર્શનને માટે અધિકારી થએલો જોઇને કહ્યું કે, મારાં અનંત રૂપોને તું હવે જોઇ લે. પણ ઉભો રહે, તારી આવી ચર્મ ચક્ષુથીજ તને એ નહી દેખાય. એ દર્શન તો દિવ્ય ચક્ષુથી જ થઇ શકશે, અને એવું દિવ્ય ચક્ષુ લે, હું તને આપું છું, એમ કહીને પોતાના સત્ય સંકલ્પના બળે શ્રી કૃષ્ણ અર્જુનની આંતરૂ ચક્ષુને ઉઘાડે છે, અને પછી કહે છે, કે 'હવે મારા ઐશ્વર યોગ(માયા)ને તું જો, અનુભવ.' પછી

અર્જુનને થએલું દર્શન (Vision, Intellectual Realisanion) તે અત્યંત અદ્‌ભુત રસનું ભરેલું છે, અને ગીતાના પ્રબંધમાં તેથી જ તે બહુ ચિત્તાકર્ષક છે. એની છંદ રચના પણ ઘણી પ્રાચીન જણાય છે.

અર્જુનને થએલા દર્શનવાળા સમગ્ર થતા સ્વરૂપને વર્ણવતાં સંજય કહે છે, કે ' અનેક પ્રકારે વિભક્ત ( જૂદું જૂદું ) થએલું આ આખુ જગત્ ત્યાં દેવોનાય દેવના એ શરીરમાં ત્યારે પાંડવે એકઠું થએલું દીઠું–અનુભવ્યું. એટલે પછી એ વિસ્મય પામેલો અને (તેથી) ખડાં થએલાં રોમાંચ વાળો ધનંજય એવા ( સમગ્ર રૂપે દેખાતા ) દેવને માથું નમાવીને પ્રણામ કરી, હાથ જોડીને કહેવા લાગ્યો ". કાર્યાત્મક વિવિધતાની દૃષ્ટિવાળી સ્થૂળ બુદ્ધિ જ્યાં સૂક્ષ્મતાને ધારણ કરતાં કાર્યોની વિશેષતાને છોડીને કારણની સમગ્રતામાં ભળતી જાય છે, અને એવા સમગ્ર ભાવને પામીને કાર્યાત્મક સ્થૂળતાનો સંબંધ જોવા તેને પુનઃ સ્મરી જાય છે, ત્યાં જરૂર બુદ્ધિમાં આવું ચમત્કારી દર્શનજ પ્રકટ થાય છે. અને સર્વ વિવિધતામાં વિભિન્નરૂપે ભાસતો પુરૂષ એકે એક વિશેષતાને ભાગી નાખી સમગ્રતામાં સંકોચાઈ, છેવટે ગુણાતીતની જ્યો-તિમાં મળે છે, ત્યાં જરૂર પુરૂષ અર્જુનની પેઠેજ પ્રતિપાદ્યનાં ૧ થી ૨૧ અને ૩૧ થી ૩૬ સૂત્રોના સત્યને પ્રત્યક્ષ કરતાં બોલી ઉઠે છે, કે ' તમેજ પરમ અક્ષર છો, નિત્ય ધર્મના રક્ષક છો. (તમે) સના-તન પુરૂષ છો, એમજ માનું છું.' ( સરખાવો અમારી ' કુસુમાંજલિ ' માંનું ' દિવ્યસૂર ' કાવ્ય. ) અને વળી જ્યાં ભૂત માત્રને આવા મહત્‌માં સંકોચાતાં અનુભવીને ભગવાનના ' કાલ ' સ્વરૂપને એ પ્રત્યક્ષ કરે છે, ત્યાં ભયથી કંપી ઉઠીને તે કહે છે, કે ' હે વિષ્ણુ, ચારે બાજુથી સમગ્ર લોકોને જ્વલંત મુખોએ કોળીઓ કરતા તમે (જીભે) ચાટો છો, (અને) આખા જગતને તેજોથી પૂરીને તમારી ઉગ્ર પ્રભાઓ તેને તપવે છે '. અને આવા ઉગ્ર રૂપનું સહન નહીં થતાં ' તમે ( હવે ) શાન્ત થાવ ' એમ કહીને વારંવાર નમસ્કાર કરે છે. તે વખતે વૃદ્ધિને પામેલા પોતાના કાળ સ્વરૂપનું ઓળખાણ કરાવીને ભગવાન કહે છે કે, આખુ જગત મારી દાઢોમાં ચવાઇ જ રહ્યું છે, અને જેને મારતાં તુ ડરે છે, તે તો બધાય ક્યારના મરીજ રહ્યા છે. તારે લડાઇમાં તો નિમિત્ત માત્ર

થવાનું છે, માટે તારો ધર્મ બજાવતાં તું તેમને હણીજ નાખ, એમ ઉપદેશતા ભગવાનનું ભયંકર સ્વરૂપ અનુભવીને અર્જુન થર્થરી રહે છે, અને પુનઃ સ્તુતિ કરતાં ભગવાનના એવા સ્વરૂપને વર્ણવતાં કહે છે, કે 'તમે આદિ દેવ છો, તમે પુરાણ પુરૂષ છો, તમે આ વિશ્વના પરમ આધાર છો, તમેજ જાણનારા (જ્ઞાતા) છો, જાણવાની વસ્તુ (જ્ઞેય) છો, અને પરમ ધામ છો. હે અનંત રૂપ! તમેજ આ વિશ્વને વિસ્તાર્યું છે'. એમ કહીને પરમાત્માનું જ્ઞાતાજ્ઞેયરૂપે ઐક્ય સાધતા અદ્વૈત ભાવને પ્રકટ કરે છે. પછી આવા ભયંકર રૂપને શમાવી સૌમ્યરૂપે થવા અર્જુને કરેલી વિનંતિથી કૃષ્ણ એને પાછા માનવ રૂપે દેખાય છે, અને એવા માનવ શરીરે 'મહાત્મા (કૃષ્ણ) બ્હીનેલા અર્જુનને આશ્વાસન' આપે છે; અને કહે છે, કે 'હે અર્જુન, અનન્ય ભક્તિએજ હું એ પ્રમાણે તત્વે કરીને જાણવો, અને જોવો (અનુભવવો), અને ('સ્વ'રૂપમાં) પ્રવેશવો શક્ય છું. હે પાંડવ! (ફળમાં) સંગ—આસક્તિ રહિત થઈ, મારેજ અર્થે (લોકસંગ્રહાર્થે) કર્મોને કરનાર મારેજ પરાયણ એવો જે મારો ભક્ત (યોગી) સર્વે ભૂતોની વિષે વૈર રહિત છે, તે મનેજ પામે છે' એમ કહીને અધ્યાય પૂરો કરે છે. અહીં પ્રતિપાદ્યનું દર્શન પણ સમગ્રતાએ સુંદર પ્રકટ થયું છે.

<u>બારમો અધ્યાય</u>

આઠમા અધ્યાયમાં ઉપાસકોના પરમ ઇષ્ટ રૂપ મહદાત્મને, અથવા કાર્યકારણ સંઘાતમાંના પરમ કારણ રૂપ અવ્યક્ત બ્રહ્મને સેવતા, અને તેવા અવ્યક્તથી પણ ઉપરનું અક્ષર જેને 'પરમ ધામ' કહ્યું છે, તેમાં અનન્ય ભાવે ભળી જતા ભક્તોને વર્ણવ્યા છે, તેને અંગે અર્જુનને થયેલી એક શંકાથી બારમા અધ્યાયની શરૂઆતમાંજ એ ભગવાનને પૂછેછે, કે 'આ પ્રમાણે જે સતત યુક્ત (યોગી) ભક્તો તમને (પરમ અક્ષરને) ઉપાસી રહ્યા છે તે, અને જે અવ્યક્ત અક્ષરને (ઉપાસી રહ્યા છે), તેમાંના યોગને જાણનારા શ્રેષ્ઠ (યોગી) કયા? તે કહો". પ્રતિપાદ્યનાં ૩૬થી૩૯ સૂત્રોને ચોખ્ખાં કરતાં, ભગવાન કહે છે, કે 'મારામાંજ મન રાખીને જે નિત્યયુક્ત યોગીઓ મને (લોકસંગ્રહાર્થે કર્મને કરતાં) સેવી રહ્યા છે, એવા પરમ શ્રદ્ધાવાળા છે, તેમને હું શ્રેષ્ટ યોગી માનું છું. છતાં, જે અક્ષર, અવર્ણનીય, અને

અવ્યક્ત છે, સર્વ વ્યાપક, અચિંત્ય. અને કૂટસ્થ, અચળ, અને ધ્રુવ છે, તેને ઇન્દ્રિયગ્રામનો સંયમ કરીને ઉપાસે છે, તેવા (બીજા પણ) બધેય સમાન બુદ્ધિવાળા અને સર્વ ભૂતોના હિતમાં આનંદ લેતા ( યતિઓ, ક્રમે કરીને ) મનેજ પામે છે. પણ, એવા અવ્યક્તમાં આસક્ત ચિત્ત-વાળાને વધારે ક્લેશ પડે છે. કારણ કે, દેહધારીઓથી અવ્યક્તની ગતિ દુઃખે કરીનેજ પ્રાપ્ત થાય છે.' એમ વિરાડાત્મક મહદ્‌ની ઉપાસના અને અધ્યાત્મમાં પ્રત્યક્ષ થતા ચિદાત્માની ઉપાસનાનો ભેદ પ્રકટ કરીને,પહેલી ઉપાસનાથી પ્રાપ્ત થતો બ્રહ્મલોક અને ત્યાંથી આગળ જ્ઞાના-નુભવ પાક્તાં જ સધાતી મુક્તિ, અને બીજી કેવળ ચિદાત્માના અનન્ય યોગવાળી ભક્તિથી થતી મુક્તિની એકતા સ્વીકારતાંય, દેહધારીઓને વિરા-ડમાં સધાતા યોગની કઠિનતા પ્રકટ કરીને, ભગવાન અર્જુનને ચિદા-ત્માના 'અનન્ય યોગ'ને જ સેવવા પ્રેરતાં કહે છે, કે 'તેથી મારા-માંજ મન રાખ, અને મારામાંજ બુદ્ધિને પરોવ ( એટલે ) તું (જીવ-તાંજ મુક્ત થઈને ) મારામાં નિવાસ કરીને રહીશ. પછી અહીંથી ઉપરને માટે ( મર્યા પછીનો ) સંશય જ ના રહે'. અર્થાત્, તું પરમ યોગીજ થઇને જીવનમુક્ત થા, એવોજ ભગવાનનો નિર્ણય પ્રકટ થાય છે. વળી આવો પરમ યોગ સાધવાને તરત અશક્ત એવા પુરૂષોને માટે ઉપાસનાનો ક્રમ પણ સમજાવીને શ્લોક ૧૩ થી ૨૦ માં યોગી ભક્તની પ્રશંસા કરતાં અધ્યાય પૂરો થાય છે.

યુદ્ધમાં થતી દેખાતી પરમ હાનિએ વિહ્‌વલ થએલી અર્જુ-

તેરમો અધ્યાય

નની મનોવૃત્તિને સ્થિર કરવા નિત્યાનિત્યની દૃષ્ટિએ સમજાવેલા તત્વનું આ અધ્યાયમાં હવે ભગવાન પોતે ક્ષેત્રક્ષેત્રજ્ઞની દૃષ્ટિએ અન્વેષણ કરેછે, અને એમ કરીને આગળ સમજાવેલાં કઠિન સ્થાનોને વધારે સ્પષ્ટ કરતાં ઉપદેશનું રૂપાન્તર પ્રકટ કરે છે. અને કારણ બ્રહ્મના ચિદ્રુપને તારવી કાઢી, જગત માત્ર તેનુંજ આલોચન છે, એવા પુરાણ જ્ઞાનને ઉપદેશે છે. શરૂઆતમાંજ "આ શરીર તે હે કૌંતેય ! 'ક્ષેત્ર' છે, એમ કહેવાય છે. એને જે જાણનારો છે તેને એ તત્વના સમજનારા (વિદ્વાનો) 'ક્ષેત્રજ્ઞ' કહે છે, અને વળી સર્વે ક્ષેત્રોમાં હે ભારત ! મનેજ તું ક્ષેત્રજ્ઞ રૂપે જાણ. (કારણ કે) ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ

(વિજ્ઞાત્મા) એ બેયનું જે જ્ઞાન છે, તે મારૂં (સદ્-પરમાત્માનું) જ જ્ઞાન મનાય છે." એમ કહીને જ્ઞાન માત્ર પરમાત્માનુંજ છે, એમ ઉપદેશે છે. કારણ કે, એમના વિકારોમાં થતું દેખાતું એવું જ્ઞાન તે અસત્ એવા મિથ્યા વિકારોનું પોતાનું તો હોઇજ શકે નહીં, તેથી તે જ્ઞાન તેમના નિશ્ચળ અધિષ્ઠાનાત્મક પરમાત્માનુંજ મનાય છે, તે યોગ્યજ છે. શ્રુતિએજ કહ્યું છે કે, એના વિના બીજો કોઇ દ્રષ્ટા નથી, બીજો કોઇ જ્ઞાતા નથી. જુવો બૃહ. ૩. ૭. ૨૩.; ૩. ૮.૧૧. આમ જ્ઞાતાનુંજ અથવા અસદ્ એવા ક્ષેત્રમાત્રને જાણનારા 'ક્ષેત્રજ્ઞ'નુંજ સર્વત્ર અદ્વૈત સ્વરૂપ પ્રકટ કરીને, ભગવાન તેવા ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના વિવિધ રીતે ગવાયલા જ્ઞાનને સમગ્ર દૃષ્ટિએ સમજાવતાં, વિકારાત્મક ક્ષેત્રને શ્લોક ૫–૬ માં બતાવે છે. પછી વિવિધ વિજ્ઞાનોમાંથી સત્યનેજ પ્રકટ કરનારાંને ખરૂં'જ્ઞાન' કહીને, તેવાં જ્ઞાનોને ગણી બતાવીને, તેમનાથી ઉલટાં બધાંયને કૃષ્ણ 'અજ્ઞાન'જ કહે છે. પછી જાણવા યોગ્ય એવા જ્ઞેયને વિષે કહેતાં, તે તો પરમાત્મ તત્વ એકલુંજ છે, કારણ કે એ જ અમર છે, એમ કહીને તેનું સ્વરૂપ સમજાવતાં કહે છે, કે ' એ જ્યોતિઓની પણ જ્યોતિ, અને તમસની પારનું કહેવાય છે. તેજ જ્ઞાનરૂપ, જ્ઞેયરૂપ, અને 'જ્ઞાનવડે પ્રાપ્ય' એવુ સર્વના હૃદયમાં અધિષ્ઠિત છે.' પછી એવા અધિષ્ઠાનના ઉપર જે પુરૂષ અને પ્રકૃતિની લીલારૂપ યાંત્રિક તંત્ર ખડુ થાય છે, તેમને સમજાવી 'પુરૂષ'રૂપી જે ચૈતન્ય તત્વ છે તેજ ભોક્તા છે, એમ કહીને તેના ઉચ્ચ કૂટસ્થ ભાવને પ્રકટ કરતાં ભગવાન કહે છે, કે '(તેમને) જોયા કરતો, અને (તેથી) અનુમતિ આપતો, ( એટલે કે ) પાળનાર ( તેમજ ) ભોગવનાર ( 'સ્વ'રૂપે ) મહેશ્વરજ છે. અને આ દેહમાં એવા પરમ પુરૂષને પરમાત્મા પણ કહેવાય છે." આવા આત્મજ્ઞાનને કેટલાક સાંખ્ય યોગથી અને કર્મ યોગથી પોતાની મેળેજ પ્રાપ્ત કરે છે, તો બીજા એવા અનુભવ વગરના ગુરૂ પાસે જઇને શ્રદ્ધાથી તેમના અનુભવનો ઉપદેશ ગ્રહણ કરીને, તેવા જ્ઞાનને મેળવે છે, એમ બતાવી શ્લોક ૨૬માં દૃશ્ય જગતની ઉત્પત્તિ—સૃષ્ટિનું ગૂઢ સૂત્ર પ્રકટ કરતાં કહે છે, કે "સ્થાવર કે જંગમ સત્વ ( વસ્તુ માત્ર ) જેટલું ઉત્પન્ન થતું દેખાય છે તે (બધું) હે ભરતર્ષભ, ક્ષેત્રમાં ક્ષેત્રજ્ઞના ( ભોગાર્થે થતા ) સંયો-

ગથીજ થાય છે, એમ તું જાણ." અને પછી અધિભૂત અને અધ્યાત્મમાં રહેલા ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો વિવેક કરીને ઉભયમાં અધિષ્ઠિત રહેલા પરમાત્મ ભાવનું નિત્યત્વ પ્રકટ કરતું સુંદર દર્શન કરાવતાં કહે છે, કે "સર્વે ભૂતોમાં સમાન રહેલા પરમેશ્વરનો, ભૂતોનો નાશ થતાંય, નાશ નથી જ થતો, એમ જે દેખે છે, તેજ (ખરૂં) દેખે છે. કારણ કે, સર્વત્ર ભૂતોમાં સમાન પ્રસરી રહેલા ઇશ્વરને એક સરખો જોનાર—અનુભવનાર ( માયાથી મોહ નહીં પામેલો હોઇને ) પોતે આત્માને હણતો નથી, તેથી એ પરમ ગતિને પામે છે. અને બધેય કર્મો તો પ્રકૃતિએજ કરાયાં જાય છે, એમ જે દેખે છે, તેમજ આત્માને જે ( સ્વભાવે ) અકર્તા ( દેખે છે ), તેજ ( ખરૂં ) દેખે છે. જ્યારે ભૂતોનો પૃથક્ (ભિન્ન) ભાવ એક(આત્મા)માંજ રહેલો દેખાય, અને તેમાંથીજ તે વિસ્તરેલો (અનુભવાય), ત્યારે બ્રહ્મને પમાય છે'. અને "આ પરમાત્મા અનાદિ છે તેથી, અને નિર્ગુણ છે તેથી તે અવ્યય છે. ( એટલે ) શરીરમાં રહ્યા છતાં, હે કૌંતેય ! તે ( કર્મોને ) કરતો નથી, અને ( કર્મોથી ) લેપાતો નથી. જેમ સૂક્ષ્મ છે તેથી સર્વવ્યાપક (એવું) આકાશ ( કશાથી ) ખરડાતું નથી તેમ, દેહમાં બધેય રહેલો છતાં આત્મા લેપાતો નથી. જેમ એક સૂર્ય આખા જગતને પ્રકાશે છે તેમ, હે ભારત ! ક્ષેત્રી આખા ક્ષેત્રને પ્રકાશે છે.' એમ કહીને અધ્યાય પૂરો કરે છે. આ અધ્યાયમાં તત્વજ્ઞાનનો સમગ્ર ઉપસંહાર થાય છે, તેથી અમે તેનું નામ 'તત્વાર્થસાર' એવું રાખેલું છે.

ચૌદમો અધ્યાય.

અધ્યાય ચાર અને સાતમાં બતાવેલી જગતની ઉત્પત્તિને અધ્યાય ચૌદમાં ત્રિગુણાત્મક પ્રકૃતિના વિવિધ વિકારોથી થતી વિસ્તારથી સમજાવતાં શ્રીકૃષ્ણ કહે છે, કે "સત્વ, રજસ, અને તમસ એવા ( ત્રણ ) ગુણો પ્રકૃતિમાં થયા છે. હે મહાબાહો ! તેઓ અવ્યય દેહીને ( દેહભૃત—સત્‌ને ) દેહમાં ( અહંભાવે ) બાંધી રાખે છે. તેમાં સત્વ નિર્મળ હોવાથી પ્રકાશક અને નિર્દોષ છે. હે નિષ્પાપ ( તેથી ) તે ( દેહીને ) સુખના અને જ્ઞાનના સંગમાં બાંધે છે", રાખે છે. રજસ તૃષ્ણાનો સંગ કરાવનાર છે, અને તમસ મોહ કરાવનાર છે, એમ કહીને, સત્વાદિની વૃદ્ધિ કેમ થાય તે સમજાવતાં કહે છે કે, રજસ અને

તમસને દબાવવાથી સત્વ પ્રકટ થાય છે. અને સત્વ અને રજસને દબાવતાં તમસ પ્રકટે છે, અને સત્વ અને તમસને દબાવતાં રજસ પ્રકટે છે. એમ બીજા બેના શમનથી ત્રિજા ગુણનું પ્રદીપન બતાવતાં, જીવન બળની સમતોલતા પ્રકટ કરે છે. પછી આ ત્રણે ગુણોનાં પરિણામોને વિસ્તારથી વર્ણવીને કહે છે, કે ' જ્યારે દ્દષ્ટા (પુરૂષ) ગુણો સિવાય બીજા કોઇને (કર્મોના) કર્તારૂપે અનુભવતો નથી, અને ગુણોની પારના( પરમાત્મા )ને ઓળખે છે, ત્યારે તે મારા ભાવનેજ પામે છે. દેહનો ઉદ્દ્ભવ કરનારા એવા આ ત્રણે ગુણોની પાર નીકળી જઇને, દેહી જન્મ, મૃત્યુ, કે જરાનાં દુઃખોથી મુક્ત થતાં અમૃતને ભોગવે છે." આવા ત્રણે ગુણોની પાર ગએલાનાં લક્ષણ જાણવાની ઇચ્છાવાળા અર્જુનને સ્થિત પ્રજ્ઞની દશાવાળા, સર્વત્ર સમાન દૃષ્ટિવાળા, અને રાગદ્વેષ રહિત, ગુણોજ ગુણોમાં પ્રવર્તે છે એમજ અનુભવી રહેલા એવા યોગી ભક્તના આચારને પ્રકટ કરીને, અધ્યાય પૂરો થાય છે. અહીં પ્રતિપાદ્યનાં ૧૧ થી ૧૬ સૂત્રો પ્રકટ થાય છે.

પંદરમો અધ્યાય

પંદરમા અધ્યાયમાં અશ્વત્થ વૃક્ષનો ક્ષરાક્ષર વિવેક ભગવાન પુનઃ પ્રકટ કરે છે,અને કહે છે કે, કાર્યકારણ સંઘાતમાં પ્રકટતા આવા સંસાર વૃક્ષની મૂળાડીઓ મનુષ્ય લોકમાં ઠેઠ નીચી ગતિ સુધી લંબાઇ રહી છે. અને આ સર્વ વિસ્તાર નાશવાન, અને 'અશ્વત્થ ' એટલે કાલનો દિવસ પણ ટકે નહિ એવો ચલિત છે. જે પરમતત્વના ઉપર એવું વૃક્ષ ફુલી ફાલી રહ્યું છે, તે અવ્યયનેજ તેથી સેવવા યોગ્ય છે. પણ આવા ભોગમાં આસક્ત થઇ રહેલા ' લોકમાં એનું એવું અવ્યય રૂપ પકડાતું નથી; તેમ એનાં અંત, કે શરૂઆત, કે સ્થિરતા પણ જડતાં નથી. સજ્જડ વધેલી મૂળાડીવાળા આ અશ્વત્થને દઢ અસંગતા( વિરાગ )ના શસ્ત્રવડે છેદીને, પછી જેમાંથી (આ) પુરાણી (સંસાર) પ્રવૃતિ પ્રસરી રહી છે, તેવા આદિ પુરૂષનેજ હું શરણે છું, એમ સંકલ્પ કરી, જેમાં ગએલા પાછા ફરતા નથી તેવા (અવ્યય) પદને શોધવું જોઇએ.' ' એ પદને સૂર્ય, ચંદ્ર, કે અગ્નિ પ્રકાશ કરી શકતા નથી. જ્યાં જઇને પાછા ફરવાનું થવું નથી એવું એ પરમ ધામ મારૂંજ છે." પછી આખા સંસારમાં પ્રેરક તત્વ તો

પોતેજ છે, એમ બતાવતા ભગવાન કહે છે, કે "મારોજ જાણે અંશ આ જીવવાળા લોકમાં જીવરૂપે થાય છે, (અને) તે સનાતન (નિત્ય) છે, તે મન સાથે છ ઇન્દ્રિયો, જે પ્રકૃતિમાં રહેલી છે, તેમને આકર્ષે છે, એમ કહીને, સૂક્ષ્મ ઈન્દ્રિયોની સાથે જીવની દેહાન્તર ગમનની વિધિને પ્રકટ કરે છે, અને કહે છે, કે 'પ્રયત્નશીલ એવા યોગીઓ એને આત્મામાં અવસ્થિત (પોતાના જીવાત્મારૂપે વિકૃત) થએલો જુવે છે. પણ પ્રયત્નશીલ છતાં આત્માને હાથ કર્યા વગરના (અકૃતાત્મા) તેથી અસ્થિર ચિત્તવાળાઓ (અયોગીઓ) એને જોઇ શકતા નથી." એમ કહીને, આદિત્યાદિનું તેજસ તે મારૂંજ છે, પૃથ્વી આદિનું ઓજસ તે મારૂં છે, એમ કહેતાં 'હું સર્વના હૃદયમાં નિવાસ કરી રહેલો હોઇને મારાથીજ સ્મૃતિ કે જ્ઞાન, અને તેમનો નાશ થાય છે. બધાય વેદોથી હું જ વેદ્ય (જાણવા યોગ્ય) છું, અને હું જ વેદાન્તોનો કર્તા, અને વેદનો જાણનારો છું' એમ કહી, ભૂતાત્મક ક્ષર પુરૂષનાથી તેના પ્રેરક ચૈતન્યાત્મક અક્ષર, કૂટસ્થ, અથવા ભૂતગણમાં કારણભાવે અવ્યક્ત રહેલાનેજ 'અક્ષરપુરૂષ' તરીકે ભગવાન ઓળખાવે છે. આવા ભૂતમાત્રના કારણ રૂપ અવ્યકતથી 'પણ બીજો ઉત્તમ પુરૂષ છે, તે 'પરમાત્મા' કહેવાય છે, જે અવ્યય ઇશ્વર હોઇને, આ ત્રણેય લોકને (અધિષ્ઠાન) રૂપે વ્યાપીને ધારણ કરી રહે છે.' એમ કહી 'જે કારણથી હું અક્ષરની પારનો છું, અને (ઉપર કહ્યા એવા) અક્ષરથી પણ ઉત્તમ છું, તે કારણથી આ લોકમાં અને વેદમાં હું 'પુરૂષોત્તમ' તરીકે પ્રસિદ્ધ છું". અને આવું 'શાસ્ત્ર' સમજ્યા પછી જ 'બુદ્ધિમાન અને કૃતકૃત્ય થવાય છે,' એમ કહીને અધ્યાય પૂરો કરે છે. અહીં પ્રતિપાદ્યનાં ૧ થી ૭, ૩૧, ૩૪, ૩૬ સૂત્રો પ્રકટ થાય છે.

સોળમા અધ્યાયમાં અધ્યાત્મે પ્રકટ થતા પ્રકૃતિના ગુણોનું <u>સોળમો અધ્યાય.</u> સંશોધન કરી, તેમના વિકારોને ભગવાન તપાસે છે. જીવાત્માનો અવિર્ભાવ મન અથવા બુદ્ધિ કે અંતઃકરણના સત્વની ઉપાધિએ થાય છે, અને એમાં પ્રકટતા આત્માનું ભોગાયતન બનીને સંસારમાં એજ એનું તરવાનું કે ડુબવાનું પ્રબળ સાધન થાય છે. જ્યાં એને શાસ્ત્રવિધિએ સંયમદ્વારા કેળવ્યું હોય, ત્યાં આત્મદૃષ્ટિનો વિકાસ

કરવામાં સ્વભાવેજ એ સરળતા લાવે છે. અને જ્યાં તેની સ્થૂળતા વધારે થાય, ત્યાં આત્માના ઘણા પ્રયત્નો છતાં એની પ્રગતિમાં એ વિઘ્નકર પણ થાય છે. આવા અંતઃકરણના પ્રકૃતિભૂત સત્વને એના ત્રણે સત્વ, રજસ અને તમસ ગુણોના અવિર્ભાવની દૃષ્ટિએ ભગવાન તપાસે છે, અને પ્રવૃત્તિવાળા જીવનમાં સ્વરૂપના પ્રકાશ તરફ દોરતી બુદ્ધિજ સબળ સાધન હોવાથી, એને પુરૂષની સંપત્ અથવા ધન એમ કહે છે. જ્યાં અંતઃકરણની વૃત્તિમાં સત્વગુણ પ્રધાન થતાં તે જગત્માં ચૈતન્યના આવિર્ભાવ ભણી પ્રકાશમાંજ દોરે, ત્યાં તેને દૈવી સંપત્ કહી છે. અને તેથી વિરૂદ્ધ જ્યાં તામસના પ્રભાવે કાર્યાત્મક જડતામાંજ લુબ્ધ કરે, ત્યાં તેને આસુરી સંપત્તિ કહી છે. આવી દૈવી સંપત્તિવાળા જીવો અને આસુરી સંપત્વાળાના ગુણો ગણાવીને ભગવાન કહે છે, કે 'દૈવી સંપત્તિ મોક્ષને આપનારી અને આસુરી (સંપત્) બંધનમાં નાખનારી મનાય છે'. અને અર્જુનને આશ્વાસન આપતાં કહે છે, કે 'શોચીશ નહી, તું તો દૈવી સંપત્તિએજ જન્મ્યો છું.' પછી ભગવાન આસુરી સંપત્તિને વિસ્તારથી કહી બતાવીને, આ ગુણાત્મક વ્યવહારને દોરી રહેલા પોતાના ઇશ્વરભાવને પુઃન પ્રકટ કરી બતાવીને શાસ્ત્ર મર્યાદાને પ્રકટ કરે છે, અને કહે છે, કે 'હે કૌંતેય ! અજ્ઞાનના આવા ત્રણે દોષોમાંથી છુટેલા નરોજ આત્માનું શ્રેય કરી શકે છે, અને પછી તે પરમ ગતિને પામે છે. (પણ) જે આવી શાસ્ત્ર વિધિને છોડી દઇને ઇચ્છા પ્રમાણે વર્તે છે, તેને નથી થતી (કામનાની) સિદ્ધિ, કે નથી મળતું સુખ, કે નથી મળતી પરમ ગતિ. તેથી કાર્ય કે અકાર્યની વ્યવસ્થામાં તારે શાસ્ત્રને જ પ્રમાણ ગણવું. (એટલે કે) અહીં (વ્યવહારમાં), શાસ્ત્ર વિધાને કહેલું કર્મજ તારે (બરાબર) સમજીને કરવું યોગ્ય છે" એમ કહીને અધ્યાય પૂરો કરે છે. અહીં પ્રતિપાદ્યનાં ૨૨ થી ૨૯ સૂત્રો પ્રકટ થાય છે.

સત્તરમો અધ્યાય

આવા શાસ્ત્રનાં વિધાન સમજીને તેને અનુસરનારા તો ઘણાજ થોડા હોય છે. અને સેંકડે ૯૦ ટકા જેટલા મનુષ્યો તો પ્રકૃતિએજ બંધાયલી માન્યતા વાળી ધૂનમાં એવી શ્રદ્ધાથી પ્રેરાઇને વર્તે છે તો, તેમનું જીવન કેવા પ્રકારનું કહેવાય, એ સમજવાની જીજ્ઞાસા થતાં અર્જુનને ભગવાન એવી પ્રાકૃતિક શ્રદ્ધાએ થતા

જીવન વ્યવહારને સમજાવતાં સત્તરમા અધ્યાયમાં કહે છે, કે 'દેહીઓની એવી સ્વાભાવિક શ્રદ્ધા ત્રણ પ્રકારની હોય છે. સાત્વિકી, રાજસી, તામસી, તેમને વિષે (હવે) તું સાંભળ. હે ભારત ! સત્ત્વ(અંતઃકરણ) ને અનુરૂપજ બધાયની (સ્વાભાવિક) શ્રદ્ધા થાય છે, (તેથીજ) આ પુરૂષ શ્રદ્ધામય (કહેવાય) છે. જેવી શ્રદ્ધાવાળો જે (થાય), તેવોજ તે છે એમ કહીને એ સાત્વિકી, રાજસી, અને તામસી શ્રદ્ધાવાળાનાં ઉપાસના, આહાર, યજ્ઞ, તપ, દાન, જપ, આદિ ત્રિગુણાત્મક વ્યવહારનાં ફળને પ્રકટ કરે છે. અહીં પ્રતિપાદ્યના ૨૨ થી ૩૦. સૂત્રોનું પુનઃ વિવેચન થાય છે.

ગીતાના આ છેલ્લા અધ્યાયમાં ભગવાન પોતાના ઉપદેશનો ઉપસંહાર

અઢારમો અધ્યાય. કરે છે. અને એમ કરતાં, સન્યાસ અને યોગની પુરાણુ નિષ્ઠાઓનાં સંદિગ્ધ સ્થાનોની સ્પષ્ટતા કરીને પ્રતિપાદ્યને સુદૃઢ કરે છે. સન્યાસ અથવા ત્યાગને પણ ત્રિગુણી દૃષ્ટિથી તપાસીને કર્મયોગના હાર્દને ખુલ્લું કરતાં ભગવાન કહે છે, કે ' હે ભરત સત્તમ ! એવા ત્યાગને વિષે (હવે) મારો જે નિશ્ચય છે, તેને તું સાંભળ. કારણ કે હે પુરૂષવ્યાઘ્ર ! ત્યાગ પણ ત્રણ પ્રકારનો કહેવાય છે. યજ્ઞ, દાન,, તપાદિ કર્મને ત્યજવાં નહીં: એ તો કરવાં જ. (કારણકે) યજ્ઞ, દાન, તપ એ મનુષ્યોને પાવન કરનારાં છે. એવાં કર્મોનેય પણ હે પાર્થ, ( તેમનામાં ) સંગ ( આસક્તિ ) અને ફળને ત્યાગીને જ કરવાં યોગ્ય છે; એવો મારો નિશ્ચિત મત છે. પણ (પ્રકૃતિએ) નિમેલાં કર્મોનો સન્યાય કરવો યોગ્ય નથી જ.(તેથી) મોહથી એમનો કરેલો પરિત્યાગ તામસિક જ કહેવાય છે. કર્મ એ દુઃખ રૂપ જ છે એમ ધારીને, કે કાયાને ક્લેશ થશે એવા ભયથી, જે એ (કર્મ) ને ત્યજી દે છે, તેને એવો રાજસ ત્યાગ કર્યાથી ત્યાગનું ફળ મળતું નથી. હે અર્જુન ! જે (સ્વાભાવિક કર્મે) નિમેલું કર્મ છે, તે કરવાજ યોગ્ય છે, એમ ધારીને (તેમાં મમતાવાળો) સંગ અને ફળ(આસક્તિ) છોડીને તે કરાય છે, (ત્યાં) એવો ત્યાગ સાત્વિક મનાય છે.' એવોજ ત્યાગ તે સન્યાસ છે. અને યોગી કર્મને કર્યા કરતાં છતાં, તેથીજ પરમ સન્યાસી છે, એવો ભગવાનનો નિશ્ચય છે. બીજા અધ્યાયમાં કર્મયોગનું સૂત્ર બાંધતાં,

'કર્મના ફળનો હેતુ (કારણ–કર્તા)તું ના થા' એમ જે કહ્યું હતું, તેને અહીં શ્લોક ૧૩-૧૭માં વિસ્તારથી સમજાવે છે. પછી જ્ઞાન, કર્મ, અને કર્તાને પણ ત્રિગુણ ભેદના વિસ્તારથી તપાસી, જ્ઞાન અને કર્મને વિષે કહે છે, કે 'સર્વે જૂદાં જૂદાં એમ ભૂતોની વિષે જેનાથી એકજ અવિભક્ત અને અવ્યય ભાવ (તત્વ) જણાય, તેવા જ્ઞાનને તું સાત્વિક જ્ઞાન જાણ. પણ જે જ્ઞાન સર્વે ભૂતોમાં જૂદા જૂદા પ્રકારના અનેક (નાના) ભાવોને પૃથક્ પૃથક્ દેખે, તેવા જ્ઞાનને તું રાજસ જાણ. પણ એકજ કાર્ય( ભૂત )માં તેજ જાણે સર્વસ્વ હોય તેમ વિના કારણ ચોટી રહેલું, તત્વને જાણ્યા વગરનું જેટલું જ્ઞાન, તે ( બધું ) તામસ કહેવાય છે.' ' જે ( સ્વધર્મે ) નિયત કરેલું કર્મ સંગ ( અહંકાર ) રહિત, અને રાગદ્વેષ વગર, ફળની ઇચ્છા રહિત એવા( પુરૂષ )થી કરાય છે, તે સાત્વિક કહેવાય છે. પણ જે કર્મફળની ઇચ્છાવાળા કે વળી અહંકારવાળા( પુરૂષ )થી બહુ પ્રયાસે કરાય છે, તે રાજસ કહેવાય છે. પાછળનું પરિણામ, ક્ષય, હિંસા, કે ( આવશ્યક ) પુરૂષાર્થનો જરાય વિચાર કર્યા વિના કેવળ સંમોહથી જે કાર્ય આરંભાય છે, તે તામસ કહેવાય છે.' વળી કર્તાને વિષે એવું વિવેચન કરીને બુદ્ધિને વિષે પણ કહે છે, કે ' પ્રવૃત્તિ કે નિવૃત્તિને, કાર્ય કે અકાર્યને, ભય કે અભયને તેમજ બંધ કે મોક્ષને જે બુદ્ધિ ( બરાબર વિવેકથી ) જાણે છે, તે હે પાર્થ ! સાત્વિકી (બુદ્ધિ) છે. જેનાથી ધર્મ કે અધર્મ, અને કાર્ય કે અકાર્ય અયથાર્થ સમજાય તેવી બુદ્ધિ હે પાર્થ ! રાજસી છે. તામસથી ઘેરાયલી જે બુદ્ધિ અધર્મનેજ ધર્મ કરીને માને અને બધાય અર્થોને (યથાર્થથી) વિપરિત જ (દેખે), તે બુદ્ધિ હે પાર્થ ! તામસી છે.' એવી જ રીતે ધૈર્ય, સુખ, વિગેરેનું વિવેચન કરીને ત્રિગુણી પ્રકૃતિનો પ્રભાવ સર્વત્ર ફેલાઈ રહ્યો છે, એમ ઉપદેશતાં કહે છે, કે 'આ પૃથ્વીમાં કે અંતરિક્ષમાં કે દેવોની વિષે એવું કશુંય સત્વ નથી, કે જે આવા પ્રકૃતિજન્ય ત્રણે ગુણોથી મુક્ત હોય,' અને તેથી ' બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્રોનાં કર્મો પણ (તેમના) સ્વભાવથી થએલા ગુણોએ કરીને વિભક્ત છે.' એમ કહી, વર્ણોના ગુણ કર્મોએ થતા ભેદને પ્રકટ કરે છે. અને સ્વધર્મને જ સેવીને પુરૂષ પોતાની પ્રગતિને

વધારી શકે છે, અને પારકાનો ધર્મ સેવતાં સર્વત્ર હાનિ જ થાય છે, તેવા પૂર્વે કહેલા સિદ્ધાન્તને પુનઃ સંભારતાં કહે છે, કે 'પોતપોતાના આવા કર્મમાં મંડયો રહીને જ નર સંસિદ્ધિને પામે છે.' એવા સ્વકર્મમાં મંડયો રહેલો સિદ્ધિને કેવી રીતે પામે છે, તે સમજાવતાં ભગવાન કહે છે, કે 'ભૂતોની જેમાંથી પ્રવૃત્તિ (સંસૃતિ) થઈ છે, (અને) આ બધું (જ્ઞેય માત્ર) જેણે વિસ્તર્યું છે, તે(બ્રહ્મ)ને પોતાનાં જ (પ્રકૃતિ જન્ય) કર્મોએ પૂજવાથી (સેવવાથી) મનુષ્ય સિદ્ધિને (સાર્થકતાને) પામે છે. (તેથી) સુખેથી આચરાતા એવા પારકાના ધર્મના કરતાં (એવા ગુણ વગરનો હોય છતાંય) સ્વ('સ્વ'ભાવનો)ધર્મ જ વધારે શ્રેયસ્કર છે. કારણ કે સ્વભાવે નિમેલા કર્મને આચરતાં (પુરૂષને) પાપ લાગતું નથી.' કારણ કે, ત્યાં એ ઇશ્વરની ઇચ્છાને જ અનુકૂળ વર્તે છે. અને, કર્મ માત્રનો આરંભ તો ધૂમાડીએ ઘેર્યા અગ્નિની પેઠે કાંઈને કાંઇક દોષવાળો તો હોય છે, તેથી '( સર્વત્ર ) આસક્તિ રહિત બુદ્ધિવાળો જીતાત્મા, સ્પૃહા ( તૃષ્ણા ) વગરનો થતાં ( ફળના ) સન્યાસે કરીને પરમ નૈષ્કર્મ સિદ્ધિને પામે છે.' એમ કહી એવા યોગિની સ્થિતિનું સિંહાસલોકન કરતાં ઉપસંહારમાં કહે છે, કે 'એવો બ્રહ્મભૂત (તેથી) પ્રસન્ન ચિત્તવાળો (થએલો) શોચ કરતો નથી, કે (કશાની) આકાંક્ષા કરતો નથી. સર્વે ભૂતોની વિષે સમાનતાવાળો એ ( પછી ) મારી પરમ ભક્તિ( યોગ )ને પામે છે. એવી ભક્તિએ કરીને પછી તત્વ દૃષ્ટિએ હું કેવડો છું, અને કેવો છું, એમ મને એ ઓળખે છે. મને ( એમ ) તત્વતઃ જાણીને પછી તે( તત્વ )માં એ ( તદ્રુપતાએ ) ભળી જાય છે." તેથીજ ભગવાન અર્જુનને છેવટનું એના હિતનું ગુહ્ય વચન સંભળાવે છે, કે "મારામાં ચિત્તવાળો થા, ( એટલે કે ) મારો ભક્ત, અને મારો પૂજક થઇ મને જ નમસ્કાર કર, તો તું મને જ મળીશ, એમ હું તને સત્ય પ્રતિજ્ઞાથી કહું છું, કારણ કે, તું મને બહુ પ્રિય છું. બધાય ધર્મોને છોડીને તું એકલું મારૂંજ શરણુ લે. હું તને સર્વે પાપોમાંથી છોડાવીશ, તું શોચ ના કર." અને પાપથી નિર્ભય થઇને તું યુદ્ધ કરવા હવે તૈયાર થઇ જા. શ્રીકૃષ્ણે યોગમાં આરૂઢ થતાં પોતાના સ્વભાવની તદ્રુપ દશામાં રહીને પરમ

તત્વનો જે આવો અપૂર્વ બોધ કર્યો, તેનાથી પ્રજ્વલિત બુદ્ધિવાળો થએલો અર્જુન પછી કહે છે, કે 'હે અચ્યુત ! તમારા પ્રસાદથી (આત્માની) સ્મૃતિ પામીને (હવે મારો) મોહ ટળી ગયો. હું (કર્તવ્યમાં હવે) સંદેહ વગરનો થઇને ઉભો છું, (અને જરૂર) તમારૂં વચન પાળીશ." એવા પરમ ઓજસવાળા વાક્યથી ગીતાનો પ્રબંધ પૂર્ણ થાય છે. અને આ ઉદ્દીપક ઉપદેશને કહી બતાવતાં જ સંજયને પણ થએલા જ્ઞાનાનુભવથી એ યથાર્થ જ બોલી ઉઠે છે, કે 'આવો પરમ ગુહ્ય યોગ વ્યાસની પ્રસાદિથી હું સાક્ષાત્ પોતેજ બોલતા યોગેશ્વર કૃષ્ણ પાસેથી સાંભળી રહ્યો છું."

શિષ્યની ઉછળતી ઉર્મિએ પૂછેલા પ્રશ્નોને એનીજ વૃત્તિને અનુસાર સમજાવતાં વિવિધ રીતે પ્રકટ કરેલાં આ સુત્રોના સિદ્ધાન્તોનું પાછું વર્ગીકરણ કરીને જ્ઞાનની સમગ્ર દૃષ્ટિએ વિચારતાં જણાશે, કે સૂત્ર ૧ થી ૧૦ માં તત્વનું દર્શન છે, ૧૧ થી ૧૨ માં તે તત્વની શક્તિ અથવા 'યોગમાયાં'નું સ્વરૂપ બતાવ્યું છે, ૧૩ થી ૧૪ માં અવિદ્યાએ આરંભાતો વ્યવહાર, અને ૧૫–૧૬ માં અવિદ્યા ખસતાં સ્વતઃ સધાતો 'યોગ' છે. ૧૭ થી ૨૧ માં યોગીનું કુર્મદર્શન છે, અને ૨૨ થી ૩૦ માં મોક્ષનુ સાધન સમજાવ્યું છે. ૩૧ માં પરમાત્મતત્વનું દર્શન છે, અને ૩૨ થી ૩૫ માં તેના વિકાર માત્રનું મિથ્યાત્વ બતાવી, ૩૬ થી ૩૯ માં મુક્તિનું સ્વરૂપ ચોખ્ખું કર્યું છે. આમ અવ્યય એવા તત્વમાં એની સ્વાભાવિક યોગમાયાના સ્ફુરણના સંધાતેજ 'અજ્ઞ' દષ્ટાને 'જીવેશ્વરનું દ્વંદ્વ દેખાતાં વ્યવહાર આરંભાય છે, અને જ્ઞાનના સાધનવડે અવિદ્યા શમતાં દ્વંદ્વભાવ ઉડી જઇ, જીવ ઈશ્વરમાં જ ભળી રહી 'યોગ' સધાય છે. આવા જીવતા યોગીનું નિષ્કામ કર્મ સદા નિર્દોષજ છે, અને એનું શરીર પડતાં એવો પણ વ્યવહાર ઉડી જાય છે ત્યારે, જીવેશ્વરનો દ્વંદ્વ ભાવ અદૃશ્ય થઇને પરમ તત્વમાં ભળતાં 'અજ્ઞ', એવા ભોક્તાની મુક્તિ સધાય છે. આજ ગીતાનું પરમ ઉપદેશ્ય રહસ્ય છે. અને તેમાં અર્જુનને વ્યવહારધર્મરૂપી 'યોગ' સમજાવવાની આવશ્યકતાને અર્થે 'રાજયોગ'ને કેન્દ્ર બનાવી આ ઉપદેશનું પતિપાદ્ય કરવું પડયું છે.

**આવું દર્શન યોગીનેજ થઈ શકે છે.**

આવો પરત્મતત્વનો અદ્ભુત બોધ શ્રીકૃષ્ણ પણ પોતે યોગયુક્ત હતા ત્યાં સુધી જ કરી શક્યા છે. ઇશ્વર ભાવમાંથી અયુક્ત થતાં એવા અવતારી પુરૂષનું ચિત્ત પણ એ ઉપદેશને ફરી સંભારી શકતું નથી. કારણ કે, ગીતાનો બોધ ફરી કહી જવાની યાચના કરતાં, તેને વિસરી ગએલા અર્જુનની અશ્રદ્ધા અને દુર્મેધાને ઠપકારતા ભગવાન પોતે મહાભારતના આશ્વમેધિક પર્વના અધ્યાય ૧૭ માં કહે છે કે,

न च साद्य पुनर्भूयः स्मृतिर्मे संभविष्यति. १०
परं हि ब्रह्म कथितं योगयुक्तेन तन्मया ।
તેથી હવેતો, इतिहासं तु वक्ष्यामि तस्मिन्नर्थे पुरातनम् ॥ १२

**ઉત્તમ કળાની સફળતા.**

ગીતાના આખા ઉપદેશની રૂપરેખા આટલા વિસ્તારથી ખેંચવાનું જે મુખ્ય કારણ પ્રતિપાદ્યમાં સમાયલાં તત્વ અને ધર્મનાં અમે ગણી બતાવેલાં સિદ્ધાન્તોને તેમની ગુંથણીમાં સ્પષ્ટ કરી બતાવવાનું હતું, તે સફળ કરતાં, એનો બીજો ઉદ્દેશ પણ એવો સધાયો છે કે, પ્રબંધમાં ગુંથેલું રાજયોગનું પ્રતિપાદ્ય તે અસંકલિત નથી, કે તેમાં કરેલો ઉપદેશ અયોગ્ય પર્યટનવાળો પણ નથી. પરંતુ, તે ઉપદેશની સુંદર કળાને અવલંબીને જ ચાલતો, યોગને અનુભવી રહેલા 'યોગેશ્વર' ગુરૂને છાજતો, અને શિષ્યની સર્વે શંકાઓનું સમાધાન કરીને, તેની વિહ્વલ થએલી ચિત્રવૃત્તિને શાસ્ત્રની મર્યાદામાં પુનઃ ઠારતો, તેથી અત્યંત આકર્ષક અને તેના કલેવરમાં જગન્મોહક થયો છે.

**ગીતાની સર્વ માન્યતા**

ગીતાના આવા ઉપદેશને વિષે જો કોઇ એમ કહે, કે એમાં ભગવાને જ્ઞાન–સંન્યાસનોજ ઉપદેશ કર્યો છે, કે કેવળ કર્મનોજ ઉપદેશ કર્યો છે, તો તે બેયનું કહેવું ભૂલ ભરેલું છે, ભગવાને તો મોક્ષને અર્થે સાંખ્યોનો સન્યાસ અને યોગીઓનું કર્મ, એ બેયને સરખાંજ માન્યાં છે, અને એક બીજા વગર બની શકે નહીં એમજ કહ્યું છે. તેમજ પોતપોતાની પ્રકૃતિને અનુસરીને નિષ્કામ વૃત્તિએ ગમે તેવી એક નિષ્ઠાને સેવતો પુરૂષ પરમ પદનેજ પામે છે, એવોજ

એમણે ઉત્તમ બોધ કર્યો છે. ગીતામાં ભગવાન રાજપુત્ર અર્જુનને ઉપદેશ કરી રહ્યા છે, અને તે અર્જુન પ્રકૃતિએજ ક્ષાત્રધર્મી હોઇને એનો સ્વાભાવિક ધર્મ તો રાજયોગજ છે, છતાં, તેને વિસારીને બ્રાહ્મણ વૃત્તિવાળા પારકા સન્યાસ જેવા ધર્મને આચરવાના દોષમાં એ પડતો હતો, તેમાંથી એને ઉગારીને સ્વધર્મમાં આરૂઢ કરતાં ગીતાનો ઉપદેશ જરૂર કર્મયોગવાળોજ થાય, એમાં કાંઇજ નવાઈ નથી. એવોજ ઉપદેશ જો દ્રોણાચાર્યને અંગે કરવાનો હોત તો, ભગવાન, પોતાની પ્રકૃતિની વિરૂદ્ધના ક્ષાત્રધર્મને સ્વીકારી અધર્મી દુર્યોધનનો પક્ષ સબળ કરવાને તૈયાર થએલા આચાર્યને, તેવા પરધર્મવાળા કર્માચારમાંથી છોડાવી સન્યાસ વૃત્તિમાંજ વાળત, એમાં પણ જરાય શંકા નથી. સન્યાસવૃત્તિ કે કર્મયોગવૃત્તિ અહંકાર રહિત અને કેવળ નિષ્કામ થઇને આચરાય તોજ તે ઉત્તમ નિષ્ઠાઓ છે. અને એવી ઉત્તમ નિષ્ઠાવાળી વૃત્તિ લોક સંગ્રહાર્થેજ થતી હોઇને તે પુરૂષને પોતાને તેમજ જનસમાજને હિતકર છે, તેથી એવી બે પુરાણ નિષ્ઠાઓને જ શાસ્ત્રકારોએ અનુકરણીય ગણીને વિદ્વાનોએ તેમને સેવવા યોગ્ય કહી છે. આવી નિષ્ઠાને સેવતા જ્ઞાની–યોગીનું ધ્યાન, ચરવા ગએલી ગાયના ઘેર બાંધેલા વાછડામાંજ રહેલા ધ્યાનની પેઠે, 'સ્વ'રૂપના તત્વમાંજ ઠરી રહેલું હોય છે; અને આવી એક તાર થઈ રહેતી વૃત્તિને જ 'યોગ' કહીને ગીતામાં ભગવાને મોક્ષાર્થે આવશ્યક બતાવીને તેનો ઉપદેશ કર્યો છે. ગીતાનો આવો ઉપદેશ દેશકાળના પરિચ્છેદની સંકુચિતતા રહિત હોઇ, તે સર્વ દેશીય, અને સર્વકાળમાં અર્થ સાધક થાય છે, તેથી તે યુગ પ્રવર્તક બની રહ્યો છે. તેથી, તે અત્યારે પણ સર્વેને વંદનીય છે.

આ પ્રસ્તાવના બંધ કરતાં એકાદ વસ્તુને જોઇ જવા જેવી છે.

<u>'ભક્તિ'નો વિચાર.</u> 'ભક્તિ' શબ્દ ગીતામાં કેવા અર્થમાં વપરાયો છે, તેનો કેટલોક ઉલ્લેખ પહેલા ખંડમાં અમે કર્યો છે. અહીં એના સંબંધે સ્હેજ વધુ જાણવા જેવું એ છે કે, આખી ગીતામાં 'ભજ' ધાતુના વિવિધ પ્રયોગોનો ૪૦ વખત વપરાશ થયો છે. અને જે પહેલા ત્રણ અધ્યાયોમાં ગીતાના ઉપદેશનું આખુંય શરીર બંધાઈ ગયું છે, તેમાં તો એનો એક પણ પ્રયોગ જડતો નથી, એટલે 'ભક્તિ'

ગીતાના ઉપદેશમાં મુખ્ય અંગ તરીકે તો ઉપદેશાઈ નથીજ, એવું ચોખ્ખું સમજાય છે. વળી આ પ્રયોગોનું પૃથક્કરણ કરતાં જણાય છે કે ભજ, ભક્તિ, ભક્ત, આદિ શબ્દોને 'યોગ' કે 'યોગી'ના અર્થમાં ( અધ્યાય ૬,૭,૮,૧૦,૧૨,૧૩ અને ૧૪માં ) ૧૪ વખત વપરાયલા દેખાય છે. અને 'જ્ઞાન' કે 'જ્ઞાની'ના અર્થમાં (અધ્યાય ૭,૧૩, ૧૫,૧૮માં) ૫ વખત; 'અન્યન્ય ભાવ'વાળી ભક્તિના અર્થમાં (અધ્યાય ૮,૯,૧૧માં) ૩ વખત; 'મળવું,' 'પામવું' કે યોગની પેઠે 'તદ્રુપ થવું' એવા અર્થમાં ( અધ્યાય ૪,૬,૯,૧૮ માં ) ૬ વખત; ભક્તિ અને યોગના મિશ્ર અર્થમાં ( અધ્યાય ૮ માં ) ૧ વખત; અને ઉપાસનાના અર્થમાં ( અધ્યાય ૭,૯,૧૦,૧૧ માં ) ૧૦ વખત; તથા સખા ભાવના અર્થમાં ( અધ્યાય ૪ માં) ૧ વખત, વપરાયલા જણાય છે. આમાંથી ( અધ્યાય ૧૩,૧૪ માં ) એ ધાતુ 'અનન્ય ભક્તિવાળા યોગ' એવા અર્થમાં બે વખત વપરાયો છે, એટલે બીજે સ્થળે જ્યાં અનન્ય ભાવવાળી ભક્તિ કહી છે, તેને અદ્વૈતના અનુભવવાળો 'યોગ'જ સમજવો યોગ્ય છે. અને ભક્તિ અને યોગના મિશ્ર અર્થવાળો પ્રયોગ પણ એજ અર્થનો પ્રતિપાદક ગણાવો યોગ્ય છે. એમને ભેળા કરતાં 'ભજ' ધાતુના યોગ કે યોગીના અર્થમાં થએલા પ્રયોગો ૧૮ થાય છે. અને જ્ઞાન કે જ્ઞાનીના અર્થવાળા પ્રયોગોને તેમાં ભેળવતાં યોગના અર્થવાળા પ્રયોગો ૨૩ થાય છે. વળી તેમાં 'ભજ'ના ભળીજવું, મળી જવું, પામવું, કે યોગની પેઠે તદ્રુપ થવું, એવા ૬ પ્રયોગો જો યોગની સાથે નાખીએ તો ૪૦ માંથી ૨૯ પ્રયોગો અદ્વૈતવાળું ઐક્ય સાધતા યોગ કે યોગીના અર્થવાળા થાય છે. અને ૧૦ પ્રયોગો ઉપાસક અને ઉપાસ્યના ભેદ ભાવવાળી ઉપાસનાના અર્થમાં છે, અને એક સમભાવનો મળીને ૪૦ પ્રયોગો પૂરા થયા છે. આ પૃથક્કરણ બોધક છે,કારણ કે એના ઉપરથી એક એવું અનુમાન ચોખ્ખું પ્રકટ થાય છે કે, મહાભારત કાળમાં ઉપાસના શબ્દને ઠેકાણે તેજ અર્થમાં ભક્તિ શબ્દનો પ્રચાર ઘણો થયો હતો, તેથી ગીતામાં વ્યાસે પણ ચાલતા વ્યવહાર પ્રમાણે ભક્તિ શબ્દનો ઉપયોગ ઉપાસનાના અર્થમાં ઘણે સ્થળે કર્યો છે. પરંતુ, અત્યારે જેમ ગામેગામ અને મોટાં શેહેરોમાં

તો શેરીએ શેરીએ ભગવાનના અવતારો ઉભા કરીને ભજન મંડળો સ્થાપી ભક્તિ, અજ્ઞાનીઓના હાથમાં પડતાં, અધમતાએ પહોંચી છે, અને કેટલેક અંશે તે સમાજનું જીવન અવળે રસ્તે દોરી રહી છે તેમ, એ મહાભારત કાળમાં પણ અધમતાએ પહોંચેલી ભક્તિથી સમાજને ઘણું નુકસાન થએલું હતું એમ સમજાય છે,અને એવા અવળા જીવનમાં ફસાતી પ્રજાને ઉગારવા અર્થેજ એમણે ભક્તિને જ્ઞાન અને યોગના પ્રયોગમાં જોડવાનો ખાસ પ્રયાસ ગીતામાં કર્યો સમજાય છે. તે એટલે સુધી કે, બારમા અધ્યાયની શરૂઆતમાં ભક્તિ શબ્દને અમે કર્યો છે એવાજ અર્થમાં સમજતો અર્જુન 'યોગ' અને 'ભક્તિ' શબ્દોને પર્યાય સંબંધેજ વાપરીને ભગવાનને પૂછી રહ્યો છે, કે ' આ પ્રમાણે જે સતત યુક્ત ભક્તો તમને ઉપાસી રહ્યા છે તે, અને વળી જે અવ્યકૃત અક્ષરને ઉપાસી રહ્યા છે, તેમાંના ' યોગને જાણનારા ' શ્રેષ્ઠ ક્યા ? તે કહો.' અને તેના ઉત્તરમાં કહેલા આખા અધ્યાયમાં ' ભજ'ધાતુનો એક પણ પ્રયોગ એવો નથી, કે જેને જ્ઞાન કે યોગની સાથે જોડયો ના હોય ! ભક્તિને એક નિષ્ઠા તરીકે પ્રચારવા મથતા અત્યારના આચાર્યોને ગીતાનું આ દર્શન ખરેખર વિચારવા જેવું છે. કારણ કે, શ્રીકૃષ્ણે અનુભવેલા મનુષ્ય સ્વભાવમાં અત્યારે કાંઇ વધારે ઉચ્ચતાનો આવિર્ભાવ થઈને ફેર પડયો હોય એવું, કશું પ્રમાણ હજુ મળ્યું નથી.

પ્રભુનો પ્રસાદ

આવા સુંદર ગ્રંથના હાર્દને સમજનાર એવા કોને પોતાની દૃષ્ટિ બીજાઓની આગળ તેમની સેવામાં ધરવાનું મન ના થાય ? તેથીજ આ ગ્રંથના ઉપર અનેક ટીકાઓ લખાઇ છે, અને તેથીજ આચાર્યોની પરંપરાઓએ એનાજ પર્યટનમાં પોતાના જીવનને વ્યતીત કરતાં સાંભળ્યા છે. ગુજરાતીમાં એનાં અનેક ભાષાન્તરો થયાં છે, અને એમની વિદ્વત્તાને લીધે વેદાન્તના આચાર્ય જેવા, નડીઆદના પંડિત મણિલાલ નભુભાઇ દ્વિવેદીએ બહુ સુંદર વિવેચનવાળું એક ભાષાન્તર કર્યું છે. અને શ્રીમાન તિલકની મરાઠી ગીતાનું સુંદર ગુજરાતી ભાષામાં રા. ઉત્તમરામ કેશવલાલે પણ ભાષાન્તર કરીને ગુજરાતને ઉપકૃત કર્યું છે. વળી સસ્તા સાહિત્યની અખંડ સેવા કરી રહેલા સ્વામી અખંડાનંદજીએ પણ ગીતાનાં અનેક ભાષાન્તરો પ્રસિદ્ધ

કર્યાં છે, અને બીજા ઘણાક વિદ્વાનોએ ગીતાની ઉપરનો તેમનો પ્રેમ વિવિધ રીતે પ્રકટ કર્યો છે. ગીતાનું ગુજરાતીમાં આવડું મોટું સાહિત્ય જોઇને મને એમાં માથું ઘાલવાનો વિચારજ નહોતો. પરંતુ પ્રાચીન ઉપનિષદોના ઉછળતા સાગરમાં ન્હાઇને આવેલી મારી દૃષ્ટિને જ્યાં જ્યાં આ ગંગા જેવી ગીતાના ગંભીર પ્રવાહને વિચારવાનો પ્રસંગ પડયો, ત્યાં ભાષાન્તરોમાં ફરી વળ્યા છતાં એને સંતોષ ના જ થયો, ત્યારે એના પ્રજ્વલિત પ્રકાશની એક 'જ્યોતિ' એણે પોતે પણ ઉમેરવાનો નિશ્ચય કર્યો. અને રાગદ્વેષ રહિત થઇને પ્રશાન્ત થએલા ચિત્તમાં પ્રભુનો પ્રસાદ ભળતાં, ભગવાન વ્યાસ મુનિના હૃદયને સમજવાનો એનો પ્રયાસ આમ પૂરો થયો. ૐ શાન્તિઃ

અમદાવાદ.
તા. ૧૨ ઓક્ટોબર ૧૯૨૭ — **મગનભાઇ ચતુરભાઇ પટેલ.**

---

# श्रीमद्भगवद्गीता.

नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम्
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत्. (व्यास)

## અધ્યાય ૧.

( અર્જુનવિષાદ. )

(૧) ( ધૃતરાષ્ટ્ર० ) હે સંજય, ધર્મક્ષેત્ર એવા કુરૂક્ષેત્રમાં યુદ્ધ કરવાને ભેળા થએલા મારા પુત્રો અને પાંડવોએ શું, શું, કર્યું ? ( તે મને કહો. )

---

## જ્યોતિ.

( वंदन. )

नत्वा योगीश्वरं कृष्णं कर्माचार्यं जगद्गुरुं
भूतात्मानं महद्विष्णुं पुरुषं पुरुषोत्तमम् ।
नत्वा चैव मुनिं व्यासं पितरं च पितामहं
गीताहार्दप्रकाशार्थं 'ज्योति'र्नाम्यमिदं कृतम् ॥

(૧) આ આખી ગીતા મહાભારતના ભીષ્મપર્વના પચીસથી ...સમા અધ્યાયોમાં સમાય છે; એમ એ મહાભારતનુંજ અંગ છે. ...ભગવદ્ગીતા એ સ્ત્રીલિંગવાચક શબ્દ છે, તેથી તેની ગણના ...ઉપનિષદો ભેગીજ થતી હોવી જોઇએ એવું યોગ્ય અનુમાન ... ગંગાધર તિલકે કર્યું છે. ગીતાને ભગવાનનું એક ગીત તરીકે ...એ તો 'ભગવદ્ગીતં' એવું નપુંષકવાચક નામ પડત, તેમ નહીં થતાં ...નું નામ "ગીતા" જ પડયું, તેનું કારણ કે ઉપનિષદ્ની સ્ત્રીલિંગ જાતિ જ એની સાથે જોડાઇ રહી છે. એનો ઉપદેશ પ્રવાહ પણ ઈશાવાસ્યોપનિષદ્ના અનુસંધાનમાં જ કર્મયોગને શીખવતો ઘણો ગૂઢ છે;

( ૨ ) (સંજય૦) પાંડવની સેનાને વ્યૂહમાં ગોઠવાયલી જોઈ ત્યારે રાજા દુર્યોધન આચાર્ય(દ્રોણ)ની પાસે જઇને આવાં વચન બોલ્યો કે,

(૩)(દુર્યોધન૦)હે આચાર્ય, પાંડુપુત્રોની આ મહાન સેનાને આપ નિહાળો; આપના બુદ્ધિશાળી શિષ્ય દ્રુપદપુત્રે (ધૃષ્ટદ્યુમ્ને) એને ગોઠવી છે. (૪) એમાં ભીમ અને અર્જુનના જેવા યુદ્ધમાં શુરા અને મહાબાણાવળીયો છે: (જેવાકે) યુયુધાન (સાત્યકિ), વિરાટ, અને મહારથી દ્રુપદ, (૫) ધૃષ્ટકેતુ, ચેકિતાન, અને વીર્યવાન્ કાશીરાજ, અને પુરૂજીત્ કુંતિભોજ, અને નરપુંગવ શૈલ્ય, (૬) મહા પરાક્રમી યુધામન્યુ, અને વીર્યવાન ઉત્તમોજા (પાંચલ), સુભદ્રાનો પુત્ર (અભિમન્યુ), અને દ્રુપદિના પુત્રો: એવા એ બધાય મહારથીઓ છે.

( ૭ )હે દ્વિજોત્તમ, વળી આપણામાં જે મુખ્ય છે તેમને ઓળખો. મારી સેનાના જે નાયકો છે તેમને ટુંકામાં હું તમને ઓળખાવું છું. (૮) આપ, અને ભીષ્મ, અને કર્ણ, અને યુદ્ધમાં વિજયી એવા કૃપાચાર્ય, અશ્વત્થામા, અને વિકર્ણ, તેમજ સૌમદત્તિ (ભૂરિશ્રવા), (૯) અને બીજા ઘણા શુરાઓ મારે અર્થે મરવા તૈયાર થએલા છે; એ બધાય નાના પ્રકારનાં શસ્ત્રને ધારણ કરનારા અને યુદ્ધકળામાં પારંગત છે.

---

તેમજ એમાં વપરાયલા કેટલાક છંદો પણ ઉપનિષદ્‌ના મંત્રોને મળતા છે.

ભાષાન્તરમાં કૌન્સમાં મૂકેલા શબ્દ અર્થને સરળ કરવા જ મૂક્યા છે. તેમને છોડી દેતાં, ભાષાન્તર મૂળનું અક્ષરશઃ રહેશે.

(૭) અહીં એવું સૂચન છે કે, આપણું સૈન્ય અને સેનાપતિઓ અપાર છે, તેથી સર્વને ગણાવી શકાય તેમ નથી, પણ પાંડવોના મહારથીઓ તો આ ગણાવ્યા તેટલા જ છે. પોતાના સ્વાર્થમાંજ રાગવાળી વૃત્તિને આવું દર્શન સ્વાભાવિક છે.

(૧૦) આવું આપણું અપાર સૈન્ય ભીષ્મે રક્ષેલું છે; અને એમનું ટુંકુ જ સૈન્ય ભીમે રક્ષેલું છે. (૧૧) તેથી આ બધાંય નાકાં ઉપર પોતપોતાના વિભાગમાં ગોઠવાઇને આપ સર્વે ભીષ્મનુંજ રક્ષણ કરો.

(૧૨)(સંજય૦) એ(દુર્યોધન)ને હરખાવતા કુરૂઓમાં વૃદ્ધ એવા પ્રતાપી (ભીષ્મ) પિતામહે સિંહનાદ કરીને ઉંચેથી શંખ વગાડયો. (૧૩) પછી બીજા શંખો, ભેરીયો, મૃદંગો, નોબતો અને તુરૈયો એકદમ વાગવા લાગ્યાં, અને તેનો મહાભારે (તુમલ) શબ્દ થયો.

( ૧૪ )પછી ધોળે ઘોડે જોડેલા મહાન્ રથમાં બેઠેલા માધવ (કૃષ્ણ) અને પાંડવ (અર્જુન), એ બેયે ( પોતાના ) દિવ્ય શંખો વગાડયા. (૧૫) હૃષીકેશે (કૃષ્ણે) પાંચજન્ય, અને ધનંજયે (અર્જુને) દેવદત્ત (વગાડયો, અને ) પ્રતાપી કર્મવાળા વૃકોદરે (ભીમે) મહાન પૌંડ્ર શંખ વગાડયો, (૧૬) કુંતીપુત્ર યુધિષ્ઠર રાજાએ અનંતવિજય, અને નકુલ અને સહદેવે સુઘોષ અને મણિપુષ્પક શંખો (વગાડયા). (૧૭) મહા બાણાવળી કાશીરાજ, અને મહારથી શિખંડી, ધૃષ્ટદ્યુમ્ન, અને વિરાટ, અને અજય્ય સાત્યકિ, (૧૮) દ્રુપદ, અને દ્રૌપદિના બધા પુત્રો, અને મહાબાહુ સુભદ્રાનો પુત્ર : એમણે, હે પૃથ્વીપતિ, પોતપોતાના શંખો વગાડયા. ( ૧૯ ) એમના પ્રચંડ ઘોષે આકાશ અને પૃથ્વીને ગજાવી મૂકીને ધૃતરાષ્ટ્રના પુત્રોનાં હૃદયને ચીરી નાંખ્યાં.

---

(૧૯) શંખધ્વનિનુ આવું પરિણામ બતાવી યુદ્ધમાં થવાની આગામી કૌરવોની હાર, અને પાંડવોના વિજયનું સૂચન કર્યું છે. તેમજ ધર્મ્યતાર શ્રીકૃષ્ણની સહાયવાળા પાંડવોના ભણી ભગવાન વ્યાસને સહજ થતો પક્ષાપાત પણ પ્રકટ થયો છે.

(૨૦) હવે કૌરવોને તૈયાર થએલા જોઇને કપિ(હનુમાન)ની ધ્વજાવાળો પાંડવ (અર્જુન) ધનુષ્ય ચઢાવીને શસ્ત્ર નાખવાની તૈયારી કરતી વખતે, (૨૧) હે મહીપતિ, હૃષીકેશને આ પ્રમાણે કહેવા લાગ્યો કે, (અર્જુન૦) હે અચ્યુત, મારા રથને બન્ને સેનાની મધ્યમાં ઉભો રાખો, (૨૨) કે જેથી કરીને યુદ્ધ કરવાને ખડા થએલા આમને હું નિહાળી લઉં, અને આ રણસંગ્રામમાં મારે કોની સાથે લડવાનું છે (તે પણ જાણું). (૨૩) (વળી) દુષ્ટ બુદ્ધિવાળા ધૃતરાષ્ટ્રના પુત્ર (દુર્યોધન)નું યુદ્ધમાં પ્રિય કરવાની ઇચ્છાવાળા લડાઇમાં જોડાઇને જે અહીં ભેગા થયા છે તેમનેય હું જોઇ લઉં.

( ૨૪ ) (સંજય૦) હે ભારત, આ પ્રમાણે ગુડાકેશ( અર્જુન )ના કહેવાથી બન્ને સેનાની મધ્યે ઉત્તમ રથને ઉભો રાખીને, (૨૫) ભીષ્મ અને દ્રોણની સન્મુખ અને બધા મહીપાળોની (સન્મુખ), હૃષીકેશ (કૃષ્ણ) બોલ્યા કે, હે પાર્થ, આ ભેળા થએલા કુરૂઓને તું જો.

(૨૬) (સંજય૦) ત્યાં પાર્થે પિતૃઓ અને પિતામહોને ઉભા રહેલા દીઠા; તેમજ આચાર્યોને, માતુલોને, ભાંડુઓને, પુત્રપુત્રોને

---

(૨૧) મહીપતિ એ સંબોધન ધૃતરાષ્ટ્રને અંગે છે.

(૨૩) શ્રેયસ્ નહીં એવું પ્રિય જ કરવાની, એટલે માત્ર તેમને ખુશી જ કરવાની ઇચ્છાવાળા; પોતાના કાર્યમાં ધર્મ થાય છે કે અધર્મ તેના વિચાર વગરના.

(૨૬) આ ૨૬ થી ૩૧ શ્લોક સુધીમાં કેવળ લાગણીના આવેશથી શરીરના અને મનના અનુભાવોનું વર્ણન છે. આવી લાગણીઓનો આવેશ વધતાં સ્વધર્મનું અંકુશ ખશી જાય છે, અને પરિણામે તત્વની દ્રષ્ટિ બંધ જ થાય છે. આવાય અધિકારી જીવને ચઢેલું આવરણ ખશેડવા ભગવાનને તેની તત્વદ્રષ્ટિને જ જાગૃત કરવી પડે છે. અને એ તત્વદ્રષ્ટિ જાગૃત થતાં જ એનો સ્વધર્મ પ્રવૃત્ત થાય છે. જુવો ગીતા. ૧૧. ૧. ગીતાના આવા અનુપમ અને સુંદર પ્રબંધનું અહીં પ્રયોજન સમજાય છે.

અને સખાઓને (દીઠા), (૨૭) અને બંનેય સેનામાંના વળી શ્વસુરો અને મિત્રોને (દીઠા). તે સર્વ બંધુઓને ખડા થએલા જોઇને, (૨૮) પરમ દયા–કૃપાથી ઘેરાયલો કોંતેય (અર્જુન) ઢીલો થતાં આ પ્રમાણે બોલ્યો કે, (અર્જુન૦) હે કૃષ્ણ, યુદ્ધ કરવાને સજ્જ થએલાં આ સ્વજનને જોઇને (૨૯) મારાં ગાત્ર ઢીલાં થાયછે, અને મુખ સુકાય છે, મારા શરીરે કંપારી છુટેછે, અને રૂવાડાં ઉભાં થાય છે ! (૩૦) હાથમાંથી ગાંડીવ સરી પડે છે, અને ચામડી બળે છે ! હું ઉભો રહી શકતો નથી, અને જાણે મારૂં મન ભમી જાય છે. (૩૧) અને હે કેશવ, મને વિપરીત નિમિત્તો ભાસે છે ! વળી યુદ્ધમાં સ્વજનને મારીને હું ( મારૂં કાંઇ પણ ) શ્રેયસ્ જોઇ શકતો નથી.

(૩૨) હે કૃષ્ણ, (હવે) મને વિજયની, રાજ્યની કે સુખની આકાંક્ષા થતી નથી. હે ગોવિંદ, રાજ્યથી શું, ભોગથી શું, અથવા (આવા) જીવિતથીય શું (સુખ મળવાનું ?). (૩૩) જેને અર્થે અમે રાજ્યભોગ કે સુખોની આકાંક્ષા કરીએ છીએ તે તો પ્રાણ અને ધનને છોડીને આ યુદ્ધમાં મરવા જ ઉભા થયા છે ! ( ૩૪ ) આ બધા મારા આચાર્યો, પિતાઓ, પુત્રો તેમજ પિતામહો, માતુલો, શ્વસુરો, પૌત્રો, સાળાઓ અને સંબંધીયો થાય છે; ( ૩૫ ) તેમને હે મધુસૂદન, હું મરી જઉં તોપણ ત્રૈલોકયના રાજ્યને અર્થેય હણવાને ઇચ્છતો નથી, તો ( આવી ) પૃથ્વીને અર્થે તો કેમજ ( ઇચ્છું ) ?

---

(૩૨) અહીં ૩૨ થી ૩૫ સુધીના શ્લોકોમાં લાગણીઓથી મિશ્ર જ વિષાદશ્રેણી પ્રકટ થાયછે, અને તે માત્ર લાગણીની જ પોષક બને છે, તેથી શ્રેયસ્ અને પ્રિયનો વિવેક ત્યાં વિસરાઈ ગયો છે. આવા વિવેકની આવશ્યકતા માટે જુવો. કઠ. ૨. (૧ થી ૩).

(૩૩) સર. ગી. ૨. ૬.

(૩૬) હે જનાર્દન, ધૃતરાષ્ટ્રના પુત્રોને મારીનેય (અમારૂં) શું પ્રિય થવાનું હતું ? એવા આતતાયીઓને પણ મારીને અમને તો પાપજ લાગે. (૩૭) તેથી અમારા સ્વબંધુ કૌરવોને અમારાથી મરાય નહી. હે માધવ, સ્વજનને મારીને અમે કેમ સુખી થઇએ ? (૩૮) જો કે લોભથી મારી ગએલી બુદ્ધિવાળા એવા તે કૌરવો કુલક્ષય કરવાથી થતા દોષને, કે મિત્રદ્રોહમાં રહેલા પાપને જોઇ શકતા નથી, (૩૯) છતાં હે જનાર્દન, એવા

---

(૩૬) મૂળમાં "પ્રીતિ" શબ્દને પ્રિયના અર્થમાં વાપરેવામાં આવ્યો છે.

અહીંથી ૪૪મા શ્લોક સુધી, નીતિ અને વ્યવહાર શાસ્ત્રના પરિચ્છિન્ન અથવા અકૃત્સ્ન જ્ઞાને કરીને પરિચિત થયેલા ધર્મ વિચારો વડે પણ ઉપરની લાગણીનુંજ અર્જુન સમર્થન કરે છે, અને પોતાના કુલનો ઘાત નહીંજ કરવાના નિર્ણય ઉપર આવે છે. આવો લાગણીનો આવેશ એક દેશી ધર્મભાવનાથી જ્યાં સમર્થન થયો, ત્યાં તે લાગણીનું જોર વધતાં વર્ણાશ્રમ ધર્મમાં પોતાનાજ ક્ષત્રિયધર્મનું પણ ભાન વિસરાયું ! અને આ વિસ્મૃતિ એવી સજડ થઇ કે, પાછું વારંવાર તેને સંભારી આપતાં છતાં, અર્જુનની ખરી ધર્મદૃષ્ટિ ઉઘડતાં ઘણી જ મુશ્કેલ પડી. લાગણીનો આવેશ માત્ર આમ સમગ્ર ધર્મને સદા હાનીકારકજ છે, એવો આ અર્જુનવિષાદ અધ્યાયનો પ્રધાન ઉપદેશ છે. તેથી જ વિચાર વગરના અને આવેશ અથવા સંમોહથી આરંભાતા કાર્યને ભગવાને તામસ કર્મ કહીને નિંદ્યુંજ છે. જુવો. ગીતા. ૧૮. ૨૫.

(૩૯) એ કૌરવો તો દોષને નહીં સમજનારા છે, પરંતુ અમે તો એ સમજીએ છીએ, એવા સૂક્ષ્મ અહંકાર યુક્ત અર્જુનનું આ વાક્ય છે, તેથીજ ભગવાને તેને કર્મનો બોધ કરતાં ફલાસક્તિના ત્યાગની જોડેજ, નિર્મમ, નિરહંકારી જ થા, એવો ઉપદેશ કર્યો છે. યોગી તો જ્ઞાની કે અજ્ઞાની વચ્ચે તત્વદૃષ્ટિએ ભેદ સમજતો જ નથી. આવો સૂક્ષ્મ અહંકાર તે પણ તત્વદૃષ્ટિને છાવનારૂં અજ્ઞાન જ બતાવે છે. જુ. ગી. ૩. ૨૭; ૧૮. (૧૩ થી ૧૬).

કુલક્ષયથી થતા દોષને સમજનારા અમને (એવા) પાપમાંથી બચવાનું કેમ ના સુઝે ?.

(૪૦) કુળનો ક્ષય થતાં કુળમાં ચાલતા આવતા ધર્મોનો નાશ થાય છે; અને હે અચ્યુત, ધર્મનો નાશ થતાં આખાય કુળને અધર્મ ઘેરી લેછે. (૪૧) અધર્મના ઘેરાથી. હે કૃષ્ણ, કુળની સ્ત્રીયો દોષવાળી થાય છે, અને સ્ત્રીઓ એવી દુષ્ટા થતાં, હે વાર્ષ્ણેય, વર્ણસંકરતા ઉત્પન્ન થાયછે. (૪૨) વર્ણસંકરતા કુલ ઘાતકને અને આખા કુળને નરકમાંજ (દોરે છે ),કારણકે પિંડોદક ક્રિયાનો લોપ થવાથી એમના પિતરોનું પતન થાય છે. (૪૩ ) કુલઘાતીઓના આવા વર્ણસંકરતા લાવનારા દોષોથી સદા ચાલતા આવેલા જાતિધર્મો અને કુળધર્મોનો ઉચ્છેદ થાય છે. ( ૪૪ ) હે જનાર્દન, ઉચ્છેદ થએલા કુળધર્મોવાળા મનુષ્યોનો સદા નરકમાં વાસ થાય છે, એમ આપણે સાંભળ્યું છે.

---

(૪૦) ધર્મનો નાશ થાય તો અધર્મજ પેસવાનો; કારણ કે જીવનની પ્રવૃત્તિ તો અટકે જ નહીં. જો ધર્મ માર્ગે તે ના દોરાય, તો તે પ્રવૃત્તિ અવળે માર્ગે જતાં અધર્મથી જ જીવન ઘેરાઈ જાય છે.

(૪૪) શ્લોક ૩૨ થી ૪૪ સુધીમાં વ્યાસ ભગવાન કુળ, તેની આવશ્યકતા, અને તેના ઉચ્છેદના નિયમોને અવાન્તર ઉદ્દેશે સમજાવે છે.

કુળભાવનાનું તાત્પર્ય શ્લોક ૪૩ માં કહ્યું છે કે, કુળના ઘાતકોથી કુળમાં વર્ણસંકરતા આવે છે, જેના પરિણામે કુળમાં પરંપરાએ ચાલ્યા આવતા જાતિધર્મો અને કુલધર્મોનો ઉચ્છેદ થાય છે, આવા ઉચ્છેદનું કારણ થનારાને ધર્મશાસ્ત્રો પ્રમાણે નર્કનો જ અધિકાર છે.

પરંપરાએ ચાલતા આવતા જાતિ અને કુળ ધર્મોનું પાલન, અને તેજ દિશામાં તેમની વૃદ્ધિ કરવી એ જ કુલનો મુખ્ય ઉદ્દેશ છે. તેથી કુલ, ધર્મશાસ્ત્રોમાં કેળવણીનું–સંસ્કારનું કેન્દ્ર (Centre) સ્વી-

**( ૪૫ ) અરેરે! અમે મહાન પાપ કરવામાં પડ્યા છીએ, કે રાજ્ય સુખના લોભે કરીને ( અમે ) સ્વજનને પણ હણુવાને ઉભા થયા.**

---

કારાયું છે. તેથી જ વળી કુળને પવિત્ર અને તેનું અનેક ઉપાયે રક્ષણ કરી તેની વૃદ્ધિ કરવી એવી ધર્મશાસ્ત્રોની આજ્ઞા છે. આ કુળનું પાલન અને તેની વૃદ્ધિ એ કુળના ધર્માવલંબી પુરૂષોને જ આધારે છે; તેથી એવા કુલીનોનો સંહાર એ મહા પાપ કહેવાય છે. કારણકે કુળના ધર્મોનું પાલન કરનારા પુરૂષોનો નાશ થતાં એ ધર્મની પરંપરા તુટે છે, અને તેથી સંસ્કારની વૃદ્ધિનું કેન્દ્ર બગડે છે. વળી એવા કુલિન પુરૂષોનો સંહાર થતાં, કે તેઓ નિર્વીર્ય રહેતાં, તેમની સ્ત્રીઓ પરપુરૂષને સેવનારી થવાથી, તે કુલમાં એજ કુળના ધર્મોને નહીં સેવનારા એવા પુરૂષોના વીર્યથી ઉત્પન્ન થતી, તેથી વર્ણસંકર પ્રજાજ પાકે છે. અને એવી પ્રજાને તે કુળના ધર્મો સ્વભાવેજ પ્રિય ના હોય, તેથી પણ સંસ્કારનું કેન્દ્ર બગડતાં કુળ ધર્મોનો ઉચ્છેદ જ થાય છે.

આમ થતાં કુળની પ્રણાલિકાઓ તુટી પડે છે. એટલે બધા પુરૂષો સ્વેચ્છાચારી થતાં કુળ અધર્મેજ દોરાય છે. તેથી કુળધર્મોની જન્મદ્વારા ચાલી રહી વૃદ્ધિ પામતી ધર્મશ્રેણીની સંસ્થાને નહીંજ બગડવા દેવી એવો શાસ્ત્રનો ઉદ્દેશ છે. કુલના ધર્મોને નહીં સ્વીકારતો પુરૂષ એ કુલમાં રહેવા યોગ્ય નથી, એવો પણ શાસ્ત્રનો ગર્ભિત ઉપદેશ છે. તેથી જ કુળ બહાર કે જ્ઞાતિ બહાર મુકવાની પ્રણાલિકા ચાલી છે. સ્વાર્થથી એનો દુરૂપયોગ થતાં પણ કુળ નષ્ટ થાય છે. કારણ કે, સ્વાર્થમાં અંધ થએલા જનો ઉત્તમ પુરૂષનો પણ કુળથી બહિષ્કાર કરે છે.

(૪૫) ધર્મની અધુરી સમજથી અર્જુનની મનોવૃત્તિ પ્રકૃતિના ધર્મને પણ વિસરી જઈને કેટલી અધમતાએ પહોંચે છે! ધર્મના અજ્ઞાનમાં પણ જ્યાં આવેશ પેસે ત્યાં બુદ્ધિની જડતાના પરિણામે ઉત્તમ ક્ષત્રિયને પણ ભીખ માગી ખાવાનું સૂઝે છે! કે પોતાના ધર્મની વિમુખ થઇ યુદ્ધમાં નિઃશસ્ત્ર થઇ હણાવાની પણ વૃત્તિ થાય છે! આવી

( ૪૬ ) કદિ શસ્ત્રને ધારણ કરેલા કૌરવો શસ્ત્ર રહિત અને સ્હામે નહીં થનાર એવા મને રણમાં હણીનાખે તોય, તે મને તો ઘણું સારૂં લાગે.

( ૪૭ ) ( સંજય૦ ) રણભૂમિમાં આમ બોલીને શોકથી વ્યગ્ર થએલા ચિત્તવાળો રથમાં ઉભેલો અર્જુન શર સાથે ચાપને નાખી દેઇને બેસી પડયો !

( અર્જુનવિષાદયોગ નામના પહેલા અધ્યાયનું
ગુજરાતી ભાષાન્તર સમાપ્ત )

---

ઉભય વૃત્તિને કૃષ્ણે ગીતા ૨. ૩૩ માં નિંદી જ છે. જુવો ગીતા ૨. (૩૨ થી ૩૭).

પોતાના અધર્મે કરીને કૌરવો કુલધર્મથી ભ્રષ્ટજ થયા છે, છતાં અર્જુન તેમને સંમોહથી હજુય પોતાના કુળના જ માને છે. 'એની તે માન્યતા દોષિત છે' તેથી કૃષ્ણે તેમને યુદ્ધમાં હણવાનોજ ઉપદેશ કર્યો છે, તે ઉપર બતાવેલી શાસ્ત્રની મર્યાદાની વિરૂદ્ધ નથી.

(૪૬) સત્ય જ્ઞાનના વિવેક રહિત કેવળ લાગણીનો આવિર્ભાવ અહીં અંતિમ અવધિએ પહોંચી નિર્બળતાનું જ સ્વરૂપ ધારણ કરે છે.

( અર્જુનવિષાદની 'જ્યોતિ' સમાપ્ત. )

# અધ્યાય ૨.

## ( યોગીની સાંખ્યયોગાત્મક દ્વિધા બુદ્ધિ. )

( ૧ ) ( સંજય૦ ) દયાથી ઘેરાયલા અને આંસુએ ભરેલી આંખોવાળા શોક કરતા તે( અર્જુન )ને મધુસસૂદને આવું વાકય કહ્યું:

(૨) (ભગવાન૦) હે અર્જુન, આવા વિષમ પ્રસંગે (વળી) તને આ કાળું ભૂત કયાંથી ભરાયું ! (આવું વર્તન) આર્યને અણછાજતું, સ્વર્ગને પ્રતિકૂળ, અને અપકીર્તિને કરાવનારૂં છે. (૩) હે પાર્થ, તું નામર્દ ( ક્લીબ ) નહીં થા; તને એ છાજતું નથી. હે પરંતપ, ક્ષુદ્ર હૃદયની દુર્બલતાને છોડીને ઉભો થઇજા.

(૪) ( અર્જુન૦ ) હે મધુસૂદન, સંગ્રામમાં હું ભીષ્મ અને દ્રોણને બાણો મારીને કેમ લઢી શકું ? હે અરિસૂદન, એ બેય ( મારે ) પૂજવા જ યોગ્ય છે. ( ૫ ) કારણ કે, જરૂર, મહાનુભાવ ગુરૂઓને હણ્યા વગર આ લોકમાં ભીખ માગી ખાવું ય શ્રેયસ્કર છે; પણ અર્થની કામના વાળાય એવા ગુરૂઓને હણીને તો મારે અહીં રૂધિરમાં ખરડેલાજ ભોગોને ભોગવવાના થાય.

( ૬ ) વળી, અમે ( કૌરવોને ) જીતીયે, કે અમને એ

---

(૪) આના ઉત્તર માટે જુઓ ગીતા. ૨. (૧૧ થી ૨૦, અને ૩૨ થી ૩૭).

(૬) અર્જુનની બુદ્ધિ ફળનો નિર્ણય કરવામાં ગભરાય છે, અને અર્થની દૃષ્ટિએ એને માર્ગ સુજતો જ નથી. જો એ પોતે હારે તો વિનાશ ચોખ્ખો છે, કારણ કે, યુદ્ધમાં સ્હામા થઇ ગએલા કૌરવો એમને છોડે તેમ નથી. નાશી છુટતાંય અધર્મી કૌરવો એમને હારેલાને જીવવા દે તેમ નથી. વળી એમના વિજયમાં શત્રુ કૌરવોનો

( કૌરવો ) જીતે, તે બેમાંથી કયું અમને શ્રેયઃકર છે તે પણ અમે સમજી શકતા નથી; ( કારણ કે ) જેમને હણીને જીવવાનેય અમે નથી ઇચ્છતા, તેજ આ ધાર્તરાષ્ટ્રો તો ( યુદ્ધમાં અમારી ) સામેજ થઇ ગયા છે.

(૭) ( આમ ) દીનતાના દોષથી હણાયલી બુદ્ધિવાળો, અને (તેથી) ધર્મનો નિશ્ચય કરવામાં મૂઢ થએલા ચિત્તનો, હું તમને પૂછુંછું કે, ( અમારૂં ) શ્રેયસ્ હોય તેજ નિશ્ચય કરીને ( તમે ) મને કહો. હું આ તમારો શિષ્ય છું; તમારે શરણે આવેલાને મને ( હવે ) ઉપદેશ કરો. (૮) કારણ કે, આખી પૃથ્વીના નિરંકુશ સમૃદ્ધિ ભર્યા રાજ્યને કે દેવોના આધિપત્યને પામીનેય, આ ઇન્દ્રિયોને સોષી નાખતા શોકને કાઢી નાખે એવું કશુંય (હવે) મને સુઝતું નથી.

---

વિનાશ થયા વિના રહેજ નહીં; પણ પોતાના એવા વિજયને માટે સ્વબંધું કૌરવોનો નાશ આવશ્યક હોય તો વિજયનો જે અર્થ-પ્રયોજન છે, તેનીજ એવો વિજય મેળવતાં હાની થાય છે; કારણ કે સ્વબંધુને મારીને તો અર્જુનને જીવવાનીય ઇચ્છા નથી ! આવા બુદ્ધિના વિભ્રમમાં ધર્મના સંમોહથીજ અર્જુને ગીતા. ૧. ૪૬. અને ૨. ૫. માં શસ્ત્રરહિત થઈ મરવાની ઇચ્છાવાળું, અને ભીખ માગી ખાવાનું ક્ષત્રિયને અપયશ અને નામર્દાઇના લાંચ્છનવાળું વાક્ય કહ્યું છે. આવા પ્રસંગમાં પોતાની બુદ્ધિનો અહંકાર છોડી દઈ જ્યારે શિષ્ય બ્રહ્મવિદ્ ગુરૂને શરણે થાય, ત્યારેજ શ્રદ્ધાથી મેળવેલા જ્ઞાનવડે એને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય છે, એવો શ્રુતિનો અનુભવ છે. અને અર્જુનને અહીં એવોજ પ્રસંગ ઉપસ્થિત થતાં એક ઉત્તમ અધિકારીને યોગ્ય વિધિએ અર્જુન સાતમા શ્લોકમાં ભગવાનની કૃપાનોજ આશ્રય લેછે.

(૭-૮) અર્જુનને જે વિષમ પ્રસંગ અહીં પ્રાપ્ત થયો છે તેમાંથી એને માર્ગ નહીં જડતાં વળી સંસારની ભોગેચ્છા ઉપરથી એનો તમામ રાગ પણ ઉડીજ ગયો. જ્યાં આવો પ્રજ્વલિત વિરાગ પ્રકટ થાય, ત્યાંજ મનમાં આત્મજ્ઞાનની તીવ્ર જીજ્ઞાસાનો ઉદય થાય છે. આ અર્જુનની

(૯) ( સંજય૦ ) આ પ્રમાણે હૃષીકેશ( કૃષ્ણ )ને કહ્યા પછી, શત્રુઓને તપવનારો ગુડાકેશ ( અર્જુન ) "હું નહીં લઢું " એમ ગોવિન્દ પ્રત્યે બોલીને શાન્ત રહ્યો. (૧૦) હે ભારત, (પછી) બે સેનાની મધ્યે એવા શોકે ઢીલા થયેલા તે( અર્જુન )ને જાણે હસતા હોય તેમ હૃષીકેશ આવાં વચન કહેવા લાગ્યા:

(૧૧) ( ભગવાન૦ ) શોક નહીંજ કરવા યોગ્યને માટે તું શોક કરૂંછું, અને વળી વિદ્વત્તાની મોટી વાતો કરૂછું !

---

સ્થિતિને નચિકેતના વિરાગ સાથે સરખાવવી યોગ્ય છે. જુવો કઠ ૧. ( ૨૩ થી ૨૮ ); ૨. ( ૨–૩ ).

(૧૧) સર. બૃ. ૩. ૯. (૧૦–૧૮); અને બૃ. ૩. ૨. ૧૧. અને જ્યોતિ. 'પ્રાણ ગએલા' અને પ્રાણવાળા' એવા સ્પષ્ટ શબ્દો વાપરીને ભગવાન અહીં શારીર પુરૂષનોજ અર્થ પ્રકટ કરે છે. અને તૈજસ્‌ની અપેક્ષાએ આ શારીર પુરૂષ સ્થૂળ ભૂત હોઇ નાશવાન છે તેથી, અને ભૂતમાત્ર ઇશ્વરી નિશ્ચળ નિયમને અધિન છે એટલે જીવનું એના ઉપર અંકુશ નથી તેથી, આવા નિશ્ચળ નિયમનેજ અધિન અને નાંશવાન ભૂત પદાર્થોને માટે પંડિતો કદિ શોક કરતાજ નથી; અને તેનાં કારણ ભગવાન પોતેજ આગળના શ્લોકમાં સમજાવે છે. જે જન્મેલું છે તે અવશ્ય મરનારૂંજ છે, અને જે મરે છે તેનો અવશ્ય અન્વયી-ભાવ–જન્મ થનારજ છે, એવો નિશ્ચિત ઇશ્વરી નિયમ અનુભવાય છે; તેમાં શોક કરવો વૃથા છે, એમ પંડિતોનો યોગ્ય નિર્ણય છે. છતાં તું પંડિતાઇની વાતો કરતો એમને માટે શોક કરૂં છું તે આશ્ચર્ય છે, એમ ભગવાનનો અર્જુન પ્રતિ ઉપહાસ છે. ભીષ્મ, દ્રોણ, સ્વજનાદિ જે વિવિધ શારીર પુરૂષો છે, તેમનામાં આસક્ત થએલા અર્જુનને તેમના મૃત્યુને માટે શોક થયો છે. પણ આ વિવિધ વ્યક્તિયો શારીર–પુરૂષો તો અવશ્ય નાશવાન છે એમ ભગવાનનું કહેવું છે. આત્માના અજ્ઞાનથીજ આવી શારીર વ્યક્તિઓને માટે અર્જુન શોક કરેછે,અને તેમનેજ ભીષ્માદિના આત્મા રૂપે સમજે છે.

પંડિતો તો પ્રાણ ગએલા કે પ્રાણવાળા એવા(કોઇ)ની પાછળ શોક કરતા નથી.

(૧૨) હું ( પૂર્વે ) કદિ નહોતો એમ, કે તું કે આ નૃપતિયો નહોતા એમ, પણ નથી જ. વળી આપણે બધાય પાછા ( આ જન્મ પછી ) ભવિષ્યમાં નહીં હોઇએ એમ પણ નથી જ. ( ૧૩ ) દેહીઓ જેમ આ જ દેહમાં કૌમાર, યૌવન, કે જરાને ( વારા ફરતી ) પામે છે, તેજ પ્રમાણે ( એક દેહમાંથી

---

આ શારીર પુરૂષને વ્યાપીને રહેતો પ્રાણાત્મક જે તૈજસ્ પુરૂષ લિંગાત્મા છે, તેને ભગવાન પોતે દેહાન્તર કરતો પાછળના શ્લોક ૧૨–૧૩ માં વર્ણવે છે. પણ એ તજસ શરીરનીય પાર રહેલું તેનું પ્રેરક વિશુદ્ધ 'સદ્' આત્મતત્વ તો અમરજ છે, તે અજ છે, અને નિર્વિકાર છે, એમ પણ ભગવાન પાછળ શ્લોક ૧૭ માં ઉપદેશ કરેછે. જુવો જીવપ્રવેશ માટે છાંદો, ૬. ૩. ( ૨–૩ ). તેના લોકાન્તર ગમન માટે શ્વેતા. ૫. ( ૧૧–૧૪ ). પરમાત્મા માટે બૃહ. ૨. ૩. ૬; ૩. ૯. ૨૬. અને વિવિધ શરીરો–કોશો માટે તૈત્તિ. વલ્લી. ૨.

અહીં જે 'શોક' શબ્દ વાપર્યો છે. તે હર્ષ અને શોક બેયના અર્થમાં છે; કારણ કે સુખથી થતો હર્ષ ક્ષણિક હોઇને તે પાછો શોકમાંજ પરિણમે છે. એટલે જીવતાને માટે પણ શોકનો સંભવ છે.

જુવો, બૃહ. ૪. ૪. ૮ ની જ્યોતિ. પંડિતનું કર્મ નિષ્કામ હોઇને કર્મના બંધન વગરનુંજ છે. જુવો. ગીતા. ૪ ૧૯. 'હું નહીંજ લડું' એવો અર્જુનનો સંમોહ છે તે શાસ્ત્રના અધુરા જ્ઞાનનુંજ ફળ છે, તેથી તત્વનું સંપૂર્ણ જ્ઞાન કેવું, અને એવા 'કૃત્સ્નવિદ્' સંપૂર્ણ 'જ્ઞાની–યોગી'નું વર્તન કેવું હોય, તે જાણવાથીજ, તેને બરાબર સમજવાથીજ, તેવો સંમોહ વછુટેછે. તેથી યોગીનું કર્મ–વ્યવહાર એજ ગીતાનો પરમ ઉદ્દેશ બને છે. એનું ફળ અર્જુને પોતેજ ગીતા. ૧૮. ૭૩. માં કહ્યું છે.

(૧૨–૧૩) અહીં લિંગપુરૂષ તે મર્ત્ય સ્થૂળ દેહથી જૂદો છે, એવો વિવેક બતાવી દેહાન્તર ગમન કરનાર તો એવો લિંગાત્મા છે એમ ભગવાન કહે છે.

બીજા દેહમાં તેની )દેહાન્તર પ્રાપ્તિ થાય છે, ( તેથી ) ધીર ( વિદ્વાન )ને તે( દેહ )માંજ (તે હું છું એવો) મોહ થતો નથી.

( ૧૪ )હે કૌંતેય, ઇંદ્રિયોમાં (અહંભાવે) થતા (પ્રજ્ઞાના) સ્પર્શો શીત-ઉષ્ણ, કે સુખ-દુખને દેનારા છે. એવા તે જતા આવતા હોઇને અનિત્ય છે; (તેથી) તેમની હે ભારત, તિતિક્ષા ( ઉપેક્ષા )જ કર. (૧૫) હે પુરૂષર્ષભ, સુખદુ:ખને સમાન ગણનારા જે ધીર(વિદ્વાન્ ) પુરૂષને એવા સ્પર્શો પીડતા નથી તે ( પુરૂષ )જ અમૃતત્વને માટે કલ્પાય છે.

( ૧૬ ) જરૂર, (સ્વભાવે ) ' અસત્ ' હોય તેનો ભાવ (હોવાપણું, અસ્તિત્વ ) જણાતો નથી, અને 'સત્' નો અ-ભાવ ( નહીંહોવાપણું, અનસ્તિત્વ ) જણાતો નથી; પણ તે

---

(૧૪–૧૫) ઇન્દ્રિયોના સ્પર્શો માટે જુવો કૌષી. ૩, ૬. અને બૃ. ૪. ૫, (૮–૧૩). વળી સર. ગીતા. ૫. (૨૧–૨૨).

માત્રાઓ બે પ્રકારની છે. પ્રજ્ઞામાત્રા તે ઇન્દ્રિયોના આંતર, માનસિક વિષયો; અને ભૂતમાત્રા તે ઇન્દ્રિયોના બાહ્ય વિષયો. આ ઉભયમાં પ્રાજ્ઞનો તાદાત્મ્ય ભાવ થવો તેજ એમનો સ્પર્શ છે. આ માત્રાઓને આત્માજ બહાર કાઢે છે. જુવો. કૌષી. ૩. ૭. તેથી ઇન્દ્રિયો તે આત્માનીજ પ્રકટ થતી શક્તિયો છે. આમ તેમના બાહ્યન્તર વિષયો તે માત્રાઓ છે. મન, બુદ્ધિ, અને અહંકારવાળા લિંગાત્મામાં સુખદુ:ખને સમાન અનુભવનારૂ ચૈતન્ય તત્વતો તે બુદ્ધિ આદિ ભૂતોથી ભિન્ન છે, અને તેજ 'સદ્' છે એમ વિવેક કરી બતાવી, ભગવાન પાછળના તત્ત્વ જ્ઞાનના ગ્રહણ માટે અહીંજ ભૂમિકા તૈયાર કરેછે. માત્રાના અર્થ માટે વળી જુવો બૃહ. ૪. ૩. ૯. જ્યોતિ.

(૧૬) આગળના પંદરમા શ્લોક સુધી લૌકિક દૃષ્ટિ, અને કાળની અપેક્ષાએ નિત્યાનિત્ય વસ્તુનો વિવેક કરીને, જે અનિત્ય તેથી જતી આવતી વસ્તુઓ. છે, જેવાં કે ભીષ્માદિનાં શરીરો, તેમનો શોક કરવો

બેયનો ( દૃશ્ય જગત્‌માં કયું એવું સ્વભાવે ‘સત્ ’છે, અને

---

યોગ્ય નથી એમ કહીને, અહીંથી પાછળ હવે તત્ત્વ દ્રષ્ટિએ ‘સદ્,’ ‘અસદ્’ વસ્તુનો જ્ઞાનમાર્ગે નિર્ણય કહી બતાવી, અસત્ કે અનિત્યને માટે શોક કરવો ઉચિત નથી, અને સદ્ વસ્તુનો તો કદિ અભાવ–નાશ થતોજ નથી, તેથી તેનો પણ શોક હોયજ નહીં, એમ ભગવાનનો ઉપદેશ થાય છે. આ ‘સત્’ તે ‘Subject’ જ્ઞાતા છે, અને “અસત્” તે Object, જ્ઞેય છે. અને આ સત્ પોતે અવ્યય છતાં અજ્ઞાનીની દૃષ્ટિએ કાર્યોરૂપે એટલે “ અસત્ ” રૂપે થઇને પ્રવર્તિ રહ્યું દેખાય છે, એમ વારંવાર શ્રુતિએ કહ્યું છે. જુવો. છાંદો ૬. ૨. (૧–૪); તૈત્તિ. ૨. ૬. ૧. ઐત. ૧. ૧. બૃ. ૧. ૨. ૧. માં સદ્‌ની ભોગેચ્છાને ‘મૃત્યુ’ કહીને તેની વૃદ્ધિ થતી બતાવી છે. જુ. ગીતા ૧૩. ( ૨. ૩ ). આત્માથી જૂદું તે ‘અસત્’, નશ્વર, આર્ત, છે, એમ બૃ. ૩. ૪. ૨. માં પણ કહ્યું છે.

એવા જ્ઞેય માત્ર જગત્‌ને વિષે જ્ઞાતાની બે પ્રકારની બુદ્ધિ–જ્ઞાન હોય છે; એક તો વિશેષપણે જ્ઞાનના વિષય બનતા તમામ વિશિષ્ટ પદાર્થોનું જ્ઞાન, અને બીજું તે પદાર્થોની ઉપલબ્ધિ ‘આ છે’ એવું અનુભવાત્મક ભાન–જ્ઞાન. આ વિશિષ્ટ પદાર્થો, જેવા કે, નાશવાન ઘટ, પટ, રૂપે જે બુદ્ધિ છે તેને “ વિજ્ઞાન ” કહે છે; ત્યારે બધાય દસ્ય પદાર્થોની ઉપલબ્ધિમાં “ આ છે ” રૂપી જ્ઞાન જે સ્થિર છે, અને જે સર્વે બોધો–અનુભવોમાં એકજ રૂપે વિશેષણ રહિત અને નિશ્ચલ છે, ( જુવો કેન. ૨. ૪. ) તેને “ પ્રજ્ઞાન ” કહે છે. આવી રીતે સર્વ દૃશ્ય જગત્‌ના જ્ઞાન માત્રને “ વિજ્ઞાન ”, અને ‘ સદ્ ’ ‘ છે ’ રૂપને “ પ્રજ્ઞાન ” માં સમાવતાં, વિશિષ્ટ જ્ઞાન જે વિજ્ઞાન અને તેના પદાર્થો છે, તે નાશવાન છે ‘ અસદ્ ’ છે; અને એ સર્વ વિજ્ઞાનોમાં ‘ છે ’ એવા રૂપે જે નિર્વિશિષ્ટ, અને તેથી નિશ્ચલ એવું ‘ સદાત્મક ’ પ્રજ્ઞાન છે, તે ‘સદ્’ વસ્તુ છે, એવો તત્ત્વ નિર્ણય થાય છે.

ઘટ, કે પટનો નાશ થાય છે, એવો તો સર્વનો ચોખ્ખો અનુભવ છે. ‘ઘટ’ એવી જે વિશિષ્ટ વસ્તુ, તે ભાગી જતાં ઘટરૂપ નાશ પામે છે. તેમજ

કર્યું ' અસત્ ' છે એવો ) નિર્ણય તો તત્વદર્શીઓનેજ ખ-

માટી એવી વિશિષ્ટ વસ્તુ પણ એનું સ્વરૂપ પંચમહાભૂતમાં ભળતાં, એનો નાશજ થાય છે, તેથી આવા સર્વ વિશેષપણે બુદ્ધિમાં જણાય તેવા વિશિષ્ટ પદાર્થો નાશવાન છે, અને જો એ સ્વભાવે 'સદ્'જ હોય તો એમનો આવો નાશ–અભાવ નાજ થાય, છતાં એમનો અભાવતો આપણે સદા અનુભવી રહ્યા છીએ; તેથી તે સર્વે કાર્યાત્મક વિશિષ્ટ વિકારો 'અસદ્'જ છે. ( ગી. ૨. ૧૮ ). પરંતુ જે એ સર્વ અસદ્ વિષયોની ઉપલબ્ધિ, તે 'આ છે' એવી અનુભવબુદ્ધિ, ભાન, "પ્રજ્ઞાન", તે તો સર્વત્ર સદા સ્થિરજ છે. કારણ કે "આ ઘડો છે" એવી બુદ્ધિમાંનો 'ઘડો' ભાગી જતાંય "આ છે" એવી બુદ્ધિનો ઘડાના વિજ્ઞાનની સાથે નાશ નથીજ થતો. કારણ કે, ઘડો ગયો છતાં આ "છે" એવું પ્રજ્ઞાન અથવા 'સદ્' બુદ્ધિ પટમાં તો જણાય છે. (જુવો ગી. ૨. ૨૨.) જો એવી 'સદ્'-બુદ્ધિનોય નાશ થતો હોય, તો તેજ વખતે આ પટ 'છે' એવો જ્ઞાતાને બીજો અનુભવ થાયજ નહીં. જો કોઇ કહે કે, ભાગેલા ઘડાને વિષે તો "છે" એવી બુદ્ધિ નથી, તેથી તે 'સદ્'બુદ્ધિનો પણ નાશજ માનવો યોગ્ય છે; તો તેવો વાદ ખોટો છે. કારણકે ત્યાં ઘડો ભાગ્યા છતાં સદ્બુદ્ધિ–પ્રજ્ઞાન, જે જ્ઞાતા અને જ્ઞેય બેયનું અધિષ્ઠાન, તે તો છે જ. માત્ર તે જ્ઞાનનું અધિષ્ઠાન ઘડાના વિશેષણવાળું નથી; તેથી તેની એ બુદ્ધિ ઘટ, એવા વિશિષ્ટ પદાર્થ રૂપે પ્રકટ થતી નથી. જો એવી 'સદ્'બુદ્ધિજ ના હોય, તો એવા જ્ઞાતાથી પટને પણ કેમ અનુભવાય ? આવી ચૈતન્યાત્મક 'સદ્'બુદ્ધિ તેજ વિષય માત્રની "જ્ઞાતા" છે, તેમજ જ્ઞેયમાં એજ અધિષ્ઠાનરૂપે "આત્મા" છે. જુવો કૈવ. ૨. ૨; અ. બિં. ૧૪. અને તેનો અભાવ કદિ થતોજ નથી. માટે તેજ એકલી બુદ્ધિ 'સદ્, આત્મા' છે. તેથીજ ઐત. ૫. ૩ માં 'પ્રજ્ઞાન'ને "બ્રહ્મ" કહ્યું છે, અને લોકને "પ્રજ્ઞાચક્ષુ" કહ્યું છે. અને 'પ્રજ્ઞા'ને જગતની પ્રતિષ્ઠા કહી છે.

અહી ' ઘડો છે, ' કે, 'પટ છે' એમાં 'ઘડો' અને 'છે' એ બે બુદ્ધિયો તે "મોટો' 'ઘડો", કે "લાલ' 'પટ", જેવી બુદ્ધિયો નથી. આમાંની મોટો કે લાલ એ વિશિષ્ઠ બુદ્ધિયો પણ 'ઘડો' કે 'પટ' બુદ્ધિના જેવાં વિકારાત્મક વિજ્ઞાનોજ છે. કારણ કે તે વિશેષણ–વિકા-

અર હોય છે. ( તેને તું હવે શ્રદ્ધાથી સાંભળ.)

---

રથી બુદ્ધિમાં ભિન્ન પ્રકટ થતા પદાર્થોજ છે, અને તેથી તે વિશેષણો અને ઘટાદિ વિશેષ્યો એ ઉભય પદાર્થો 'અસદ્-બુદ્ધિ' આત્મક છે. જે 'સદ્'બુદ્ધિ છે, તે તો વિશેષણ રહિત કેવળ અનુભવાત્મક 'છે' એવાજ રૂપે છે. અને તે સર્વે વિશિષ્ટ વિષયોને તટસ્થ સાક્ષીરૂપે અસ્તિત્વ આપનાર 'પ્રજ્ઞાન' બ્રહ્મ, 'સદ્'બુદ્ધિ આત્માજ છે, જેના વિના કોઇપણ જ્ઞેયનો સંભવ, કે હયાતી જ બની શકતી નથી. જુવો કેન. બીજો ખંડ.

આ કેવળ 'સદ્'સ્વરૂપ "પ્રજ્ઞા", અથવા "પ્રજ્ઞાન", અથવા 'નિશ્ચલ બુદ્ધિ'ને ઇન્દ્રિયો પોતપોતાના વિષયોમાં ખેંચી જઇને તેને વિજ્ઞાનો રૂપે બનાવી તેના સ્વરૂપમાંથી વિહ્વલ કરી નાખે છે; તેનું વર્ણન ગીતા. ૨. ૬૭. માં ભગવાનેજ કર્યું છે. અને ત્યારે આ 'જ્ઞ' રૂપ 'પ્રજ્ઞાત્મા' ઇન્દ્રિયોમે હાથે ચઢીને વિષયોનો ભોગ કેવી રીતે કરે છે, તે કૌષી. ૩. ૬. માં શ્રુતિએ પ્રકટ કર્યું છે. અને પ્રજ્ઞા પોતાનાં અંગો રૂપી ઇન્દ્રિયોને અને તેમના વિષયોને કેવી રીતે બહાર કાઢે છે તે પણ કૌષી. ૩. ૫. માં શ્રુતિએ બતાવ્યું છે. સરખાવો જ્યુઇશ તત્વવેત્તા ફાઇલોના એવા વિચારો:

"Not, indeed, in the characteritics of his (man's) body, for God has no outward form, but in the intelligence which has supremacy in his soul. For the intelligence which exists in each individual, is made after the pattern of the intelligence of the universe as its archetype, being in some sort, the God of the body which carries it about like an image in a shrine. The intelligence occupies the same place in man, as the great Governor occupies in the universe, being itseself invisible while it sees everything, and having its own essence hidden while it penetrates into the essences of all other things." Evolution of Theo. vol. Greek II Page 203–4 E. Caird. 'બુદ્ધિમાં ભોગભાવ તે જીવ, અને સાક્ષીભાવ તે ઇશ્વર'.

આ સદાત્મા નિર્વિશિષ્ટ અને નિશ્ચલ હોઇ બુદ્ધિના વ્યવહારમાં આવીને વિજ્ઞાનનો તે વિષય બની શકતો નથી, તેથીજ તેને મન અને બુદ્ધિની પારનો કે બુદ્ધિના કાર્યકારણ સંઘાતના બંધનની પારનો

(૧૭) જેણે (આત્માએ) કરીને આ સર્વ દૃશ્ય વિસ્તરી રહ્યું છે, તે અવિનાશી 'સત્' છે, એમ તું જાણ. એવા અવ્યય (નિશ્ચળ પરમ-આત્મા)નો કોઇ વિનાશ કરી શકે તેમ નથી. (૧૮) અને તે નિત્ય, અવિનાશી, અને અચિંત્ય (अप्रमेय) એવા શરીરી(કાર્યભૂત શરીરોના પ્રેરક પરમાત્મા)ના આ (વિકારાત્મક) દેહોને તો (તત્વવેત્તાઓએ)નાશવાન (તેથી અસદ્)જ કહ્યા છે; તેથી (પણ) હે ભારત, તું યુદ્ધ કર.

(૧૯) એ (શરીરી) હનન કરનારો છે. એમ જે જાણે છે, કે એ પોતે હણાય એવો છે એમ જે માને છે, તે બેયને

---

શ્રુતિ પ્રગટ કરે છે. સર. બૃહ. ૩. ૭. ૨૩. જ્ઞાતા અને જ્ઞેયના 'સદ્' અધિષ્ઠાન માટે જુવો ગીતા. ૬. ૨૯. જ્યોતિ. શ્વેતા. ૫. ૭.

આવું તત્ત્વજ્ઞાન જે પોતે તત્ત્વદ્રષ્ટા હોય નહીં, તેને તો અભ્યાસને આવશ્યક શ્રદ્ધાથીજ પ્રથમ પ્રાપ્ત કરવું પડે છે. કારણકે તે અજ્ઞાની શિષ્યના પોતાના અનુભવની પારનું છે, તેથી શ્રદ્ધાવાળોજ થઈને તેવા જ્ઞાનને તે પ્રાપ્ત કરી શકે છે. જુવો. ગીતા. ૪. ૪૦. અને ૧૭. ૩ જ્યોતિ.

(૧૭) સર છાં. ૭. ૨૬. ૧; કૈવ. ૧. (૧૫ થી ૧૯). અહીંથી સત્ અને અસદ્નો વિવેક શ્રુતિ અનુસાર ભગવાન સ્પષ્ટ કરી બતાવે છે. વળી જુવો બૃહ. ૨. ૫. (૧૮–૧૯). 'જેણે કરીને' એટલે કે જે સદ્ના આશ્રયે રહીને આ જ્ઞાતા–જ્ઞેય અને જ્ઞાનના સંઘાતવાળું દશ્યાત્મક સર્વ જગત્ વિસ્તરી રહ્યું છે.

(૧૮) સર. છાં. ૮. ૧૨. ૧. વળી વિકાર માત્ર માયાનું પરિણામ છે અને તે સર્વ નાશવાન છે. જુવો. છાંદો. ૬. ૧. ૫. માયાથી પણ અસંગ એવા 'સદ્'ને 'પરમ અક્ષર' કહે છે. જુવો. ગી. ૮. ૩. જ્યોતિ. માયાના સંગીને પણ 'અવ્યક્ત' અને વળી 'અક્ષર' પણ કહ્યો છે, તે જુવો ગી. ૮. (૨૦–૨૧)માં. અસત્ જગત્ની અપેક્ષાએજ ત્યાં એને 'સત્' કહ્યો છે. જુવો. ગી. ૧૧. ૩૮. અને એવું 'સદસત્' તે જ્ઞેય છે એમ ગીતા ૧૩. ૧૨માં કહ્યું છે.

(૧૯) જુવો. કઠ. ૨. (૧૮, ૧૯); બૃ. ૨. ૫. ૧૯. ગીતા. ૧૮. ૧૭.

ખબરજ નથી, કે એ ( કોઇને ) હણતોય નથી, કે ( પોતે ) હણાતોય નથી. (૨૦) એ કદિ જન્મતો નથી, કે મરતો નથી, કે પહેલાં થઇને પછી પાછો નહીં થનારો એવો નથી. (એટલે કે ) એ અજ (છે), નિત્ય, શાશ્વત્ (છે). એવો પુરાણ (સદ્, આત્મા ) હણાતા એવા શરીરમાંય હણાતો નથી. (૨૧)એવા અવિનાશી, નિત્ય, અજ, અવ્યયને જે ( પોતાનાજ આત્મારૂપે) ઓળખેછે એવો પુરૂષ તે, હે પાર્થ, કેમ અને કોને હણાવેછે, કે કોને હણે છે ? (કોઇને નહીં). (૨૨) જેમ પુરૂષ જૂનાં વસ્ત્રોને ત્યજી દઇને બીજાં નવાંને પહેરે છે, તેમજ જીર્ણ થએલાં શરીરોને ત્યજી દઇને દેહી (સદ્) નવાં શરીરોએ જોડાય છે (પ્રકટ થાય છે). (૨૩) એવા(આત્મા)ને શસ્ત્રો છેદી શકતાં નથી, કે અગ્નિ બાળી શકતો નથી. વળી એને પાણી પલાળી શકતું નથી, કે વાયુ સોષી શકતો નથી. (૨૪) જરૂર, એ છેદાય નહીં એવો, બળાય નહીં એવો, પલળે નહીં એવો, કે સોષાય નહીં એવો છે; (એટલે) તે નિત્ય, સર્વવ્યાપક, સ્થિર, નિશ્ચલ અને સનાતન

---

(૨૦) સર. બૃ. ૨. ૩. ૬; ૩. ૯. ૨૬; ૪. ૨. ૩; ૪. ૫. ૧૩; ૪. ૪. ૨૨. આદિમાં 'આત્મા'નું પરમ સ્વરૂપ બતાવ્યું છે. પુરાણ એટલે કારણ ભાવમાં નિત્ય પૂર્વે હતો તેથી જૂનો છતાં, માયિક કાર્ય દર્શનમાં રોજ નવો જણાતો એવો. જુવો કઠ. ૨. ૧૨. જ્યોતિ.

(૨૧) સર. છાં. ૬. ૮. ૭. સર્વનું આત્મ સ્વરૂપ 'સત્', તેજ તારો આત્મા છે, તેજ સર્વનો આત્મા છે, એવો ત્યાં શ્રુતિનો બોધ છે.

(૨૨) અહીં "દેહી"શબ્દ તે લોકાન્તરમાં જતા લિંગદેહયુક્ત જીવાત્માના અર્થમાં નથી, પણ જે પરમાત્મા ભૂતોનું અધિષ્ઠાન થઇને તેમના ગુણોનો પ્રેરક બને છે,અને જેનું લિંગદેહમાં પણ પડતું પ્રતિબિંબ જીવ કહેવાયછે, તે સર્વવ્યાપક 'સદ્'નાજ અર્થમાં છે. જુવો ગીતા.૨. ૧૮. એજ ક્ષેત્રજ્ઞ છે. જુવો ગી.૧૨. ૩.

(૨૩) સર. બૃહ. ૩. ૯. ૨૬. આદિમાં પરમાત્માનું દર્શન.

છે. (૨૫) આવો એ( આત્મા ) 'અવ્યક્ત' (કદિ વિશેષતાને નહીંજ પામેલો એવો ) છે, ( તેથી ) એ ( બુદ્ધિથી ) શોધાય નહીં એવો (અચિન્ત્ય) છે, (એટલે) એને 'અવિકાર્ય' (વિકારના સંભવરહિત) કહેવાય છે. તેથી, એને એવોજ ઓળખીને તારે ( કોઇનો ) શોક કરવો યોગ્ય નથી.

(૨૬) હવે, કદિ તું એવા( આત્મા )ને (સ્થૂળ શરીરોની સાથેજ ) રોજ જન્મતો અને રોજ મરતો માનતો હોઉં, તો પણ હે મહાબાહો, એને માટે શોક કરવો તને ઘટતો નથી. (૨૭) કારણ કે, જન્મેલાનું અવશ્ય મૃત્યુ (થાય) છે, અને મરેલાનો અવશ્ય જન્મ ( થાય )છે; એટલે ટાળ્યું નહીંજ ટળે એવાને અર્થે તારે શોક કરવો યોગ્ય નથી.

(૨૮) હે ભારત,ભૂત માત્ર આરંભે અવ્યકૃત (કારણમાં અદ્રશ્ય) છે, મધ્યે વ્યકત (કાર્યરૂપે દ્રશ્ય)થાય છે, અને અંતે (પાછું) અવ્યકત(અદૃશ્ય)જ થાય છે; ત્યાં પછી શોક શો

---

(૨૫) અચિંત્ય સ્વરૂપ માટે વળી જુવો. કઠ. ૨. ૨૩; કઠ. ૨. (૮, ૧૩.) કઠ. ૬. ૧૩. એ સ્વાનુભવેજ પ્રકટે છે. વળી જુવો ગીતા.૧૧.૧૭; કઠ.૩. ૧૨,જ્યોતિ.ત્યાં એ સૂક્ષ્મ તત્વના જોનાર—અનુભવનારને તેમની ઝીણી અને કુશાગ્ર બુદ્ધિએ જણાય છે, એમ કહ્યું છે. આ બુદ્ધિ તે પ્રમાણોથી વસ્તુનો નિર્ણય કરનારી નહીં, પણ જ્ઞાનાનુભવવાળીજ સમજાય છે.

(૨૬) અહીં હવે વિપક્ષે ભગવાન અર્જુનને યુદ્ધ કરવાનું બીજું પણ કારણ બતાવે છે કે, કદિ શરીરનેજ તું પુરૂષ ગણું, તોય તારે યુદ્ધમાં લડતાં ડરવાનું યોગ્ય કારણ નથી; કારણ કે શરીર તો અવશ્ય મરવાનું જ છે તેથી એને માટે તો પંડિતને શોક હોયજ નહીં.

(૨૭) અહીં વળી ભગવાન વ્યવહારમાં નિત્ય અનુભવાતું ભૂતમાત્રને લાગુ પડતું સત્ય પ્રકટ કરે છે; તત્વદષ્ટિનું નહીં.

(૨૮) ભૂતમાત્ર એટલે આખું કાર્યાત્મક જગત. કારણમાંથી જુદુંજ કાર્ય રૂપે પ્રકટતું આ જગત એવા કાર્યરૂપે પ્રકટ થતા

કરવો ? (૨૯) આવા (ભૂતોના થતા કાર્યાત્મક દર્શન )ને કેટ-

પૂર્વે અદૃશ્યજ હતુ, અને તે એવા કાર્ય રૂપે રહે છે ત્યાં સુધીજ દેખાય છે, અને નાશ થતાં એનું કાર્યાત્મક રૂપ પાછું અદૃશ્યજ થઇ જાયછે. અર્થાત્ આ ભૂત માત્ર, જેમાં સજીવ કે નિર્જીવ સર્વનો સમાવેશ થાય છે, તેમજ મહત્થી માંડી કીડી સુધી પ્રાણી માત્ર આવી જાય છે, તેમનું એવું કાર્યાત્મક શરીર જો અવશ્ય નાશવાન છે, તો પછી તેને માટે શોચ શો કરવો ?

(૨૯) કારણથી જૂદુ દેખાતું આવું કાર્યદર્શન સાધારણ બુદ્ધિને આશ્ચર્ય કારક લાગે છે; કારણ કે, પ્રથમ નહી છતાં તે ઉત્પન્ન થાય છે, અને લય થતાં પાછું અદૃશ્ય થાય છે, ત્યારે એ આવે છે ક્યાંથી અને જાય છે ક્યાં ? તે સામાન્ય મનુષ્યથી સમજાતું નથી. કાર્યનું સ્વરૂપ પ્રકટ જોતાં એના કારણનું તેજ ક્ષણે આપણને ભાનરહેતું નથી, એટલે તે કાર્ય પ્રથમ નહી છતાં નવું ઉત્પન્ન થાય છે એમજ દેખાય છે. વિચાર કરતાં સમજાય છે કે વસ્તુતાએ તો કારણથી એ ભિન્ન હોઇજ ના શકે, કારણ કે ભિન્ન હોય તો કારણ વિના પણ કાર્ય બની શકે, અને કારણનો નાશ થયા છતાં એનો નાશ પણ નહીં થાય; છતાં આપણો અનુભવ એથી વિરૂદ્ધ છે. જુવો. બ્ર. સૂ. ૨.૧.૧૪. જો ભિન્ન ના હોય તો એવું દેખાય છે તેનું કેમ ? કારણ કે અધિષ્ઠાનાત્મક કારણમાં જ એવી માયા શક્તિ છે, કે અમુક પ્રસંગે કારણજ પોતે જૂદા કાર્યરૂપે દેખાય એજ શક્તિનો પ્રેરક પરમાત્મા જ્યારે ભોગેચ્છાએ વ્યાપ્ત થતાં દ્વૈતભાવે પ્રકટે છે, ત્યારે 'સ્વ'ભાવના ઉપર અજ્ઞાનનું આવરણ આવે છે; અને એવી અવિદ્યાથી જીવ ભાવને કારણજ ઇશ્વર–પ્રેરિત શક્તિના બળે કાર્યરૂપે જૂદુ દેખાયછે, જો કે વસ્તુતાએ તો કારણ 'સ્વ'રૂપમાંથી જરાય ચળતું નથી. જુવો વળી વિ. ચૂ. ૨૨૯ થી ૨૩૮. ભોક્તાના ભોગાર્થેજ આ માયા–શક્તિ કાર્યાત્મક ભાવે દૃશ્ય થાય છે. જુવો શ્વેતા. ૧. ૯. વસ્તુસ્થિતિ આમ હોઇને આ ચલાયમાન કાર્યાત્મક ભૂતોનું કારણ કૂટસ્થ 'સત્'-બ્રહ્મ તો કદિ હણાતુંજ નથી; એતો સદા, સર્વ સ્થિતિમાં સ્થિર અને નિશ્ચળ છે, અને ભૂતોનું ખરૂં સ્વરૂપ પણ એજ છે, તેથી શ્લોક ૩૦ માં ભૂતોના શરીરને માટે જરાય શોક કરવા યોગ્ય નથી એમ ભગવાનનો સ્પષ્ટ ઉપદેશ છે. સર. ગૌ. કા. ૪. (૪૭.થી૫૭.)

લોક એ આશ્ચર્ય હોય એમ જુવેછે, તો કેટલાક એ આશ્ચર્ય હોય એમ એની વાતો કરે છે, વળી કેટલાક એ આશ્ચર્ય હોય એમ સાંભળી રહે છે! અને ( વારંવાર ) સાંભળ્યા છતાં પણ એને કોઇ ઓળખતું નથી! (૩૦.) હે ભારત, બધાયના દેહમાંનો દેહી (અધિષ્ટાન રૂપે રહી ભૂત માત્રનો પ્રેરક આત્મા ) સદા હણાય નહીં એવો-અવધ્ય છે, તેથી કોઈ પણ ભૂતોને માટે તારે શોક કરવો યોગ્ય નથી.

(૩૧) વળી તારો સ્વધર્મ વિચારીને પણ કંપવાજેવું નથી; કારણ કે ક્ષત્રિયને ધર્મ્ય યુદ્ધથી બીજું કશુંય શ્રેયઃકર નથી. (૩૨) અને હે પાર્થ, યદૃચ્છાએ પ્રાપ્ત થએલું સ્વર્ગના ખુલ્લા દ્વાર જેવું આવું યુદ્ધ તો ભાગ્યશાળી ક્ષત્રિયોને જ મળેછે. (૩૩) કદિ આવું ( આવી મળેલું ) ધર્મ્ય યુદ્ધ તું નહીં કરૂં તો, તેમ કરીને તો સ્વધર્મ અને કીર્તિને ત્યજીને તું પાપનેજ પામીશ. (૩૪) અને વળી લોકો તારી અખંડ અપકીર્તિજ કરશે;અને સંભાવિત(પ્રતિષ્ઠિત)પુરૂષને અપકીર્તિ તો મરણથી પણ અધિક છે. (૩૫) મહારથીઓ તને રણ-

---

જુવો કઠ. ૨. ૭. માં આત્માના દર્શનને યથાર્થ સમજનારને કે સમજાવનારને એક આશ્ચર્ય જ ગણ્યું છે.

(૩૧) અહીં વળી ભગવાન યુદ્ધ કરવાનો જ નિર્ણય યોગ્ય છે એમ બીજી યુક્તિએ અર્જુનને સમજાવે છે. આ યુક્તિમાં સમાજની વ્યાવહારિક દૃષ્ટિ વિચારી છે.

(૩૩) જો યુદ્ધ નહીં કરૂં તો સ્વર્ગ ખોઇશ, અને વળી અપકીર્તિને પામતાં સ્વધર્મના તિરસ્કારથી પાપમાં પડીશ, એમ ઉભય તરફથી ગેર-લાભજ થશે. યુદ્ધ કરતાં તો શ્લોક ૩૭ માં ભગવાંન કહે છે, કે જીવીશ તો પૃથ્વીને ભોગવીશ, અને મરીશ તો સ્વર્ગને ભોગવીશ, તેથી તારે યુદ્ધ કરવુંજ શ્રેય છે.

માંથી ડરીને નાશી ગયેલોજ માનશે, અને જેમનામાં તું બહુ માનીતો થયોછું તેમનામાં તું હલકો પડીશ. (૩૬) તારા સામર્થ્યની નિંદા કરતા તારા શત્રુઓ નહીં બોલવાના બોલ બોલશે, અને તેથી વધારે દુઃખ બીજું કયું હશે વારૂ ? (૩૭) ( યુદ્ધ કરતાં તો ) કાંતો હણાઇને તું સ્વર્ગને પામીશ, અથવા જીતીને તું મહીને ભોગવીશ. તેથી હે કૌંતેય, યુદ્ધ કરવા નિશ્ચય કરીને ઉભો થા.

( ૩૮ ) સુખ-દુઃખને, લાભ-અલાભને, કે જય-અજયને સરખાં કરી(માની)ને તું યુદ્ધ કરવાને તૈયાર થા; એમ કરતાં તને પાપ નહીંજ લાગે.

(૩૯) આટલી મેં તને ( યોગીની ) સાંખ્ય( જ્ઞાન ) માં ( સ્થિર થએલી ) બુદ્ધિ( દૃષ્ટિ—નિષ્ઠા ) કહી બતાવી.

---

(૩૮) જ્ઞાનીની સંન્યાસ બુદ્ધિનો ઉપસંહાર કરતાં ભગવાન કહે છે, કે પાપ માત્ર કર્મ કરતાં તેના ફળની ભોગેચ્છાવાળી આસક્તિમાંજ રહ્યું છે. ફળની આસક્તિ રહિત પ્રકૃતિએ થતું કર્મ થવા દેવામાં કદિ પાપ નથીજ, એવો ભગવાનનો સ્પષ્ટ ઉપદેશ છે. તેથી સંન્યાસનો અર્થ કર્મ નહીંજ કરવામાં નથી, પરંતુ આસક્તિ રહિત પ્રકૃતિએ થતું કર્મ થવા દેવું તે પણ સન્યાસજ છે, એમ ભગવાનનું સ્પષ્ટ કહેવું છે. અને આ વિચાર સન્યાસ અને યોગ બન્નેને સમાન છે, તેથી તે ઉભય નિષ્ઠાનું યથાર્થ સાંધણુ બને છે. આથીજ ભગવાને સન્યાસ અને યોગનાં સંધીસ્થાન રૂપે અહીં એજ વિચારથી સંન્યાસ બુદ્ધિનો ઉપદેશ સમાપ્ત કરીને આગળના શ્લોકથી કર્મયોગ બુદ્ધિ-નિષ્ઠાનો ઉપદેશ શરૂ કરેછે.

(૩૯) 'સત્'અને 'અસત્'નો વિવેક આમ સ્પષ્ટ કરીને આત્માને સત રૂપે ઓળખનાર જ્ઞાનીની બુદ્ધિની સ્થિતિનું અહીં સુધી સ્પષ્ટીકરણ કર્યું, અને અર્જુનને કહ્યું, કે હે અર્જુન, પંડિત જે પૂર્ણજ્ઞાની હોય છે તે તો આત્મા અજ અને અમર છે એમ માની, તું ડરણું તેમ મરવાને કે મારવાને ડરતો નથી. વળી, નામર્દ વૃત્તિ કરવાનું કે કાયર

હવે, તું ( એવા જ્ઞાન )યોગમાં ( થતી ) આવી ( કર્મ ) બુદ્ધિને વિષે સાંભળ, જે બુદ્ધિવાળો થતાં હે પાર્થ, તું

થઇને નાશી જવાનું પણ તે કરતો નથી. એતો પ્રકૃતિએ થતા સ્વાભાવિક કર્મમાં વિના આસક્તિએ પ્રવૃત્ત થાયછે જ. પણ અહીં એમ શંકા થાય કે સત્ તો નિર્વિકાર, અજ, અને અમર છે, અને એવી સ્થિર બુદ્ધિ થઈ, તો પછી પુરૂષને અસત્ વસ્તુમાં કાંઇજ અર્થ રહ્યો નથી, તેથી પ્રવૃત્તિમાં તે કેમ પડે? ભગવાન કહે છે, કે એવાને તો પ્રવૃત્તિમાં નહીંજ પડવું એમ પણ ના જ હોય. એટલે આત્મભાવમાં આરૂઢ થએલાને નિવૃત્તિ અથવા સન્યાસ, અને પ્રવૃત્તિ અથવા કર્મ, એ બેય સરખાંજ હોવાં જોઇએ. જુવો ગી. ૩. ૧૮. આ સિદ્ધાન્ત પ્રમાણે એવા આત્મવાન–યોગી અથવા કૃત્સ્નવિદ્‌નો જગત્ વ્યવહાર બે પ્રકારનો ચાલે છે, છતાં એ ઉભય નિષ્ઠા અથવા બુદ્ધિસ્થિતિવાળાની જ્ઞાનાવસ્થા તો એક સરખી આત્મભાવમાંજ નિશ્ચળ છે. એટલે આત્મતત્વનો વિવેક કરીને એવા જ્ઞાનીની સ્થિતિની નિવૃત્તિવાળી સાંખ્ય નિષ્ઠા અથવા સન્યાસ બુદ્ધિમાં તો હવે વિશેષ કહેવાનું કાંઇ રહેતું નથી. પરંતુ જ્ઞાની અથવા યોગીની જે પ્રવૃત્તિવાળી કર્મનિષ્ઠા અથવા યોગબુદ્ધિ છે તેને વધારે સમજાવવાની જરૂર હોવાથી ભગવાન એવો બ્રહ્મસ્થ જ્ઞાની-યોગી કેવી રીતે કર્મને કરે છે તે અર્જુનને ઉપદેશે છે. અને વળી અર્જુનને કહે છે કે, સંન્યાસવૃત્તિ કરતાં યોગીની કર્મવૃત્તિ વધારે શ્રેષ્ઠ છે, તેથી પણ તું યુદ્ધજ કર. ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણનો એવો સચોટ ઉપદેશ છે,કારણકે યોગમાં આરૂઢ થયેલા યોગીનાં કર્મ એને જરાય બંધનકારક નથી. આ બુદ્ધિએ પ્રવર્તતાં પુરૂષ કર્મને કર્યાં છતાં કર્મનાં બંધનને છોડીજ નાખે છે; એટલે એ ખરો સન્યાસીજ છે. જુવો. ગી. ૩. (૮, ૧૯), ગી. ૫. ૨; ૬. (૧–૩); ૧૮. ૧૦. ઇશા. ૧–૩ જ્યોતિ.

આવો જે કર્મનિષ્ઠાનો બોધ ભગવાને ગીતામાં કર્યો છે, તે યોગી અથવા જ્ઞાની એટલે આત્મવાનનીજ નિષ્ઠા છે. આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા એવા અજ્ઞાનીની એ નિષ્ઠા નથી, કારણ કે આ નિષ્ઠાની પ્રસંશા કરતાં ૪૬મા શ્લોક સુધી જે સ્થિતિ વર્ણવી છે તે કેવળ

કર્મનાં બંધનને વછોડી નાખીશ. ( ૪૦ ) આવી(બુદ્ધિ)માં અભિક્રમનો નાશ થતો નથી, કે પાછું પડવાનું થતું

---

આત્મજ્ઞાનીનીજ સ્થિતિ છે. આ નિષ્ઠાવાળાને જ ગીતામાં વારંવાર બ્રહ્મવિદ્, કૃત્સ્નવિદ્,યોગી, જ્ઞાની એમ કહીને વર્ણવ્યો છે. જુવો. ગી. ૨. (૪૮–૫૩, ૫૯); ગી. ૩.૨૫.

જે યોગનિષ્ઠા યોગીને જ્ઞાનદશામાં સ્વાભાવિક છે, તેને અજ્ઞાનીઓ મોક્ષાર્થે ઉપાસનાના સાધન તરીકે વાપરતાં તે ફળેછે એ સત્ય છે, પણ જે નિષ્ઠાનો અહીં ઉપદેશ કર્યો છે તે તો યોગીનીજ સ્થિતિ છે. અહીં બધે 'સાંખ્ય'શબ્દને જ્ઞાનીના સ્થિર બુદ્ધિવાળા 'સન્યાસ'ના, અને'યોગ' શબ્દને એવા જ્ઞાનીના પ્રવૃત્તિમય 'કર્મ'નાજ અર્થમાં વાપર્યા છે.

(૪૦) 'આવીમાં' એટલે શંકરાચાર્ય પ્રમાણે " **मोक्षमार्गे कर्मयोगे** " એટલે કે મોક્ષમાર્ગની યોગબુદ્ધિમાં. જ્ઞાનમાર્ગની સાંખ્ય અથવા સન્યાસ બુદ્ધિમાં એકલી નિવૃત્તિનુંજ સેવન છે, એટલે ક્રિયાના અભિક્રમનો તો ત્યાં સંભવજ નથી. નિરાસક્ત કર્મ તે ફળની સાથે સદા સમવેત એવું કર્મ નથી, જેથી ત્યાં એવું કર્મ કરતાં કર્તાને તેના ફળનું ભોગ રૂપી બંધન નથી. જુવો. ઇશા (૧–૨.) સાધારણ વ્યવહારમાં બધાં કર્મ ફળની જોડે સમવાય સંબંધેજ કરાયછે, અને તેનો કર્તા ફળની ઇચ્છાએજ તેમને આચરેછે. પણ તેવું આચરણ બધાય નિયમે સંપૂર્ણ હોય તોજ તેના ઇચ્છિત ફળમાં તે પરિણામ પામેછે; જો એવું કર્મ પૂર્ણ થતાં કાંઇ વિઘ્ન આવે તો તેને અર્થે લીધેલો બધો પરિશ્રમ વખતે નિષ્ફળ પણ જાય છે. આવાં અનેક કર્મકાંડીઓનાં કર્મો હોય છે,કે જેથી ત્યાં અભિક્રમનો અથવા આરંભેલાનો નાશ થાયછે. વળી આવાં કર્મ સંપૂર્ણ કર્યા પછી, તેનું ફળ પ્રાપ્ત થતાં તેને પુરૂ ભોગવી લીધું એટલે પાછું નીચેજ પડવાનું થાય છે, તેથી આવાં કર્મમાંથી પાછું પડવાનું પણ થાય છે. પણ નિષ્કામ કર્મમાં તો આવું ફળજોડે સમન્વેત કર્મજ નથી (ગી.૫.૭), જેથી ફળ રૂપી બંધનનો ત્યાં અભિક્રમજ નથી, એટલે સંપૂર્ણ કર્મના અભાવે ફળનો નાશ પણ નથી. વળી જ્ઞાનીને કર્મના ફળમાં આસક્તિ નથી, એટલે કર્તાનું એમાં ભોક્તૃત્વજ થતું

નથી; આવા (યોગબુદ્ધિવાળા) ધર્મનું અલ્પ ( આચરણ ) પણ મહાન ભયમાંથી તારે છે. (૪૧.) નિશ્ચિત એકજ નિર્ણયવાળી (व्यवसायात्मिका) બુદ્ધિ તો, હે કુરૂનંદન, એકલી આવા (યોગ)માર્ગમાંજ છે; કારણ કે બહુ શાખાવાળી અને અનંત બુદ્ધિદૃષ્ટિયો અનિશ્ચિત નિર્ણયવાળાઓ-નીજ હોય છે.

(૪૨) હે પાર્થ, ( યજ્ઞાદિ સિવાય ) બીજું કશું ( કરવા જેવું ) નથી એમજ કહેનારા, અને વેદના વાદમાંજ મંડયા

---

નથી, તેથી ભોગને અંતે તેને પતનનો સંભવ પણ નથી. વળી આવા નિરાસકત કર્મના અલ્પાચરણથી પણ મહાન ભયમાંથી તરાય છે, કારણકે સાધારણ પ્રત્યેક કર્મ બંધનમાંજ નાખતું જાય છે એવો જે મહાન ભય છે, તેમાંથી તો આવું નિરાસકત કર્મ જેટલે અંશે આચરાયું તેટલે અંશે તો અવશ્ય તે પાપમાંથી ઉગારે છેજ, કારણકે એ કર્મનું બંધન તેટલા પુરતું તો લંબાતુ નથીજ, અને કર્મના અસ્ખલિત નિયમના બંધનવાળા દુ:ખમાંથી એ કાંઈ ઓછો વિરામ નથી. વળી આવી નિષ્કામ વૃત્તિથી સંતત થતાં જન્મ જન્માન્તરનાં અનારબ્ધ કર્મોનો નાશજ થાય છે, અને નવાં કર્મ થતાં નથી; એટલે શરીર પડતાં કૈવલ્ય મુકિતજ થાય છે. જુવો. છાં. ૪. ૧૪. ૩; છાં. ૫. ૨૪. ૩; મું. ૨.૨.૮; જુવો. બ્ર. સૂ. ૪. ૧. (૧૩–૧૯). સર. ગીતા. ૨.૫૩; ૨.૬૬.

(૪૧) વ્યવસાયાત્મિકા બુધ્ધિ એટલે પ્રમાદ રહિત પ્રમાણો વડે નિશ્ચય કરીને એકજ લક્ષ્ય–મોક્ષમાં અભિનિવેશ પામેલી બુધ્ધિ, અથવા ભાવનાયુક્ત બુધ્ધિ–દૃષ્ટિ. અનેક ભોગવાળી, અનેક લક્ષ્ય સાધવા મથતી, કર્મિઓની વિહ્વલ બુધ્ધિને આની અપેક્ષાએ અવ્યવસાયાત્મિકા કહી છે. સર. ગીતા. ૨. ૫૩; ૨.૬૬. સાંખ્યમાં સ્થિરબુદ્ધિ તો નિવૃત્તિમય છે; યોગબુદ્ધિજ પ્રવૃત્તિના આશ્રયવાળી છે. આવી પ્રવૃત્તિમાં, તેથી, એકજ નિશ્ચયવાળી બુદ્ધિ તો યોગ બુદ્ધિજ હોઇ શકેછે. ફળ ભોગની પ્રવૃત્તિ અનેક માર્ગે દોરી જાય છે, એમાં પરમાત્માની જ પ્રાપ્તિના જેવો મોક્ષાત્મક એકજ નિશ્ચિત નિર્ણય નથી.

રહેલા, ( કર્મકાંડી ) અવિદ્વાનો જે એવી ફુલાવી ફુલાવીને વાતો કરે છે, (૪૩) તે તો ( વિષયોની ) કામનાવાળા અને સ્વર્ગનેજ ઈચ્છનારા( કર્મિઓ ) જન્મ અને કર્મનાં ફળ આપનારી એવી ભોગ અને ઐશ્વર્ય ભણીજ દોરતી (એમની) વિવિધ પ્રકારની પ્રક્રિયાઓને (બતાવે છે). (૪૪) (એવા) ભોગ અને ઐશ્વર્યમાંજ આસક્ત થએલાની અને એવી(દુર્બુદ્ધિ)એ મૂઢ થએલા ચિત્તવાળાની બુદ્ધિ નિશ્ચિત નિર્ણયવાળી થઇને સમાધિ (એકાગ્રતા)માં ઠરતી નથી.

(૪૫) વેદો (જ્ઞાનો) તો ત્રણે ગુણોના વિષયોથી ભરેલા છે. હે અર્જુન, તું તો એ ત્રણેય ગુણોથી રહિત થા. તું (સુખ દુઃખાદિ) દ્વંદ્વ રહિત, સદા સત્વ(ગુણ) માંજ સ્થિર, યોગક્ષેમ રહિત, (અને) આત્મવાન (થા). (૪૬) (કારણકે) બધેય પાણી ઉછાળા મારી રહ્યું હોય ત્યાં નાના જળાશયનો જેટલો

---

(૪૪) ભોગ અનેક છે, તેથી તે બધાયની ઇચ્છા કરતી બુદ્ધિ કોઇ પણ એકમાંજ ઠરીને રહી શક્તી નથી; કારણ કે જ્યાં તે એકમાં ઠરવા જાય,કે બીજા ભોગની બીજેચ્છા પ્રકટ થઇ એવી સ્થિરતાનો નાશ કરીને અન્ય ભોગને ખડો કરે છે. કર્મિઓની આવી ભાવના એકાગ્ર નથી, તેથી તેમની બુદ્ધિ સમાધિની એકાગ્રતામાં કદિ ઠરી શક્તી નથી. આત્મજ્ઞાન પ્રાપ્ય મુક્તિજ જેની ભાવના છે, લક્ષ્ય છે, એવા જ્ઞાનમાર્ગીનીજ બુદ્ધિ આવી એકાગ્રતાએ પહોંચીને આત્મામાં સમાધિસ્થ થઇને ઠરી શકે છે, એમ ભગવાનનો ઉપદેશછે. લોકના ભોગની ઇચ્છાવાળાની નહીં.

(૪૫-૪૬.) આત્મવાન એટલે આત્મજ્ઞાનારૂઢ યોગી.આ જ શબ્દના અર્થ માટે જુ. ગી. ૪. ૪૧. યોગક્ષેમ રહિત એટલે શરીરને જ જાળવવાની આસક્તિરહિત. વેદ એ શબ્દ જ્ઞાન માત્રને માટે વપરાયો છે, અને આ વિવિધ જ્ઞાનમાં ત્રણે સાત્વિક, રાજસ, અને તામસ જ્ઞાનનો સમાવેશ થાય છે.અને આ ત્રિગુણાત્મક સંસારના જ્ઞાનનું સ્પષ્ટીકરણ પણ આ વેદથીજ થાય છે. જ્યાં એવું જ્ઞાન પ્રમાદ રહિત અને સત્ય હોય, ત્યાં તે ઇશ્વરી નિયમને પ્રકટ કરનારૂં હોઇ

અર્થ (ખપ) રહે, તેટલોજ (સર્વાત્મક) બ્રહ્મને ઓળખનાર બ્રાહ્મણને (બીજા) બધાય વેદોનો અર્થ(ખપ) રહે છે, (અર્થાત્ તેવાને બીજાનો કાંઇજ ખપ નથી).

(૪૭) કર્મ કરવામાંજ તારો ( જીવભાવનો ) અધિ-

---

ઇશ્વરદત્તજ કહેવાય છે. આ જ્ઞાનમાં અને તેના ફળમાં આસક્ત પુરૂષ તે સંસારી છે. એવી પ્રકૃતિના ત્રણે ગુણોની પાર જઇ સંસારની પાર જનારો માણસજ નિરાસક્ત બનીને મુક્તિને પામે છે; કારણ કે ત્યારેજ એ આત્મામાં આરૂઢ થએલો, પરમ યોગી, જીવનમુક્ત, થાય છે. અર્જુનને ભગવાન આવા યોગીનું પદ પ્રાપ્ત કરાવવા તેને ત્રિગુણાતીત થવા પ્રેરે છે. ત્યારે શંકા થવાનો સંભવ છે, કે શું કાર્ય માત્ર ત્યજવાનો ભગવાનનો ઉપદેશ છે ? એવી શંકાના ઉત્તરમાં જ કર્મના તત્ત્વનો ઉપદેશ ભગવાન ૪૭ મા શ્લોકથી શરૂ કરે છે. તેનું તત્વ પ્રથમ સમજાવી, એ ઉપદેશને પછી યોગમાં જોડે છે. એક મળતાં તેમાં અનેક વસ્તુના સમાવેશ માટે રૈક્વની કથામાં છાં. ૪. ૧. ૪.ની જ્યોતિને સરખાવો. વળી ત્રિગુણવિદ્યા માટે જુ. ગી.૯.(૨૦–૨૨). અને ગીતા.૧૪.૨૧.

(૪૭.) આ શ્લોકનું વિવેચન ભગવાને પોતે જ કર્યું છે, ત્યાં જુવો. ગીતા. ૧૮. (૧ થી ૧૭)માં. આ શ્લોકમાં કર્મનું તત્વદૃષ્ટિએ શોધન કરેલું છે. અને અહીં કરેલા પ્રથક્ કરણનાં વિવિધ અંગોને પાછલા બીજા, સોળમા, અને અરાઢમા અધ્યાયમાં સવિસ્તર વિચારાયાં પણ છે. કર્મ ફળની પરંપરાને દોરનાર સર્વજ્ઞ ઇશ્વર છે, જે પ્રકૃતિનો પ્રેરક છે. તેથી કર્મો જે પ્રકૃતિનાજ વિકારો છે, તે તો એમને નિયમેજ થયા જાય છે, અને એક વખત તે પ્રેરાયાં તો તેનો નિયમિત પ્રવાહ પછી કોઇ રોકી શકતું નથી. તેથી કર્મો પ્રકૃતિએ થશેજ એમ પાછળ પણ ગીતા. ૩.(૫, ૧૭, ૧૮) માં શ્રીકૃષ્ણે કહ્યું છે. તેથીજ એવાં પ્રકૃતિએ થતાં કર્મોને નહીં કરવામાં પણ આસક્તિ નહીં રાખવાનો અહીં ઉપદેશ છે. જુ. ગી. ૩. ૮; ગીતા, ૧૮, ૭. ત્યારે જે તું કહું છું કે 'હું નહીં લઢું' તે તારૂં કેમ નભી શકશે ? કર્મને જો તેં એક વખત પ્રેર્યું તો પછી આગળ તેનું ફળ પરંપરાથી પ્રકૃતિએ થયાજ જશે, તેમાં

કાર (સ્વાતંત્ર્ય) છે, ( તેનાં ) ફળ મેળવવામાં કદિય (તારૂં

પછી તારૂં સ્વાતંત્ર્ય નથી. એજ કર્મના તત્ત્વાર્થનું સત્ય છે. તેથી જ કર્મના ફળનો જીવ કર્તા નથી; કારણ કે ફળ થવા કે ન થવા દેવામાં જેનું સ્વાતંત્ર્ય હોય તેજ તે ફળનો કર્તા કહેવાય. આમ કર્મની સાથે તેના ફળને જોડનાર, તેને ફલિત કરનાર, તું-જીવ નથી, પણ પરોક્ષે ઇશ્વર છે. તારે કર્મનો પ્રેરક થવું કે ના થવું, એટલું નક્કી કરવામાંજ તારૂં સ્વાતંત્ર્ય છે.કર્મની કામના કરવી, કે છોડવી,તેમાંજ તારૂં સ્વાતંત્ર્ય છે.જો કામના કરી અને કર્મને પ્રેર્યું તો પછી તે કર્મનું ફળ અને તેની પરંપરા તારા હાથમાં નથી. જુવો બૃ. ૪. ૪. ૬. કર્મના લક્ષણ માટે જુવો નિરાલંબો પનિષદ્. ભગવાન તેથીજ કહે છે, કે જે જીવો એમ માને છેકે 'હું આમ કરી નાખું", કે 'હું આવુંજ ફળ લાવી આપું,' કે 'હું કાર્યની સિદ્ધિ કરૂં,' એ તમામ ભાવો અજ્ઞાનભર્યા છે. તેમજ 'હું અમુક ના જ કરૂં', 'હુંતો હાથ પગ હલાવું જ નહીં,' તે પણ તેટલું જ પ્રમાદ જન્ય છે. કારણ કે, માત્ર કામના કરવી એટલો જ જીવનો અધિકાર છે. આમ કર્મના ફળમાં કે અકર્મમાં અહંકાર ભાવ છે, તે કેવળ અજ્ઞાનજન્ય છે. પ્રકૃતિએ પ્રેર્યા કર્મને તેથી અહંકાર રહિત થઇને કરવાં જ શ્રેય છે. જુવો ગીતા ૧૮. (૭, ૧૪)

આટલા ઉપરથી કર્મના તત્વશોધનમાં એટલું તો સ્પષ્ટ થાયછે, કે પ્રથમ કર્મની શરૂઆત એક વખત થઇ, તો પછી તે કર્મ, તેનું ફળ, અને તે ફળનું ફળ, એમ પરંપરાએ કર્મનો ફળભોગ તો ઇશ્વરજ બાહ્યભોગ્ય પદાર્થમાં તેમજ બુદ્ધિમાં સમાન રહેલા 'જ્ઞ' સ્વરૂપે પ્રત્યેક વિષયને પ્રકાશી રહીને (શ્વેતા. ૫.૭) પોતાના નિશ્ચિત નિયમે જ કરાવેછે. અને કર્મ અને તેના ફળની ભોગેચ્છાએ પ્રેરાયલો પુરૂષ તેના પરિપાક સુધી તે પરંપરાને અનુસરેછે. આ પરંપરાના પ્રવર્તનમાં કોઇ રીતે પુરૂષ પછી રોકાણ કરી શકતો નથી, કારણ કે યંત્રની પેઠે ભૂતો અને તેમની કાર્યપ્રણાલિકા ઇશ્વર પોતે જ દોરી રહ્યો છે. જુવો. ગીતા. ૧૮. ૬૧. આ પરંપરાનું સ્વરૂપ શ્રુતિએ બૃ. ૪. ૪. (૫. ૬) માં બહુ સારી રીતે પ્રકટ કર્યું છે. એટલે કર્મના ફળનો કર્તા તો સંસારી નથીજ. ત્યારે બધાય પુરૂષોનાં કર્મો અનાદિ પ્રેરાઇ

સ્વાતંત્ર્ય) નથી. (તેથી) કર્મના ફળનો હેતુ (કારણ, કર્તા) તું ના થા; તેમજ (પ્રકૃતિએ થતાં) કર્મો નહીં કરવામાં પણ

રહ્યાં છે, એટલે હવે કદિ એમનો ફળના ભોગમાંથી છુટકો થશે જ નહીં, તેથી આવા કર્મ બંધનમાંથી મુક્તિનો સદા અસંભવ જ રહે એમ ઠરવું જોઇએ; અને તેમ થતાં આ શાસ્ત્રનો પરિશ્રમ વ્યર્થજ જશે, એવી શંકાને સ્થાન છે.

આવી શંકાના જ ઉત્તરને અર્થે કર્મના તત્વશોધનમાં પ્રધાન ઉપદેશરૂપે બીજા વિચારને ગીતાએ અગ્ર ભાગે પ્રકટ કર્યો છે, કે પુરૂષ કર્મનોજ કર્તા છે, એટલે પ્રથમનું કર્મ કરવાને, તેને પ્રેરવાને તે સ્વતંત્ર છે; એટલે કર્મની કામના કરવી, કે ન કરવી, તેમાં અને એ કામનાથી પ્રેરાતા કર્મના ફળભોગમાં પણ કામના રાખવી, કે છોડવી, તે એના સંપૂર્ણ અધિકારની વાત છે. જુ કઠ. ૨. ૨. કર્મની કામના કરીને પ્રેરેલું કર્મ તો ઇશ્વરના યંત્રમાં પડીને પરંપરાએ ચઢયું, એટલે તેના અધિકારની બહાર જ તે જતું રહ્યું; પણ તેના ફળમાં ભોગની જે કામના રહી, તે તો સર્વત્ર એટલે આખી પરંપરામાં એના પોતાના જ અધિકારની છે, કારણ કે પરિતૃપ્તિ કરવાવાળો ભોગ તો જીવભાવનો પોતાનો જ છે. પોતે પ્રેરેલા કે પ્રેરવાના કર્મના ફળથી સુખી થવું, કે દુઃખી રહેવું, તેમાંથી તેનું સ્વાતંત્ર્ય ગયું નથી. વળી એક વખત પ્રેરાયલા કર્મની પરંપરામાં ફળની પુનઃ કામના બંધ કરીને નિરાસક્ત થવું, કે તે પરંપરાને પુનઃ ફળની આસક્તિએ લંબાવવી એમાં પણ જીવનું પોતાનું જ સ્વાતંત્ર્ય રહ્યું છે. જુવો. છાં. ૬. ૩. ખંડ. અને ગીતાનો પ્રધાન ઉપદેશ એવોજ છે, કે આ ફળભોગમાં જે કામના છે તેના ઉપર તો પુરૂષનું ઠેઠ સુધી સંપૂર્ણ સ્વાતંત્ર્ય રહે છે; તેનો જો એ ઉપયોગ કરે, અને આત્મજ્ઞાનમાં આરૂઢ થાય, તો ઇશ્વરના ચક્રમાં ફસાયલા પ્રાણીઓને પણ કર્મમાંથી છુટવાનો માર્ગ સદા ખુલ્લોજ છે.

ચૈતન્યાત્મક 'સદ્'ની આવી ભોગેચ્છાએ જ જગત્ ઉત્પાદક કર્મને પ્રેર્યું છે, એમ બૃહદ્, છાંદો, અત. આદિ શ્રુતિએ વારંવાર પ્રકટ કર્યું છે. અને આવા ઇચ્છાસ્વાતંત્ર્યથીજ જીવાત્માને કર્મનો કર્તા, અને 'જ્ઞ' ભાવે તેના ફળના વિષયને પ્રકાશી, જોઇ રહી, તેનો ભોક્તા કહ્યો

તારો સંગ (આસક્તિ) ના રહો. (૪૮.) હે ધનંજય,(ફળમાં)

છે.જુ. બ્ર.સૂ. ૨. ૩. (૩૩-૩૯). ચૈતન્યના આવા પ્રભાવને અર્વાચીન તત્વચિંતકો ' Freedom of the will ' 'કર્મનું સ્વાતંત્ર્ય' એમ કહે છે. અને આવા ચૈતન્યના સ્વાતંત્ર્યવાળા અનુભવ ઉપરથી એ ચતન્યનું અિસ્તત્વ પણ સિદ્ધ થાય છે. જુવો. Talks on Psychology. W. James page. 190.

અહીં એટલું સ્પષ્ટ કરવાની જરૂર છે, કે 'જીવ' અને ઇશ્વર,' એ કાંઇ જૂદી વસ્તુઓ નથી. એ બેય ભાવો વસ્તુતાએ એકજ સત્ ચૈતન્યના છે, અને તે જૂદી ઉપાધિની અપેક્ષાએ જ ભિન્ન જણાય છે. જ્યાં અજ્ઞાનનો આશ્રય કરી ભોગ ભોગવવાની સત્‌ની ઇચ્છા થાય છે, ત્યાં એ જીવભાવે પ્રકટે છે. અને તેના કર્મના ફળરૂપે પ્રકૃતિમાં ઇશ્વરપ્રેરિત ગુણોએ પ્રકટ થએલી ભોગ્યવસ્તુને જેની શકિત પ્રગટ કરીને તે જીવનો ભોગ પૂરે છે, તેવી શકિતવાળો અને સર્વત્ર સમાન સાક્ષી રૂપેજ બધા કર્મોનાં ફળને દોરી રહેતો 'સદ્'-ભાવ છે તે ઇશ્વર. જુવો. બ્ર. સૂ. ૨. ૩. ૪૦. આવી આખી માયિક સૃષ્ટિમાં સદા સાથે જ રહેતા, એટલે સાપેક્ષ સત્તાવાળા, જીવેશ્વરના બેઉ ખાથી:જ સંસાર રચાય છે. જુવો. કઠ. ૩. ૧, મું. ૩. ૧. ૧. 'સંગ' એટલે મનોવૃત્તિનું વસ્તુને વળગવું, ચોટવું તે, આસકિત.

(૪૮) તેથી જ આ શ્લોકમાં ભગવાન કદિ નહીં ફેરવાય એવા કાર્યકારણાત્મક બંધનમાંથી છુટવાનો એક સરળ માર્ગ એવો બતાવે છે કે, ફળમાં આસકિત છોડી દઇને, એટલે કે કર્મની ઇષ્ટ સિદ્ધિ કે અસિદ્ધિમાં 'સમાન વૃત્તિ'વાળો થઇને યોગારૂઢ થતાં તું પ્રકૃતિએ ધર્મ્ય કર્મને કર. અને એવા "સમ" ભાવને યોગ અથવા યોગબુદ્ધિ કહે છે એમ કહી, અહીં યોગ બુદ્ધિના તત્વદર્શનના ઉપદેશને સમેટી લે છે. એટલે શ્લોક ૩૯માં "હવે તું જ્ઞાન યોગમાં આવી કર્મબુદ્ધિને વિષે સાંભળ" એમ કહી કરેલી પ્રતિજ્ઞાને આ ૪૭-૪૮ શ્લોકોમાં પૂર્ણ કરીને, તેનાં અંગોનું વિવેચન પાછળના શ્લોકોમાં શરૂ કરે છે. કર્મ બંધનના તત્વદર્શનને અંગે યોગપ્રધાન ઇશાવાસ્યોપનિષદમાં ૧.અને ૨. મંત્રોમાં આવોજ ઉપદેશ કરેલો છે. આખી ગીતાના ઉપદેશનું કેન્દ્ર

સંગ(આસક્તિ)છોડી દઈને, (એટલે કે તેની) સિદ્ધિ કે અસિ-

---

પણ આવા યોગીના વ્યવહાર-કર્મ-નાજ ઉપદેશમાં રહ્યું છે.ઘણા કાળે ફ-રીને રાજર્ષિઓની જે આવી યોગનિષ્ઠા લોપ થઇ ગઇ હતી, તેનેજ પુનઃ પ્રકટ કરી અર્જુનને સમજાવવાનો ભગવાનનો અહીં પ્રધાન ઉદ્દેશ સમજાય છે. યોગના લક્ષણ માટે વળી સર. યોગશિખો. (૧૮–૧૯), જુવો ગીતા ૪.(૨–૪); અને યો. સૂ.૧.૨.

જો મુક્તિનું સાધન આવું સ્પષ્ટ અને સરળ હોય, તો લોક એને કેમ સેવતા નથી, એ પ્રશ્ન, ત્યારે સહજ ઉઠશે. ભગવાન કહે છે, કે જે યોગી એટલે આત્મામાં સ્થિર બુદ્ધિવાળો છે તેનો તો વ્યવહાર આવો સ્વાભાવિક જ હોયછે, એટલે પંડિતો–જીવનમુક્તો તો સ્વભાવે જ એવો નિરાસક્ત વ્યવહાર લોકસંગ્રહાર્થે કર્યા જ કરેછે.છતાં આત્માને નહીં સમજનાર અજ્ઞાનીને તો અવશ્ય એવો વ્યવહાર થવો કઠણ છે. કારણકે, તેઓ યોગારૂઢ નથી, તેથી ઇન્દ્રિયોના ઘોડા તેમને કામ ક્રોધે ચઢાવીને આત્મસ્થાન(યોગ)માંથી નિત્ય બહાર ખેંચી જાયછે, તેથી સાં પુરૂષ પોતાના'સ્વ'ભાવને સમજી શકતો નથી. જુ. ગી.૨. (૬૦–૬૧).અ-ર્જુનનું 'સ્વ'ભાવનું જ્ઞાન અધુરૂંછે,તેથીજ ભગવાન એને કહેછે કે,તું યોગારૂઢ થતાં કર્મને કર. અવશ્ય, સ્વાભાવિક નિરાસક્તિ તો આત્મજ્ઞાનમાં આરૂઢ થયા વિના નથી જ આવતી; છતાં મુમુક્ષુઓને આવી અસ્વાભાવિક નિરાસક્તિની પણ ઉપાસના, સેવન,આત્મજ્ઞાન કરાવવાને સહાયક બનેછે, જે ભગવાન પાછળ ગી.૧૨.૧૧.માં સમજાવશે. એટલે જ્યારે નિરાસક્ત કર્મ યોગીને સ્વાભાવિક હોઇને યોગનું એ નૈસર્ગિક ફળ થાય છે, ત્યારે મુમુક્ષુનું તે આત્મજ્ઞાનને અર્થે એક સાધન પણ બનેછે. ગીતા. ૧૨. (૯–૧૨); ૩. (૩૧–૩૨).

આવી કર્મની મીમાંસામાં હજુ પણ એક મુશ્કેલી ઉઠશે. ફળમાં નિરાસક્ત થઇને કર્મ કરતાં ગમે તેવું કર્મ પણ જો કર્તાને બંધનમાં નાખે નહીં એમ હોય,તો એવી વૃત્તિવાળો કદિ પાપ જ ના કરે, એમ ઠરે. અવશ્ય, જેની બુદ્ધિ યોગમાં આરૂઢ થયેલી છે, એટલે જેની દૃષ્ટિ સર્વા-ત્મમય, બ્રહ્મમય છે, તેને કોઇ પણ એવું આત્મહત્યા કરાવતું કર્મ અસંભવિત જ છે. પોતાના આત્મા વિનાની કોઇ પણ વસ્તુને એ

દ્વિધમાં સમાન વૃત્તિવાળો થઈને તું યોગારૂઢ થતાં (પ્રકૃતિએ

અનુભવતોજ નથી, તેથી તે પાપ કે પુણ્ય કાંઇ જ કરતો નથી. તે તો દેહ છે ત્યાં સુધી, જે કર્મ કરેછે તે પ્રકૃતિએજ પ્રેરિત કર્મને થવા દેછે, અને તેથી તેમનો એ ફળભોગી કર્તા નથીજ, એટલે એવો યોગી કોઇ પણ કર્મ કરવામાં કાંઇજ પાપ કરતો નથી. અર્થાત્ એવા ખરા યોગીને હાથે પાપ કર્મ થવું જ અશકય છે. પણ યોગમાં આરૂઢ નહીં થએલા મુમુક્ષુઓ જ્યાં આવા નિરાસક્ત કર્મનો એક સાધન તરીકે ઉપયોગ કરે, ત્યાં જરૂર પ્રમાદ થવાનો સંભવ છે, તેથી એવા પ્રમાદમાંથી પણ તેમને ઉગારી લેવાજ "પ્રકૃતિએ ધર્મ્ય કર્મને કર" એવો ભગવાનનો ઉપદેશ છે. ગીતા કહેછે કે શાસ્ત્રે વિહિત કરેલાં, અને વર્ણાશ્રમધર્મ પ્રમાણે પ્રસંગને અનુસરીને લોકસંગ્રહનીજ દૃષ્ટિએ વિદ્વાનોએ બતાવેલાં,અને તેથી કાર્ય એટલે કરવા યોગ્ય, એવાંજ કર્મને આચરવાનું કહ્યું છે,ગમેતેવાંને નહીં.જુ.ગી.૩.૧૯.અને આ કાર્ય કર્મોને વળી શાસ્ત્ર વિધિએ જ કરવાનું કહ્યું છે.જુવો ગી.૧૬.૨૪.આવી મર્યાદાથી કર્મમાં થતો ઘણો પ્રમાદ અટકશે. એક તો આસક્તિ છુટતાં રાગદ્વેષથી થતો પ્રમાદ બંધ થશે, અને શાસ્ત્રે બતાવેલાં જ કાર્યને, અને તેની વિધિ પ્રમાણેજ, કરવાથી લાંબા કાળના અનુભવથી જણાયલા બધા દોષોને નિવારીને શાસ્ત્રે નિર્ણિત કરેલે માર્ગે ચાલતાં પણ ઘણો પ્રમાદ અટકશે. આમ વ્યવહારમાં યોગના સાધકને પણ સહાયક થવા ગીતાનો ઉપદેશ પરમ આદરણીય છે.

કર્મમીમાંસાને પૂરી કરતાં હજુ એક વિચારને સ્પષ્ટ કરવાની જરૂર છે. આ કર્મયોગને અંગે વારંવાર ગીતામાં કહ્યુંછે, કે મારૂં તારૂં મુકીને, આસક્તિ રહિત થઇને, તું યોગારૂઢ થતાં કર્મને કર. એટલે અહંકારનો પરિત્યાગ કરવો તે યોગનું આવશ્યક અંગ બને છે. જરૂર, જયાં પુરૂષ યોગારૂઢ થયો, એટલે જ્યાં એ સર્વત્ર આત્માનેજ અનુભવી રહ્યો, ત્યાં પછી અહંકારનો પ્રશ્ન જ ઉડી જાય છે, કારણ કે જ્યાં આખું વિશ્વ ઈશ્વરે જ વ્યાપ્યું છે, અને જ્યાં સવ કર્મ માત્ર એનાંજ પ્રેર્યાં થાય છે, અને એવા ઇશ્વરમાંજ આત્મભાવવાળી એની સ્થિર બુદ્ધિ થઇ, ત્યાં મારો કે તારો એવો ભાવ રહેજ નહીં.

ધર્મ્ય) કર્મને કર. (આવા) સમભાવને "યોગ" કહેવાય છે.

---

તેથીજ શ્રુતિએ પ્રશ્ના. ૧.માં પણ એવો જ ઉપદેશ કર્યો છે. અહંકારનો ભાવ તો જ્યાં એકથી જૂદો એવો બીજો કર્તા હોય, અને તે બેની વચ્ચે સ્પર્ધા હોય ત્યાં જ પ્રકટ થાય છે; પણ જ્યાં જગત્ બ્રહ્માત્મક ભાવે યોગીને જણાયું, ત્યાં 'હું' કે 'મારૂં તારૂં' એવો અહંકાર ભાવ સ્વભાવે જ ગળી જાય છે.

કર્મના આવા યથાર્થ સ્વરૂપનું વિવેચન વળી ભગવાને ગીતા. ૪. (૧૮ થા ૨૪) સુધીમાં કર્યું છે; અને યોગીના કર્મની સર્વત્ર બ્રહ્માકારવૃત્તિ શ્લોક ૪. ૨૪. માં સુંદર રીતે પ્રકટ કરી છે.

ત્યારે કર્મના સ્વરૂપનો વિચાર કરતાં સ્પષ્ટ સમજાય છે, કે મન, ઇન્દ્રિય, કે શરીરની પ્રવૃત્તિ થાય ત્યાં બંધનાત્મક કર્મ થાય છે જ, એમ બીલકુલ નિર્ણય થઇ શકે નહીં; તેમ જ જ્યાં આવી પ્રવૃત્તિ ના હોય ત્યાં તેવા કર્મનો પરિત્યાગજ છે એમ પણ નિર્ણય નથી. કર્મનું કર્મત્વ તો કર્મનો કર્તા ફળની કામનાએ પ્રવૃત્તિમાં અહંકાર ભાવે પ્રવર્તે છે કે નહીં, તેમાંજ રહ્યું છે. જો કર્મને નહીં જ કરવારૂપી ફળની ઇચ્છાએ અહંકાર કરીને કર્મ માત્રનો પરિત્યાગ કરવા એ બેસે, ત્યાં એવા સંકલ્પમાં જ કર્મ થઇ ચુકયું ! વળી જ્યાં કર્મના ફળમાં આસકિત રહિત નિરભિમાને લોકસંગ્રહાર્થે હજારો કર્મ યોગી કરે, તોપણ કાંઇ પણ બંધનવાળું કર્મ થતુંજ નથી એવો ગીતાનો સુંદર નિર્ણય છે. કર્મ ઉપડવાનું–પ્રવર્તવાનું સ્થાન બુદ્ધિ, ચિત્ત, છે, એટલે બુદ્ધિ એ કર્મનું કારણ છે, અને પ્રવૃત્તિ તે કાર્ય છે. ત્યારે કર્મનું તત્વ કાર્યમાં જડે નહીં, પણ કારણાત્મક 'બુદ્ધિ'માં જ જડે, તેથી ગીતાનો આવોજ ઉપદેશ તત્વદૃષ્ટિએ યોગ્ય છે, અને ભગવાન તેથી જ ગીતામાં 'બુદ્ધિ'નું જ સંશોધન કરી રહ્યા છે, તે યથાર્થ છે. વિષયનું ગ્રહણ કરતી બુદ્ધિના પ્રથક્કરણ અર્થે જુવો ગી. ૨. ૧૬. ની જ્યોતિ; કઠ. ૩. ૧૨. જ્યોતિ.

આ કર્મ મીમાંસાનો ત્યારે આટલો સાર સ્પષ્ટ છે, કે ફળમ આસકિત, તે જ કર્તાનું બંધન. આવું જ્યાં બંધન ના હોય તેવ પ્રવૃત્તિ અથવા કર્મ તે કર્મના અભાવ રૂપે સંન્યાસ જ છે. અર્થાત્ કર્તાન ફળમાં રહેતી આસકિત તે જ કર્મ અને સંન્યાસ વચ્ચેનો તત્વ ભેદ છે

(૪૯) જરૂર, હે ધનંજય, બુદ્ધિયોગ(જ્ઞાનયોગની દૃષ્ટિ)થી (રહિત) કર્મ ઘણું નઠારૂં છે, તેથી તું બુદ્ધિ

---

જ્યાં એવી આસક્તિ ના હોય ત્યાં કર્મ અને સંન્યાસ એક જ રૂપ છે. જુવો ગી. ૪. (૧૯, ૨૦); ૫. (૩–૫).

પણ અહીં એક શંકા થશે કે, શાસ્ત્ર પણ ફળને દૃષ્ટિમાં રાખીને જ, એટલે તેની અપેક્ષાએ જ, કર્મનું વિધાન કરે છે, તો મનુષ્ય જો ફળ ઉપર દૃષ્ટિ ના રાખે તો એની પ્રવૃત્તિની પ્રેરણાનો અવકાશ જ જતો રહે, અને આ જ કારણથી સન્યાસ નિષ્ઠા વધારે યુક્તિવાળી ગણાય. આવો મનુષ્ય સ્વભાવનો ધર્મ છે એ યથાર્થ છે; અને તેનો સ્વીકાર કરીને જ પ્રવૃત્તિની પ્રેરણાના સંભવાર્થે યોગીની બુદ્ધિ લોકસંગ્રહાર્થમાં પ્રવૃત્ત થાય છે. આમ યોગીના સર્વ કામમાં તેનું પ્રેરક પ્રયોજન લોકસંગ્રહાર્થ (Duty) બને છે; તેથી પ્રત્યેક કર્મને માટે તેના ફળની આકાંક્ષાની એવાને આવશ્યકતા નથી જ. યોગી ઇશ્વરભાવને પામેલો છે, તેથી એની પ્રવૃત્તિને પણ ઇશ્વર-ભાવને જે અર્થ પ્રવૃત્તિમાં પ્રેરે છે તેવો લોકસંગ્રહનો અર્થ જ પ્રેરી રહ્યો છે. જેમ ઇશ્વર પ્રત્યેક કર્મના ફળને તે તે પ્રસંગે જ નિર્માણ કરતો નથી, પરંતુ લોકસંગ્રહને ઉદ્દેશીને તેણે પ્રકૃતિના અન્વયી ભાવોને સ્વભાવે જ નિર્માણ કરી રાખ્યા છે; તેમજ યોગીની પ્રવૃત્તિ પણ એની પ્રકૃતિ-સ્વભાવને અનુસાર શાસ્ત્ર નિર્ણય પ્રમાણે લોકસંગ્રહની દૃષ્ટિએ જ દોરાયા જાય, તેમાં શંકાનું યોગ્ય કારણ નથી. તેથી ગીતામાં આવા લોકસંગ્રહાર્થનો બોધ સ્પષ્ટ કરવા જૂદો જ અધ્યાય ભગવાન વ્યાસે રચ્યો છે. જુવો. ગીતા અધ્યાય ચોથો.

આની સાથે ગ્રીસના યોગીઓ–Stoics-ના કર્મ સિદ્ધાન્તને સર-ખાવવા જેવોછે. જુવો.પુસ્તક. ૨. પૃ.૧૨૧. Evolution of Theology of Greek Philosophers. E. Caird.

"Only he who thus acts with a single eye to the general end (લોકસંગ્રહ) can be regarded as performing a moral action in the highest sense of the word, or as the stoics call it, a...... In Kantian phrase, duty must be

(યોગ)નું શરણુ લે; કૃપણુ લોકોજ (કર્મ કરતાં) ફળમાં

done for duty's sake alone, and not for the sake of the particular ends to be attained by it; and if any other consideration enters into our action, it drags it down to a lower, and so to speak, a non-moral level, even if it does not make it positively immoral." ...At page 123. "Kant also translated his principle into the form:" Act as if, by your action, the maxim of it (morality) were to be turned into a law of nature. " 'લોકસંગ્રહાર્થે કર્મ તે ધર્મ.'

At Page. 141. " But no one can hinder me from thinking and willing what I please, no one can prevent me from determining myself in a right or a wrong way, however they may thwart the outward realisation of my will, or even fetter me so as to prevent any outward activity at all."..."For the Stoics, therefore, as for Kant, the " One thing in the world or out of it that can be called unconditionally good, is a good will' and that altogether irrespective of its effect." 'ફલાસક્તિ રહિતજ કર્મ કરવું; કર્મમાં તેમજ તેના ફળ–ભોગમાં સદા તારૂં સ્વાતંત્ર છે.'

At Page. 145 " The doctrine (of the Stoics) is that amongst things indifferent, there are some which are naturally to be preferred and others which are naturally to be rejected, while there are only a very few things that are absolutely and from every point of view indifferent. The things that are naturally to be preferred are those that make for welfare in the ordinary sense–health rather than sickness, wealth rather than poverty, honour rather than dishonour, the love of friends and kindred rather than lonliness and bereavement. " 'ધર્મ્યકર્મજ કરવું.'

At 148. "Epictetus, (a Stoic) indeed, regards the life of absolute renunciation as an ideal, much in the same way that the medieval Church regarded the life of a monk or a nun." 'સંન્યાસ.'

હેતુવાળા રહે છે. (૫૦) બુદ્ધિયોગવાળો અહીયાં પુણ્ય કે પાપ બેયને છોડીજ દેછે, તેથી તું યોગે જોડા. કર્મમાં (આવું) કૌશલ્ય (વિવેકબુદ્ધિ) તે જ યોગ છે. (૫૧) કારણકે યોગબુદ્ધિવાળા જ્ઞાનીઓ કર્મથી થએલા ફળને છોડી દઇને (જીવતાંજ) જન્મબંધનથી મુક્ત થઇને અનામય (નિર્વિકાર) એવા (પરમ) પદને પામેછે. (૫૨) જ્યારે તારી (જીવભાવની) બુદ્ધિ આવા મોહ કીચ્ચડને તરીને પાર ઉતરશે, ત્યારે તને શ્રોતવ્ય (હજુ સાંભળવાનાં) તેમજ શ્રુત (સાંભળેલાં કર્મશાસ્ત્રો)નો કંટાળોજ આવશે. (૫૩) જ્યારે અનેક શ્રુતિયોએ વિહ્‌વલ થએલી તારી બુદ્ધિ નિશ્ચળ ઠરીને સમાધિમાં અચળ થશે, ત્યારે તું (જ્ઞાન) યોગને પામીશ.

---

ગ્રીક તત્વવેત્તા પ્લોટીનસ જે ગ્રીસના રાજા ગોર્ડીઅનની સ્વારીમાં હિન્દુસ્થાનમાં આવ્યો હતો, અને જેનું મીસ્ટીસીઝમનુ દર્શન વેદાન્તની સાથે ઝીણી ઝીણી બાબતોમાં પણ જાણે એકજ હોય એમ જણાય છે, તેના 'કર્મ સ્વાતંત્ર્ય'ના વિચાર વિષે બોલતાં કેર્ડ પાને ૩૨૬ મે કહે છે કે—

"He can by experience of evil learn to choose what is good, and the way upward as well as the way downwards is open to him." 'સુખની ઇચ્છાએ અને દુઃખના ત્રાસે ધર્મનેજ સેવશે.'

(૪૯–૫૨.) કામનાએ કરેલું કર્મ સદા કામીને ફળની સાથે સુખ દુઃખમાં જોડનારૂં જ થાય છે, એવો ઇશ્વરી નિશ્ચિત નિયમ જગત્‌ને દોરી રહ્યો છે. એટલે એવી આસક્તિએ–કામનાએ કરેલુ કર્મ સદા સુખ દુઃખને આપવાવાળું છે, તેથી તેમને ભોગવવાની આસક્તિવાળા કામીને તે જન્માન્તર પ્રાપ્ત કરાવનારૂં જ થાય છે. જુવો. ગી. ૩. (૮–૯); ૧૮, ૧૦. બૃહ. ૪. ૪. ૬.

(૫૩) જુવો. ગીતા.૨.૪૧.માં કરેલા બોધને હવે અહીં ભગવાન સમેટી લેછે.

**(૫૪) (અર્જુન૦) હે કેશવ, સમાધિસ્થ એવા (આત્મામાં) સ્થિર થએલી પ્રજ્ઞાવાળા (स्थितप्रज्ञ)નું (લક્ષણાત્મક) વર્ણન કેવું હશે? (એવી) સ્થિર બુદ્ધિવાળો બોલે કેવું, બેસે કેમ, ચાલે કેમ? (તે કહો).**

**(૫૫) (ભગવાન૦) હે પાર્થ, જ્યારે (પુરૂષ) પોતે આત્મામાં પરમ સંતોષ પામીને મનમાં રહેલી સર્વ કામનાઓને કાઢી**

---

(૫૪) અર્જુનના આવા શંકાત્મક પ્રશ્નનું કારણ સ્પષ્ટ છે. બધોય વખત સમાધિમાં નિશ્ચળ થએલી પ્રજ્ઞાવાળો પુરૂષ કર્મોને કેવી રીતે કરી શકતો હશે એ સમજવું અવશ્ય કઠિન છે. અર્જુનના પ્રશ્નમાં તેથી જ કર્મયોગના ઉપદેશમાં હજુ રહેલી અશ્રદ્ધાનો ધ્વનિ સંભળાય છે. અર્જુને તેથીજ અહીં સ્થિતપ્રજ્ઞનું પ્રથમ લક્ષણ જ પૂછ્યું છે, અને પછી એ કર્મને શી રીતે કરી શકતો હશે તે સમજાવવા ભગવાનને વિનવેછે. 'ભાષા' એટલે લક્ષણને સ્પષ્ટ કરતું વર્ણન.

પ્રજ્ઞા એટલે આત્મા–અનાત્મા, અથવા સદ્–અસદ્નો વિવેક કરનારી સાત્વિક બુદ્ધિ. યોગ્ય પ્રમાણોએ કરીને જેની આવી વિવેક બુદ્ધિ, આત્મજ્ઞાન થતાં 'હું જ એ સત્ બ્રહ્મ છું' એમ કરીને, સ્થિર થઇ ગઇ છે તે "સ્થિત પ્રજ્ઞ" કહેવાય છે; અથવા જેની બુદ્ધિ–પ્રજ્ઞા પોતાના "સ્વ"ભાવમાં પ્રતિષ્ઠિત થઇ રહી છે તેવો બ્રહ્મવિદ્–યોગી તે સ્થિતપ્રજ્ઞ કહેવાયછે.

(૫૫) સ્થિતપ્રજ્ઞ યોગી કેવા ગુણવાળો, અને કેવા વર્તનવાળો હોય છે તેનો સમગ્ર વિચાર પ્રકટ કરતા બીજા શ્લોકો માટે જુવો. ગી ૩. ૪૩; ૧૩. (૮–૧૧), ૧૪. (૨૨–૨૬), ૧૬. (૧–૩).

સ્થિતપ્રજ્ઞના આ વિવિધરૂપે કરેલા વર્ણનમાં કર્મના પરિત્યાગનો ઉપદેશ નથી. વળી એવો સ્થિતપ્રજ્ઞ કર્મ તો કરે છે છતાંય તેના બંધનમાં તે પડતો જ નથી એવો સ્પષ્ટ ઉપદેશ છે, તે જુવો ગી. ૨. (૬૪–૬૫); ૨ ૭૧. માં. સર્વત્ર કર્મના ફળમાં સહજ થતી આસક્તિને છોડવાનો જ ત્યાં સચોટ ઉપદેશ છે, અને એ ઉદ્દેશ સાધવા બળથી ઇન્દ્રિયોના સંયમને ઉપદેશ્યો છે. કર્મને નહીં કરવાનો ઉપદેશ નથી,

જ નાખે છે,ત્યારે તે 'સ્થિત પ્રજ્ઞ' કહેવાય છે.(૫૬) (એટલે કે) દુ:ખોમાં ઉદ્વેગ રહિત મનવાળો, અને સુખોમાં સ્પૃહા (તૃષ્ણા) રહિત થએલો, (તેથી) રાગ, ભય, અને ક્રોધ રહિત એવો સ્થિતધી (સ્થિર બુદ્ધિવાળો) મુનિ કહેવાય છે. (૫૭) એવો જે (મુનિ) સર્વત્ર સ્નેહ(આસક્તિ)રહિત છે, અને શુભ કે અશુભ એવું પામીને આનંદ પામતો નથી, કે દુ:ખી થતો નથી તેનીજ પ્રજ્ઞા (બુદ્ધિ) પ્રતિષ્ઠિત (આત્મામાં સ્થિર ઠરેલી કહેવાય) છે.(૫૮) (વળી) જેમ કાચઓ પોતાનાં અંગોને બધેથી સંકોચી લે તેમ, જ્યારે એ (પુરૂષ) ઇન્દ્રિયોના વિષયોમાંથી ઇન્દ્રિયોને સંયમેછે ત્યારે તેની પ્રજ્ઞા પ્રતિષ્ઠિત (થઇ કહેવાય) છે.

(૫૯) નિરાહાર (ભોગને છોડેલા) એવા દેહીના (ભોગના) વિષયો તો (તેમનો) રસ (રાગ, વાસના) રહેવાજ દઇને છુટે છે; પણ પરમાત્માને જોઇ(અનુભવી)ને આવા (યતિ)નો તો રસ

---

કારણ કે ભગવાને પોતેજ વિચારના સંયમને પણ સકામ કર્મ જ કરીને ગી. ૪. ૩૨. માં વર્ણવ્યો છે.

(૫૯) કામનાથી ઇન્દ્રિયો પ્રેરાય છે, અને એવી પ્રેરિત ઇન્દ્રિયો વિષયને પ્રકટ કરે છે; એવા વિષયને પામીને કામી–દેહી તૃપ્ત થાય છે. જુવો. ગી.૩. ૬.હવે દેહી એવા ભોગવવાના ભોગને જ માત્ર છોડી દે તો, ભોજ્ય વિષયો અને તેમને પ્રકટ કરતી ઇન્દ્રિયોની પ્રેરણાઓ તો કદિ વછુટે, પરંતુ તેટલા ઉપરથી એવી પ્રેરણાના મૂળરૂપ રસ (રાગ કે કામના) છુટી જ જાય એમ નથી; એતો રહે છેજ. પણ જ્યાં યોગારૂઢ થએલો યતિ આત્માને જ અનુભવીને એ આત્માની જ કામનાવાળો થયો, ત્યાં તો પરમ કામ્ય વસ્તુમાં ભળીને એના વિષયો અને તેમને પ્રકટતી ઇન્દ્રિયો વિરામે છે એટલું જ નહીં, પરંતુ તેમની અન્ય કામના માત્ર શમી જઇને તે કેવળ આપ્ત કામી યોગી જ થાય છે; એટલે તેને સ્થિતપ્રજ્ઞ કહેવાય છે, એવો ભગવાનનો ઉપદેશ છે. જુવો. બૃ. ૪. ૪. ૬.

(વાસના) પણ વછુટી જાયછે. (૬૦) જરૂર, હે કૌંતેય, (રોકવાને) પ્રયત્ન કરી રહેલા વિદ્વાન પુરૂષનાય મનને મસ્તાની ઇન્દ્રિયો સહસાજ (વિષયોમાં) ખેંચી જાયછે. (૬૧) તે સર્વેનો સંયમ કરીને યોગીએ મારે(સદ્‌ને, પરમાત્માને)જ પરાયણ થઇ રહેવું જોઇએ, કારણકે જે એવા( યોગી )નેજ ઇન્દ્રિયો વશ હોય છે તેની પ્રજ્ઞા પ્રતિષ્ઠિત છે.

(૬૨)વિષયોનું ચિંતન કરતાં પુરૂષને તેમાં સંગ (અનુરાગ, પ્રીતિ)ઉત્પન્ન થાયછે, સંગથી કામ (તૃષ્ણા) ઉત્પન્ન થાય છે, અને (એવા) કામમાંથી (સ્હેજ વિઘ્ન નડતાં ) ક્રોધ પ્રકટ થાય છે, (૬૩) ક્રોધમાંથી સંમોહ (વિવેકશૂન્યતા) આવે છે, (અને)સંમોહથી સ્મૃતિનો વિભ્રમ થાય છે. એવા સ્મૃતિના

---

પરમાત્માને વિષે "એ તું જ છું" એવો અનુભવ શ્રુતિએ પ્રકટ કર્યો:છે તે જુવો છાંદો. ૬. ૮. ૭. આદિ.

(૬૧) 'मत्परः' શબ્દને શંકરાચાર્ય આમ સમજાવે છે. મત્ એટલે "હું" એવો જીવભાવ તે पर એટલે "પરમાત્મા જ છું" એવા ભાવે થઇ રહેલો. "મારે પરાયણ"નો પણ એજ અર્થ છે. મત્ એટલે "મ્હારે" એટલે ઉપદેશક ભગવાનના 'પરાત્મ' સ્વરૂપને, પર એટલે પરાયણ, એટલે કે ભગવાનને જીભભાવનું પરમ આશ્રય–અધિષ્ઠાન માનવું, એવો ભાવ જેનો છે તે. અમે આ છેલ્લા અર્થમાં 'मत्पर'ને લીધોછે, તેનું કારણ કે 'મત્'માંનો જે 'હું' ભાવ તે ઉપદેશકને અંગે વધારે સચોટ પ્રયોજાય છે, અને વળી એજ અર્થમાં 'મત્'નાં અનેક રૂપાન્તરોના પ્રયોગો કૃષ્ણે પોતે પાછળ કર્યા છે, તેથી સર્વત્ર એકજ અર્થમાં તે શબ્દને સમજવો વધારે સરળ અને યુક્તિસર છે. જુ. ગી. ૪. (૧, ૧૦) જ્યોતિ. વળી આ શ્લોકનું સ્પષ્ટી કરણ ગી. ૬. ૧૮ માં કર્યુંછે તે જુવો. અને સર. ગી. ૫. ૬.

(૬૩) એ પુરૂષ પોતે નાશ પામે છે, એટલે કે લાભાલાભ કે સુખ દુ:ખનો વિવેક કરીને પ્રવૃત્તિ કરવા યોગ્ય કોઇ પણ પુરૂષાર્થને માટે નકામો થાય છે, એનું જીવન કેવળ પશુવત્ થાય છે. જે

નાશથી બુદ્ધિનો નાશ થાય છે. (અને) બુદ્ધિના નાશે કરીને એ (પુરૂષ) પોતે નાશ પામેછે. (૬૪) પણ રાગદ્વેષમાંથી વછુટેલી, (એટલે) પોતાનેજ વશવર્તી, એવી ઈન્દ્રિયો વડે વિષયોને ભોગવતાં (આચરતાં) છતાં, વિધેયાત્મા (યોગી) પ્રસાદ (પરમ શાંતિ)ને પામેછે. (૬૫) (એવા) પ્રસાદમાં એ (યોગી)નાં બધાં દુઃખોનો નાશ થાય છે, કારણકે એવા પ્રસન્ન ચિત્તવાળાની બુદ્ધિ તરત સંપૂર્ણ પ્રતિષ્ઠાને (સ્થિરતાને) પામેછે. (૬૬) આવી (સ્થિર) બુદ્ધિ યોગે નહીં જોડાયલા(અયુક્ત)ની થાય નહીં, અને અયુક્તને ( મોક્ષની ) ભાવના સંભવે નહીં. ભાવનારહિતને શાન્તિ હોય નહીં,

---

ચૈતન્યાત્મક સદ્-પરમાત્મા છે તેનો તો નાશ થતોજ નથી. ગીતા. ૨. (૧૭,૨૦).

(૬૪–૬૫) વિધેયાત્મા, એટલે સદસદ્‌નો વિવેક કરીને સદ્, પરમાત્મામાં જ ધારણ,એટલે પરાયણ, કરી રાખ્યો છે પોતાનો જીવાત્મા જેણે તેવો યોગી. એવા વિધેય આત્માનું લક્ષણ, જુવો ગીતા. ૨.૬૧ માં. પરમ શાન્તિરૂપ પ્રસાદને માટે જુવો બૃ. ૪. ૪. ૬. સ્થિતપ્રજ્ઞ તે વિષયના ભોગનોજ પરિત્યાગી નથી, પણ પરમાત્મસ્વરૂપમાં આરૂઢ થયેલો રાગદ્વેષ રહિત કર્મને આચરતો પરમયોગી છે, એમ આ શ્લોકોમાં સ્પષ્ટ રીતે ભગવાન ઉપદેશેછે. વળી સર. ગીતા. ૨. ૭૧. ચિત્તપ્રસાદને માટે જુવો. યો. સૂ. ૧. (૪૭–૫૧) અને ૩. ૧૦.

(૬૬) "ભાવના"નો અર્થ શંકરાચાર્ય 'આત્મજ્ઞાનમાં અભિનિવેશ' એવો કરે છે. તીલક, એને દૃઢબુદ્ધિરૂપ નિષ્ઠા એમ કહેછે. ભાવનાનો રૂઢાર્થ લક્ષ્ય Ideal છે, અને અહીં એ લક્ષ્ય આત્મપ્રાપ્તિ, અથવા મોક્ષ છે. એટલે 'મોક્ષનું લક્ષ્ય' એવોજ ભાવનાનો અર્થ અમે સ્વીકાર્યો છે. અને આત્મજ્ઞાનમાં અભિનિવેશનો તેમજ દૃઢ બુદ્ધિરૂપ જ્ઞાન નિષ્ઠાનો પણ એવોજ અર્થ થાય છે. આવા મોક્ષલક્ષ્યવાળાનીજ એકાગ્ર બુદ્ધિ વ્યવસાયાત્મિક, ભાવનાત્મક હોય છે, એમ આગળ ગીતા. ૨. ૪૧ માંજ સૂચવ્યું છે; અને એવા મોક્ષના લક્ષ્ય વગરનાની બુદ્ધિ

અને શાન્તિ વગરના પુરૂષને સુખ કયાંથી હોય ? (૬૭) કારણકે, ઇન્દ્રિયો (તેમના વિષયોમાં) સંચરતાં જે કાંઇ મનમાં આવે તેને અનુસરે છે, તેથી આવા(અયુક્ત)ની "પ્રજ્ઞા"ને, જળમાંના નાવને જેમ વાયુ (હરે) તેમ, તેઓ હરી (તાણી) જાય છે. (૬૮) તેથી હે મહાબાહો, વિષયોમાં પ્રવર્તતાં ઇન્દ્રિયો જેને હાથ બરાબર પકડાઇ રહે છે તેનીજ પ્રજ્ઞા પ્રતિષ્ઠિત થઇ (કહેવાય) છે.

(૬૯) સર્વે પ્રાણીઓને જે નિશા(અંધારા)રૂપ છે તેવી (સદ્‌બુદ્ધિ)માં તો સંયમી (યોગી) સદા જાગીજ રહ્યો છે; અને

---

અનિશ્ચિત નિર્ણયવાળીજ હોય છે, તેથી તેમની બુદ્ધિ પ્રતિષ્ઠિત નથી એમ ગી. ૨. ૪૪ માં બતાવ્યું છે.

(૬૭) સર. ગીતા. ૩. ૩૪.

(૬૯) સદ્‌બુદ્ધિનું દર્શન જુવો ગી.૭.(૮–૧૨.)માં.જે સર્વત્ર સદ્ અથવા પરાત્મ બુદ્ધિ રૂપી ચિત્તની અવસ્થા-બ્રાહ્મિસ્થિતિ છે,તે અવસ્થા તો યોગીનેજ સિદ્ધ છે.એ અવસ્થાનું સાધારણ પ્રાણીઓને જરાય ભાન હોતું નથી,એટલે એ અવસ્થા અથવા બુદ્ધિદૃષ્ટિ,અથવા નિષ્ઠા,સામાન્ય પ્રાણીને તો કેવળ અંધારા-અભાવરૂપેજ છે. અર્થાત્ જયાં એ કૂટસ્થ સદ્‌નું કશ્રાયમાં ભાનજ ના થાય એવી તેની સ્થિતિ છે. પરંતુ યોગી તો એજ અવસ્થાના સતત ભાન–દર્શનવાળો છે. એની યોગ દૃષ્ટિમાં વિવિધ કાર્યાત્મક દૃશ્યો જગત્ રૂપે ભાસતાં નથી, પરંતુ તે પરમાત્મ સ્વરૂપેજ એને દેખાય છે, અને તેથી જગદાત્મક અવસ્થા એને નિદ્રાના અંધકાર–નિશારૂપેજ છે. પરમાત્માની દૃષ્ટિવાળો યોગી સત્યને દેખતો છે, તેથી જગત્ રૂપી વ્યવહારમાં એને અંધારૂજ લાગે છે; તેમજ યોગદૃષ્ટિ રહિત પ્રાણીને આ માયિક જગત્‌જ સત્યરૂપે દેખાય છે, તેથી એની ચક્ષુ સર્વત્ર સ્થિર અને કૂટસ્થ ભરી રહેલા પરમાત્મ–તત્વને જોઇજ શકતું નથી, તેથી તે એને નિશારૂપેજ છે. નિશામાં વસ્તુનું ભાન થતું નથી એવો સર્વનો અનુભવ છે.

જ્ઞાનીની આ અવસ્થાને વળી શ્લોક ૭૦–૭૧ માં સાંખ્ય અને યોગ ઉભય દૃષ્ટિયે વધારે સ્પષ્ટ સમજાવીને એવી બ્રાહ્મીસ્થિતિનો શ્લોક ૭૨ માં ઉપસંહાર કરે છે. આ શ્લોક સાથે વાંચો ગીતા. ૧૩. ૩૦.

જે (અસદ્બુદ્ધિ)માં બધાં પ્રાણીઓ જાગી રહ્યાં છે તે (એવા) દેખતા મુનિને તો નિશા(૩૫) છે.

(૭૦) ભરાયા રહેતા છતાં અચળ પ્રતિષ્ઠાવાળા સમુદ્રમાં જે પ્રમાણે (દેશ દેશનાં)જળો પડીને સમાઇ જાય છે, તેજ પ્રમાણે સર્વે કામનાઓ જેનામાં પ્રવેશીને સમાય છે તેજ(યોગી)શાન્તિને પામે છે; કામનાઓને ઈચ્છનારો નહીં. (૭૧) બધીય કામનાઓ (આસક્તિયો)ને છોડી દઇને જે પુરૂષ નિસ્પૃહ (તૃષ્ણારહિત) થઇને (યજ્ઞકર્મમાં) વિચરેછે, (અને) મારૂં તારૂં મૂકીને અહંકારથી રહિત થાય છે, તે શાન્તિને પામેછે. (૭૨) આવી આ જ બ્રાહ્મી સ્થિતિ (કહેવાય) છે. હે પાર્થ, એને પામીને પુરૂષ મોહમાં પડતો નથી; (અને) અંતકાળે પણ એમાં ઠરતાં તે બ્રહ્મ–નિર્વાણને પામેછે.

( સાંખ્યયોગ નામના બીજા અધ્યાયનું
ગુજરાતી ભાષાન્તર સમાપ્ત. )

---

(૭૦) કામના એજ જગત્ પ્રપંચનો હેતુ, પ્રયોજક કારણ, છે. વિરાટ્ પુરૂષની આવી કામના તેજ એની લીલા છે. જુવો બ્ર. સૂ. ૨. ૧. ૩૩. પ્રશ્ન ૬. ૫. શાન્ત યોગીની આ સન્યાસ વૃત્તિ છે.

(૭૧) સર. ગી. ૨. (૬૪–૬૫); સર. ઇશા. (૧–૨). નિસ્પૃહ અને નિરહંકારી થઇને વિચરતા કર્મયોગીની વૃત્તિ અહીં બતાવીછે.

(૭૨) જુવો પ્રશ્ન. ૩. ૧૦; છાં. ૩. ૧૪. ૧.

( યોગીની દ્વિધાબુદ્ધિની જ્યોતિ સમાપ્ત. )

## અધ્યાય ૩.
### ( યોગીનું કર્મ. )

(૧) (અર્જુન૦) હે જનાર્દન, જો કર્મના કરતાં (સ્થિર) બુદ્ધિ તમને વધારે સારી ( જણાતી ) હોય તો, હે કેશવ, (યુદ્ધ જેવા) ઘોર કર્મમાં મને કેમ જોડો છો ? (૨) વ્યામિશ્ર (દ્વિઅર્થી) જેવાં વાક્યથી તમે મારી બુદ્ધિને જાણે સંમોહમાંજ નાખો છો, તેથી નિશ્ચય કરીને, (મને) એકજ (માર્ગ) બતાવો જેથી હું શ્રેયને મેળવું.

(૩) (ભગવાન૦) હે નિષ્પાપ, અહીં લોકમાં (ચાલતી જ્ઞાનીની) બે પ્રકારની નિષ્ઠા (બુદ્ધિસ્થિતિ) મેં (તને) આગળ કહી બતાવી: જ્ઞાનયોગથી સાંખ્યોની, અને કર્મયોગથી યોગીઓની.

(૪) કર્મને નહીં આરંભવાથીજ પુરૂષને કર્મરહિતપણું મળતું નથી, કે (આરંભેલાંના) સંન્યાસ(ત્યાગ)થીજ તે (મોક્ષરૂપી) સિદ્ધિને પામતો નથી. (૫) કારણકે કોઇ પુરૂષ ક્ષણ માત્ર પણ કર્મ કર્યા વગર કદિ રહીજ શકતો નથી. કારણકે પ્રકૃતિજન્ય ગુણોએ કરીને બધાય લોક (કર્મ કરવામાં) અવશ (સ્વવશ નહીં એવા–પરાધીન) છે, તેથી કર્મ તો થાય છેજ. ( ૬ ) કર્મેન્દ્રિયોને રૂંધીને જે પુરૂષ મનથી ઇન્દ્રિયોના વિષયોનું ચિંતન કરતો રહે છે, તે વિમૂઢાત્મા તો ઢાંગી(મિથ્યાચારી)જ કહેવાય છે. ( ૭ ) પણ, હે અર્જુન,

---

(૧) જુવો ગીતા. ૨. ૪૮ અને ૨. ૫૩. એકમાં 'કર્મને કર' એવો, અને બીજામાં 'સ્થિરબુદ્ધિ' વાળા 'સ્થિત પ્રજ્ઞ'ની સંન્યાસાત્મક સમાધિનો ઉપદેશ સ્હેજ વિભ્રમ કરાવે એવોજ દેખાય છે.

(૪) જુવો. ગી. ૪. ૧૮.

(૫) સર. ગીતા. ૧૩. ૨૯. ગી. ૧૮. ૧૧.,

ઇન્દ્રિયોને મનથી નિયમીને (ફળમાં) આસક્તિ રહિત થઇ જે પુરૂષ કર્મેન્દ્રિયો વડે કર્મયોગને આરંભે છે, કરે છે, તે વિશેષ (શ્રેષ્ઠ) છે. (૮) તું (નિરાસક્ત થઇને, સ્વભાવે) નિર્માણ કરેલા કર્મને કર, કારણકે, (એવું) કર્મ (જરૂર) અકર્મ (કર્મના અનારંભ)થી વધારે સારૂં છે. વળી તારી, કર્મ નહીં કરનારાની તો શરીરયાત્રા પણ બની શકશે નહીં. (૯) યજ્ઞાર્થ (કરેલાં) કર્મથી જૂદો(ફલેચ્છાવાળો)જ એવો લોક (વ્યવહાર) કર્મબંધન વાળો છે; તેથી હે કૌંતેય, તું સંગ(ફલાસક્તિ)થી મુક્ત થઇને કર્મને આચર.

(૧૦) યજ્ઞોની સાથે પ્રજાઓને સૃજીને પૂર્વે પ્રજાપતિ

---

(૮) શંકરાચાર્ય '**નિયતં**' નો અર્થ 'નિત્ય' કરે છે, તો તિલક એનો અર્થ 'નિમેલું' એટલે વર્ણાશ્રમધર્મે નિર્માણ કરેલું એવો કરે છે. આ તિલકનો અર્થ અમે લીધેલા અર્થની સમીપનો છે, કારણ કે વેદે નિર્માણ કરેલાં કર્મ પ્રકૃત્યનુસાર હોઇ જો ફળની કામના રહિત લોકસંગ્રહર્થે જ કરવામાં આવે, તો તેવું કર્મ યોગવાળું અથવા સ્વભાવે જ નિયમિત કહેવાયછે. જુવો. ગી. ૩. ૭. આની પાછળના શ્લોકની સાથે તો અમે લીધેલો જ અર્થ વધારે સંગત છે, અને આગળના ગી. ૨. (૪૯–૫૦) ની સાથે એ જ અર્થ વધારે સારો ઘટે છે.

સર. ગી. ૨. ૪૭: ગી. ૧૮. ૯. સંન્યાસીને પણ શરીર યાત્રા અર્થેય કર્મ તો કરવું જ પડશે, અને એમ પ્રકૃતિએ વશ થઇને પણ કર્મ તો થયાં જ કરશે તો તેવાં કર્મ યોગીએ યજ્ઞાર્થે કરવામાં જ એનું શ્રેયસ્ છે, એવો ઉપદેશ છે.

(૯) યજ્ઞના અર્થ માટે જુવો. બૃ. ૧. ૫. ૨૧: અને બૃ. ૪. ૧. ૨ જ્યોતિ, અને ઇશા. (૧, ૨). કર્મ માત્રને યજ્ઞ જ કહેવાય છે. ઇશા. ૨. માં તો નિરાસક્ત રહીને કર્મ કર્યા જ જવાં, એમ કરતાં કર્મનાં બંધનનો જરાય લેપ થતો નથી, પણ એથી બીજી રીતે રહેતાં કર્મ બંધનકારક થાય છે, એમ સ્પષ્ટ શ્રુતિએ કહ્યું છે. લોકસંગ્રહની દૃષ્ટિએ અહીં પણ કર્મ માત્રને યજ્ઞ જ કહ્યો છે. જુવો. ગી. ૩. ૧૦.

(૧૦) ભગવાન અહીંથી હવે તત્વચિંતકોએ સૃષ્ટિમાં અનુભવેલા

**બોલ્યા હતા કેઃ આ( યજ્ઞ )નાવડે તમે વૃદ્ધિને પામો, એ (યજ્ઞ)તમારી ઇચ્છિત કામનાને આપનાર(કામધુક) થશે.(૧૧) તમે આના વડે દેવોની સંભાવના કરજો.(અને)તે દેવો(પાછા)તમારી સંભાવના કરશે. (આમ) પરસ્પર સંભાવના કરતાં તમે પરમ શ્રેયને પામશો. (૧૨) જરૂર યજ્ઞથી સંભાવિત થએલા (સન્માન પામેલા) દેવો તમને ઇચ્છિત ભોગો આપશે. એમણે તે આપેલા ભોગોને (યજ્ઞદ્વારા પાછા) તેમને (દેવોને) સમર્પ્યા વગર જે પુરૂષ ભોગવે છે તે તો ( એક ) ચોર( જેવો )જ છે. (૧૩) યજ્ઞમાં વધેલું ભોગવનાર સંતો બધા પાપોમાંથી**

---

નિશ્ચળ નિયમોને પ્રકટ કરે છે. શ્રુતિનો ઉપદેશ બહુ પ્રયોગોથી અને રાગદ્વેષ રહિત એવી સ્થિર બુદ્ધિએ વિચાર કરીને શોધેલા પુરાણ અનુભવનું ફળ છે, તેથી તેવા સત્યને ઇશ્વર દત્ત સત્ય કહેવાય છેઃ અને તે નિશ્ચળ છે કારણ કે એજ સત્ય વિશ્વને સદાય નિયમી રહ્યું છે. ગીતાનો આ ઉપદેશ હજારો વર્ષથી શોધેલા આવા શ્રુતિના ઉપદેશનો સાર છે. જુવો છાંદો. ૪. ૧૭. ૧ જ્યોતિ.

(૧૧) મનુષ્ય અને દેવ એ કંઈ વિરોધી વ્યક્તિઓ નથી, પરંતુ એ અન્યોન્ય સહાયક સત્વો છે; અને તેમના અન્યોન્યાશ્રયી ભાવમાંજ જગતનો પ્રભાવ છે. લોકનો સંગ્રહ તેથી જ એવા અન્યોન્યાશ્રય-(co-operation)થી ચાલે છે; અને ઇશ્વર જે વિશ્વનો નિયંતા છે, તેનો સૃષ્ટિને વિસ્તારીને તેનું પોષણ કરવાનો જે પ્રકટ ઉદ્દેશ છે, તેને જે દેવ કે મનુષ્ય પોષે, એટલે એના નિયમે યજ્ઞાર્થ કર્મ કરીને લોકનો સંગ્રહ કરે, તેને જ તે પોતાનો પ્રિય ભક્ત ગણે, તેને જ એની સૃષ્ટિમાં તે સુખી કરે, તેમજ તેની જ અવિદ્યાને પોતાની કૃપાથી નિવારીને 'સ્વ'રૂપમાં ભેળવે, એ સહજ સમજાય તેવું છે. આથી જ ભગવાન અર્જુનને યજ્ઞાર્થ કર્મ કરવાને જ પ્રેરેછે; અને વળી અકર્મમાં આસક્તિ નહીં રાખવાનો ખાસ ઉપદેશ કરે છે. સર. ગી. ૪. ૧૧.

(૧૨) દેવોને સમર્પવા એટલે તેમના નિયમાનુસાર લોકસંગ્રહાર્થેજ, એવી ભાવનાએજ, કર્મ કરવાં. જુવો.'બ્રહ્મયજ્ઞ'. માટે જુવો.ગીતા. ૪. ૨૪માં.

(૧૩) યજ્ઞમાં વધેલાને " અમૃત " કહે છે. જમી રહ્યા પછી

**મુક્ત થાય છે. પણ જે પાપીઓ પોતાને અર્થેજ રાંધે છે તેઓ તો પાપનેજ ભોગવે છે.**

**(૧૪) અન્નથી ભૂતો-પ્રાણીયો ઉત્પન્ન થાય છે, અને વર્ષાદથી અન્ન પાકે છે, વર્ષાદ યજ્ઞથી થાયછે, અને યજ્ઞ કર્મથી થાયછે.(૧૫)કર્મ (પ્રજ્ઞાન–વેદ)બ્રહ્મથી ઉદ્દભવે છે, અને બ્રહ્મ અક્ષર.(અવ્યક્ત)માંથી ઉદ્દભવે છે, એમ તું જાણ. એટલે (આવો)સર્વવ્યાપક બ્રહ્મ સદા યજ્ઞ(કર્મ)માં પ્રતિષ્ઠિત (સ્થિર રહ્યો) છે.(૧૬) આમ (બ્રહ્મથી)**

---

વધેલા ઉચ્છિષ્ટને "વિઘસ" કહે છે. 'અમૃત'ને ભોગવનારાને ભગવાન 'સંતો' કરીને સંબોધે છે; અને તેવું 'અમૃત' ભોગવતાં તે પાપોમાંથી મુક્ત થાય છે. ત્યારે આવા 'અમૃત'નો અર્થ શું હશે ? એનો અર્થ જરૂર અમૃત–અમર–બ્રહ્મ–મહત્ એવોજ થવો જોઇએ. કારણ કે, એને જ ભોગવીને પુરૂષ બ્રહ્મ લોકને પામી બ્રહ્માત્મક થતાં સર્વ પાપોમાંથી છુટી જાય છે, અને એવો બ્રહ્મવિદ્ જ 'સંત' પુરૂષ છે, કારણ કે એજ સદ્ દેવતામાં ભળીને રહે છે. વળી પરમાત્માના કાર્યાત્મક હિરણ્યગર્ભના આ સર્વ જગત્ વ્યવહારને, કર્મ માત્રને, 'યજ્ઞ' જ કહેવાય છે. જુવો બૃ. ૧. ૫. ૨૧. એવા સદ્–દેવતાનું જગત્‌માં સર્વત્ર પ્રકટી રહેલું જ્ઞાન તે 'વેદ', અને એવા જ્ઞાનવાળો કર્મ વ્યવહાર તે યજ્ઞ. એવો યજ્ઞનો અર્થ પણ અહીં સ્પષ્ટ સમજાય છે. આવું વ્યક્ત હિરણ્યગર્ભનું ચિંતન–જ્ઞાનરૂપી વેદ તે અક્ષરથી થયું છે, કારણ કે એ સદ્‌ના સિવાય બીજુ કોઇ અજર કે અમર એવું મૂળ જ્ઞાતા છે જ નહીં. એટલે સદ્‌માંથી જ કાર્યાત્મક અસદ્ ઉદ્દભવ્યું છે. આ જ શ્રુતિનો ઉપદેશ છે. જુવો. છાં. ૬. ૨. ૨. 'સદ્' એ જ 'અક્ષર' છે. અસદ્ તો ક્ષર, નાશવાન છે. ગી. ૨. ૧૭. સર. ગીતા. ૪. (૩૦–૩૧)

(૧૪) સર. તૈ. ૨. ૧. ૧.

(૧૫) વિચારો ગી. ૬. (૨૯–૩૨), ગી. ૮. ૪. ભૂત માત્રના પ્રકાશ– 'પ્રજ્ઞાન' રૂપ બ્રહ્મેજ કર્મમય જગત્ દોરાઇ રહ્યું છે, બ્રહ્મ-યજ્ઞ ગીતા ૪. ૨૪.માં જુવો. વળી અક્ષર માટે જુવો. ગી. ૧૨. ૩; ગી. ૧૫. ૧૬. ત્યાં એનું વિવેચન કર્યું છે.

(૧૬) લોક સંગ્રહાર્થે કરેલાં સર્વ કર્મો યજ્ઞાર્થેજ છે, અને પુરૂષે

**પ્રેરાયલા ( જગત્ ) ચક્રને જે પુરૂષ (ઇશ્વરેચ્છાને) અનુસરીને ફેરવતો નથી, તે ઇન્દ્રિયોમાંજ રમી રહેલો (એવો) પાપી જીવ છે. (અને) હે પાર્થ, એ વ્યર્થજ જીવે છે.**

**(૧૭)પણ જે માનવ આત્મામાંજ પ્રીતિવાળો,અને આત્મામાં તૃપ્ત, (એટલે) આત્મામાંજ સંતોષ પામેલો હોય તેને(પોતાને અર્થે તો) કાંઇ કરવા જેવું (રહે એમ) જણાતું નથી.(૧૮) (કારણકે) એને તો કરીનેય કાંઇ અર્થ નથી, કે નહીં કરીનેય કાંઇ નથી. વળી એને કોઇ પ્રાણીને વિષે કાંઇ પણ સ્વાર્થનો સંબંધ-આશ્રય પણ નથી. (૧૯) તેથી ( ફળમાં ) નિરાસક્ત રહીને સદાય કાર્ય (કરવા યોગ્ય) કર્મને તું કર, કારણકે આસક્તિ વગર કર્મ કરતાં પુરૂષ પરમ( પદ )ને પામે છે. (૨૦) જરૂર કર્મ(કર્યા)વડેજ જનકાદિકો પરમ સિદ્ધિને પામ્યા છે(એટલે) લોકસંગ્રહનેય વિચારી જોતાં તારે કર્મ કરવુંજ જોઇએ.**

---

તેમનો પ્રમાદથી ત્યાગ નહીં જ કરવો. તેમનો ત્યાગ કરનારો 'પાપી' છે એમ કહીને, અર્જુને જે 'નહીં લડું' એમ આગળ કહ્યું હતું તેનો અહીં ભગવાન ઉત્તર આપે છે. વળી. જુવો ગી. ૧૮. (૪, ૭).

(૧૭–૧૮) સર. ગી. ૨. (૩૯, ૪૭). અઢારમો શ્લોક યોગીની ઉભય, એટલે સન્યાસ અને કર્મ એ બેય, નિષ્ઠાની યોગ્યતા પ્રગટ કરે છે. પરંતુ કર્મ નિષ્ઠા સન્યાસથી લોક સંગ્રહાર્થે અધિક શ્રેષ્ઠ છે એમ ગીતાનો સ્પષ્ટ બોધ ૧૯. મા શ્લોકમાં કર્યો છે. વળી જુવો ગી. ૫. ૨.

(૧૯) કર્મમાં કયું કર્મ કાર્ય એટલે કરવા યોગ્ય, અને કયું નહીં કરવા યોગ્ય છે તેની સમજુત માટે વિચારો ગી. ૨. (૪૭–૪૮) ઉપરની જ્યોતિ, અને ગી. ૧૬. ૨૪. ત્યાં શાસ્ત્રે વિધાન કરેલાં જ કર્મ કરવા યોગ્યછે, અને નિષેધ કરેલાં નહીં જ કરવા યોગ્ય છે, એમ ભગવાને સ્પષ્ટ ઉપદેશ કર્યો છે.

(૨૦) કર્મયોગીઓના દૃષ્ટાન્તમાં ભગવાન પરમ સિદ્ધિને પામેલા એવા જીવનમુક્ત યોગીશ્વર જનક રાજાને બતાવે છે, તે ઉપરથી પણ સ્પષ્ટ સમજાય છે કે ગીતામાં કર્મયોગનો ઉપદેશ તે આત્મવાન–યો-

**(૨૧) જે જે આચરણ શ્રેષ્ઠ પુરૂષ કરે છે તેને બીજા લોક પણ આચરે છે. જેને તે (શ્રેષ્ઠ પુરૂષ) યોગ્ય (પ્રમાણભૂત) ગણે છે તેને લોકો અનુસરે છે. (૨૨) હે પાર્થ, (જો,) ત્રણેય લોકમાં મારે કાંઇજ કરવા જેવું નથી, કે કાંઈ નહીં**

---

ગીની સ્થિતિ પરત્વેજ છે, એ અજ્ઞાનીની ઉપાસના અર્થે નથી. જુવો. ગી. ૨. ૩૯ જ્યોતિ.

(૨૧) અર્જુનને યુદ્ધરૂપી સ્વધર્મમાં પ્રેરવા વળી ભગવાન બીજી યુક્તિનો ઉપયોગ કરે છે, અને કહે છે, કે કદિ અવિવેકથી તું સન્યાસ યોગનોજ આશ્રય કરીશ, તો જે લોકો જ્ઞાન વગરના છે તે લોક તો તારૂં આચરણ બરાબર નહીં સમજતાં માત્ર તારા બાહ્ય આચારને જોઈને તેઓ પણ કર્મ કરવાં છોડી દેશે; અને જો કે તું યોગારૂઢ હોઇ તને કદિ નિવૃત્તિ સ્વાભાવિક હશે, તોપણ એવી નિવૃત્તિને સેવનાર અજ્ઞાનીઓનો ઉત્કર્ષ જરૂર તેથી અટકીજ જશે; અને તું જગત્‌માં મહાન અનર્થનો કર્તા–નિમિત્ત ઠરીશ. તેથી પણ તારે તારી પ્રકૃતિ અનુસાર ક્ષત્રિય ધર્મનું રક્ષણ કરવા યુદ્ધ કરવુંજ યોગ્ય છે.

(૨૨) ઉપરનો ઉપદેશ ભગવાન પોતાનોજ દૃષ્ટાન્ત આપીને અહીં સચોટ સમજાવે છે; અને જે સંકરતાના ભયથી અર્જુન સ્વબંધુને હણવા ના પાડે છે તેવીજ સંકરતાનો તું પોતે યુદ્ધ-કર્મ નહી કરવાથીજ નિમિત્ત થઈશ એમ અર્જુનને સૂચવે છે.

અહીં કૃષ્ણ 'મારે' 'હું' એવા શબ્દો વાપરે છે, તે કૃષ્ણના સ્થૂળ શરીરના અર્થમાં નથી; પરંતુ તે પોતાના જીવેશ્વર ભાવવાળા સત્–ચૈતન્યના અર્થમાંજ વાપરેછે. જીવ ભાવ અને ઇશ્વરભાવ વસ્તુતાએ એકજ ચૈતન્ય સત્વનો પ્રકાશ છે, અને જે "સદ્" ભાવનો પોતે આગળ ઉપદેશ કર્યો છે, તે સદ્‌ભાવને અંગેજ અહીં આવા શબ્દોનો ઉપયોગ કરે છે. "સદ્" નિર્વિકાર અને અસંગ છે, છતાં માયાના સંગમાં તે જીવેશ્વર ભાવે વિશ્વને સૃજીને તેને પોષી રહ્યો છે, તે કોઈ વ્યક્તિના સ્વાર્થને અર્થે નહીં; માત્ર લોકના સંગ્રહાર્થેજ એવું પ્રહ્મદર્શન છે, એવો ભગવાનનો ઉપદેશ છે. જુવો. ગી. ૪. (૭–૯); શ્વેતા. ૫. ૭. છાં. ૬. (૨–૩.) ખંડો બૃ. ૨. ૫.(૧૮–૧૯). વળી વાંચો ગી.૪.(૧૩–૧૫)

મળેલું (મારે) મેળવવાનું રહ્યું નથી, છતાં હું પણ કર્મમાં પ્રવર્તું છું. (૨૩) કર્મમાં સાવધાન રહીને કદિ હું એમ ના વર્તું તો, હે પાર્થ, મારાજ વર્તન(માર્ગ)ને મનુષ્યો બધેય અનુસરે. (૨૪) (અને) જો હું (એમ) કર્મ ના કરૂં, તો આ લોકોનો ઉચ્છેદજ થાય; હું સંકરતાનો કર્તા થાઉં, અને આ પ્રજાઓને હું મોટી હાની કરૂં. (૨૫) હે ભારત, અજ્ઞાની પુરૂષો કર્મમાં આસક્ત થઈને જેમ (કર્મ) કરે છે, તેમ વિદ્વાને આસક્તિ રહિત લોકસંગ્રહ કરવાની ઇચ્છાએ (કર્મ) કરવુંજ જોઈએ.

(૨૬) કર્મ(ફળ)ના સંગી એવા અજ્ઞાનીઓની બુદ્ધિમાં વિક્ષેપ કરવો નહીં, પણ વિદ્વાને (પોતે) યોગમાં જોડાઇને બધાં કર્મોને (નિરાસક્તપણે ) કરતા રહીને (શાસ્ત્ર-વિહિત કર્મમાં પોતાનાજ દૃષ્ટાન્તથી તેમને પણ) જોડવા.

---

(૨૫) 'વિદ્વાન્'ને શંકરાચાર્ય "આત્મવિદ્" કરીને સમજાવે છે. આવા વિદ્વાનને ભગવાન પોતે આગળ ૨૯ મા શ્લોકમાં પુરૂં સમજનાર (કૃત્સ્નવિદ્) કહે છે, અને તેણે લોક સંગ્રહાર્થે આસકિત રહિત થઇને ધર્મ્ય કર્મ આચરવાંજ ઘટે છે એમ ઉપદેશ કરે છે; કારણકે નહીં તો એમના વર્તનને નહીં સમજનાર મંદ બુદ્ધિવાળા પુરૂષોય તેમને આવશ્યક એવાં ધર્મકાર્યોને ગેરસમજુતથી ત્યજીનેજ ઉભા રહે, અને સર્વ લોકનો ઉચ્છેદ જ થાય. જુવો. ગીતા. ૨. ૩૯. જ્યોતિ. જુવો ગીતા ૩. ૩૩

(૨૬) શ્રેષ્ઠ પુરૂષોનાં આચરણનેજ લોકો સ્વભાવે અનુસરે છે, તેવા કર્મફળની ઇચ્છાએ પ્રવૃત્ત થતા અજ્ઞાનીઓને તો વિદ્વાને પોતાના આચરણથી હાની નહીંજ કરવી ઘટે, એમ પુનઃ અર્જુનને ટકોર કરી ભગવાન અહીં સંવાદના એ પ્રસંગનો ઉપસંહાર કરતાં વ્યાવહારિક એક સુંદર ધર્મસૂત્રને બાંધે છે, કારણકે બધીય પ્રકૃતિને અનેક વિધ ઘડતાં ઘડતાં છેવટે પ્રભુ પોતાના આત્મ દર્શનનેજ અનુકૂળ કરે છે. તેથી વળી પ્રકૃતિએ કામનાથી પ્રવર્તતાં છતાં જંતુઓ પણ 'સ્વ'ના-અર્થનેજ શોધી રહ્યાં છે, અને વિષયમાં અથડાતાં, જ્યારે ત્યાં એ ખરા સુખને નહીં દેખે, ત્યારે

**(૨૭) કર્મો તો બધેય પ્રકૃતિનાજ ગુણોએ કરીને કરાયા જાય છે. અહંકારથી મૂઢ થએલો જીવાત્મા જ હું (તેમનો) કર્તા છું એમ માને છે. (૨૮) પણ હે મહાબાહો, ગુણ અને (તેમનાં) કર્મોના વિભાગ(વિવેક)ને તત્વદૃષ્ટિએ**

---

એમની મેળે ભોગેચ્છાના પાપમાંથી છુટીને બધાય આત્મા ભણી વળશેજ. જુવો ગીતા. ૪. (૧૧, ૧૨). જુવો ગી. ૧૬. ૨૧. જ્યોતિ. જુ.મું. ૧. ૨. ૧૧. આવી અથડામણ ઓછી કરવા માટે જ્ઞાનની આવશ્યકતાછે.

(૨૭) અહીંથી હવે યોગીને અહંકાર થતો નથી તેનું કારણ સમજાવે છે. વળી જુવો ગી. ૧૩. ૩૦. આ શ્લોકમાં અર્જુનના ગી. ૧. ૩૯ માં અહંકાર યુક્ત બોલેલા વાક્યનો ઉત્તર વાળે છે.

(૨૮) ગુણો એટલે મન અને બુદ્ધિ સહવર્તમાન બધી ઈન્દ્રિયો; તેમજ તેમના વિષયો, અને વિષયો અને ઇન્દ્રિયો એ બેયનાં કર્મો, અથવા તે વિષયોમાં થતી પ્રવૃત્તિ માત્ર; જેમકેઃ બુદ્ધિની ક્રિયા તે વસ્તુના વિચારથી નિર્ણય કરવાની, મનની સંકલ્પ કરવાની, ચક્ષુની જોવાની, હાથની ગ્રહણકરવાની ઈત્યાદિ. આ ઇન્દ્રિયોનેય ગુણો કહેવાનું કારણ એવું છે, કે વિશેષતાએ કરીને વિકાર રૂપે 'જ્ઞ' રૂપ આત્મામાં તે પ્રકટ થાય તોજ આત્માથી ભિન્ન એવું એમનું માયિક અસ્તિત્વ ઉદ્‌ભવે છે, તેથી એ પ્રાજ્ઞ-આત્માના નિર્વિકાર–સમાન–ભાવની અપેક્ષાએ બધા "જ્ઞેય", 'અસદ્'આત્મક વિકારોને ગુણો અથવા વિશેષણોજ કહ્યા છે. અને જે કર્મની પ્રવૃત્તિ છે તે એવાં વિશેષણોનીજ પ્રવૃત્તિ છે, કારણકે તેમના ધારક "જ્ઞ" રૂપ નિર્વિકારમાં તો અભિન્નતાને લીધે દેખાતી પ્રવૃત્તિનો સંભવજ નથી. તેથી ગુણોમાં–વિકારોમાંજ વિકારોની પ્રવૃત્તિ થાય છે, એમ તત્વવિદો સમજે છે. આમ આખા કાર્ય કારણના સંઘાતમાં કેવળ ગુણોનીજ પ્રવૃતિ દેખાય છે, અને તેથી તેમાં કારણ તેમજ કાર્યો ઉભય ગુણમયજ છે. આત્મા જે નિર્વિકાર અને સ્થિર છે, તેમાં પ્રવૃતિ રૂપી વિકારનો સદા અભાવજ છે; એતો સાક્ષીરૂપેજ આ વિકારોની અન્યોન્ય પોતાનામાં નિશ્ચિત નિયમે ચાલી રહેલી પ્રકૃત્તિને 'છે' રૂપે સત્તાજ આપી રહ્યો છે. જે પુરૂષો આવા તત્વને સમજે છે તે ગુણોની પ્રવૃત્તિમાં

**સમજનારા (તત્વવિદો) તો ગુણોજ ગુણોમાં પ્રવર્તે છે એમ માનીને ( તેમની પ્રવૃત્તિમાં અહંભાવે ) આસક્ત થતા નથી. (૨૯) પ્રકૃતિના ગુણોમાં (અહંભાવે) મોહેલા પુરૂષોજ ગુણોના કર્મોમાં આસક્ત થાય છે. તેવા પુરૂં નહીં સમજનાર મંદબુદ્ધિવાળાને પુરૂ સમજનારે ( વિભ્રમ કરાવે એવું પોતાનું વર્તન દેખાડીને કર્મમાંથી ) ચળાવવો નહીં. (૩૦) (તેથી) મારા(કાર્યકારણ સંઘાતના ધારક ઇશ્વર)માંજ કર્મોને સમર્પીને, (સદ્) આત્મામાંજ ચિત્ત રાખી (ફળની) આશા વગર અને મારૂં તારૂં મૂકી દઈ શોકરહિત થઇને તું યુદ્ધ કર.**

**( ૩૧ ) જે માનવો શ્રદ્ધાવાળા થઈ ( એટલે, ખોટા ) દોષ કાઢ્યા વગર, મારા આ મત પ્રમાણે સદાય વર્તે છે, તેઓ પણ કર્મમાંથી મુક્ત થાય છે. (૩૨) પણ જે દોષજ**

---

તે અમારી, આત્માની, પ્રવૃત્તિ છે એમ માનીને અહંભાવે આસક્ત થતા નથી. પણ જે અજ્ઞાનીઓ બુદ્ધિ આદિ ગુણોની આવી ક્રિયાઓને ગુણો અને તેમના ધારક આત્માના અવિવેકના પરિણામે પોતાનીજ ક્રિયાઓ માને છે, તેઓ તેમાં અહંભાવવાળા થઇને સુખદુઃખને પામે છે, અને તેમાં આસક્ત રહે છે, એમ ભગવાનનો ઉપદેશ છે. જુવો ગીતા ૩. ૨૯. દૃષ્ટાને આવા ગુણોનું પોતામાંજ થતું દર્શન અને તેમની પ્રવૃત્તિનો આવો નિશ્ચિત વ્યવહાર એજ માયા, એજ પરમાત્માની અતર્ક્ય શક્તિ છે. જુવો શ્વેતા. ૧. (૩, ૭ થી ૯); ૪. ૧૦; ૫. ૭. જુવો. ગીતા. ૧૩. ૨૨. વળી વાંચો ગીતા. ૪. ૧૩; ગીતા. ૫. ૧૪. અને ૭. ૧૨ જ્યોતિ. વિકારોમાં આત્માના તાદાત્મ્યે થતી વૃદ્ધિ માટે જુવો છાંદો. ૭. ૪. ખંડ. અને કઠ. ૪. ૬.

(૨૯) અહીં પણ શ્લોક ૨૬ના ઉપદેશને જ ભગવાન સમર્થન કરે છે.

(૩૦) વાંચો ગીતા ૨. (૪૮,૬૧).

(૩૧–૩૨) યોગીને નિરાસક્ત કર્મ તો સ્વાભાવિક જ છે. પરંતુ યોગસાધક મુમુક્ષુને પણ એવું નિરાસક્ત કર્મ જો એને એ **શ્રદ્ધાથી**

**કાઢનારા મારા આવા મત પ્રમાણે વર્તતા નથી તેમને તો સર્વ-સમગ્ર જ્ઞાનમાં મૂઢ જ થએલા અને અચેતસ્ (અધ્યાત્મ ચિત્તરહિત) થઇને નષ્ઠ થયેલાજ તું જાણ.**

**(૩૩) જ્ઞાનવાન પણ પોતાની પ્રકૃતિ-સ્વભાવને યોગ્યજ વર્તન કરે છે. (કારણકે) ભૂતો (પોતપોતાની) પ્રકૃતિ-સ્વભાવનેજ અનુસરે છે, ( તેમનો) નિગ્રહ એ કેમ કરી શકશે ?**

---

ઉપાસના અર્થે સેવે તો, જ્ઞાનની પ્રાપ્તિ કરાવનારૂં નીવડે છે, એમ અહીં ભગવાનનો અભિપ્રાય છે. પણ જે અજ્ઞાની હોય અને વળી મારા આવા વચનમાં વિશ્વાસ વગરના હોય તેમનો તો અજ્ઞાને કરીને નાશ જ થએલો જાણવો. જુવો ગીતા. ૪. ૪૦.

પ્રકૃતિના ગુણોનો નિરોધ નહીં કરતાં, પરિવ્રાજકની નિવૃત્તિ પરાયણ પ્રકૃતિને અવલંબીને ના લડું તો કેમ ? એવા અર્જુનના કલ્પિત વાદનો ઉત્તર આપવા ભગવાન કહે છે કે સ્વધર્મજ, પોતાની પ્રકૃતિએ નિર્ણિત થએલો ધર્મ—ક્ષાત્ર ધર્મ—જ શ્રેષ્ઠ છે. આ વિષયને પાછળના શ્લોક ૩૩ થી ૩૫ માં ભગવાન છેડે છે.

(૩૩) પુરૂષની પ્રકૃતિ એટલે સ્વભાવ. આ પ્રકૃતિ અથવા સ્વભાવ જન્મજન્માન્તરના ધર્માધર્મના સંસ્કારોથી ઘડાય છે. એવી પૂર્વે ઘડાયલી પ્રકૃતિ અનુસાર જ ગુણોની પ્રવૃત્તિ ઈશ્વરી નિયમને અનુસરીને થાય છે. અર્થાત્ અંતઃકરણ અથવા લિંગદેહની ધાતુની ઘટના અનેક કર્મોના સંસ્કારથી બંધાય છે, અને જેવી એ ઘટના બંધાય છે, તેજ પ્રમાણે ઇંદ્રિયોની પ્રેરણા તો ઈશ્વરી નિયમાનુસાર થવાની જ. આવી નિશ્ચિત પ્રેરણાઓને જ્ઞાની પણ જબરાઇથી રોકીને રૂંધી શકતો નથી, કારણકે તેના ઉપર એનો અધિકાર-સત્તા-નથી. એનો અધિકાર તો માત્ર એવી પ્રેરણાઓની કામના કરવી કે ના કરવી એટલા જ ઉપર છે. કામના કરી તો એવી પ્રેરણાવાળી પ્રવૃત્તિમાં આસક્ત થતાં એના ફળનો એ ભોક્તા થાય છે જ. એની કામના છોડી દીધી તો, અસંગ રહીને કર્મ કરતાંય ફળનો એ ભોક્તા થતો નથી, એવો જ ભગવાનનો ઉપદેશ છે. જુ. ગીતા ૨. ૪૭. જ્યોતિ. તત્વને નહી જાણનારા કર્મના સંગીને તો

**(૩૪) ઇન્દ્રિયના વિષયોમાં ઇન્દ્રિયના રાગ–દ્વેષોની વ્યવસ્થા (ઇશ્વરેજ) કરી રાખી છે. ( તારે તો) તેમને વશ થવું નહી ( એટલુંજ સંભાળવાનું છે ), કારણકે તે ( રાગદ્વેષો ) આ(પ્રજ્ઞાત્મા )ને રસ્તે હરણ કરનારા (અવળે રસ્તે દોરનારા) વંચકોજ છે. (૩૫) (અને) સુખેથી આચરાતા એવા પરધર્મના (પારકાના સ્વભાવધર્મના) કરતાં એવા ગુણ વગરનો (હોય છતાં પોતાનો) સ્વ(સ્વભાવ જન્ય )ધર્મજ વધારે સારો છે. સ્વધર્મમાં મરવું ય શ્રેયસ્કર છે, (કારણકે) પરધર્મતો ભયનેજ લાવનારો છે.**

---

કર્મ કરતાં કરતાં સ્વધર્મને આચરીને જ જ્ઞાનાધિકારી થવું જ યોગ્ય છે, અને તેવા ધર્માચરણમાં પારકાનો સ્હેલો દેખાતો અથવા સુખથી પળાતો ધર્મ, જેવો કે કામ કરવાની કડાકુટ વગરનો એવો સન્યાસ ધર્મ, પાળવા દોડવું એ ભયાનક જ છે, કારણ કે એવો ધર્મ એને સ્વાભાવિક નથી, તેથી તે ફળે તો નહીં, પણ ઉલટો તેને નર્કમાં જ નાખે છે. જુવો. ગીતા ૩. ૩૫.

(૩૪) જુવો. ગીતા. ૨. (૬૦,૬૭). પોતાની જ પ્રકૃતિને વશ થઇ પ્રાણી માત્ર પ્રવર્તે છે, અને આ નિયમનું બંધન જ્ઞાની તેમ જ અજ્ઞાનીને સરખું જ છે. પોતાની પ્રકૃતિને છોડી દઇને અન્યની પ્રકૃતિએ જ્ઞાની પણ નહીં વર્તી શકે, કારણ કે પ્રકૃતિનો પ્રેરક જીવ નથી, પણ સર્વને સમાન ભાવે પ્રેરી રહેલો ઇશ્વર છે, અને પ્રકૃતિના નિયમો તો એણે પ્રથમથીજ નિશ્ચિત કરી રાખેલા છે. જ્ઞાની પુરૂષનો અધિકાર તો માત્ર એટલોજ છે, કે પોતાના જ્ઞાનનો આશ્રય કરીને પ્રકૃતિએ પ્રવર્તતા ગુણોમાં પોતે અહંભાવે કર્તા ભોક્તા થાય નહીં, અને એમ કરીને તેમના બંધનમાંથી એ છુટી જઇ શકે છે. તેથી જ્ઞાનીએ તો પ્રકૃતિના રાગદ્વેષે પ્રેરાતા ગુણોમાં આસક્ત નહીં થવા જેટલીજ સંભાળ રાખવાની છે.

(૩૫) જન્માન્તરે બંધાયલી તારી ક્ષાત્ર પ્રકૃતિને છોડીને પરિવ્રાજક પ્રકૃતિનો તું આશ્રય નહીંજ કરી શકું; તેથી તારે **યુદ્ધજ કરવું**, એવું ભગવાનનું આ શ્લોકમાં વિનયપૂર્વક સૂચન છે. વળી જુવો.ગીતા. ૧૮. (૪૫થી૪૮; ૫૭થી૬૧).

(૩૬) (અર્જુન૦) ત્યારે હે વાર્ષ્ણેય, નહીં ઇચ્છતાં છતાં જાણે બળાત્કારેજ જોડાતો હોય એમ પુરૂષ કોનો પ્રેર્યો પાપનું આચરણ કરે છે ?

(૩૭) (ભગવાન૦) રજોગુણમાંથી ઉત્પન્ન થતો એવો આ કામ, એવો આ ક્રોધ: મહાભોગેચ્છાવાળો એજ મહા પાપી છે. એનેજ તું એવા (પાપાચરણ)માં (પુરૂષનો) વૈરિ જાણ.(૩૮) (કારણકે) જેમ અગ્નિ ધુમાડાથી ઘેરાય છે, કે તકતો મેલથી છવાય છે, કે ગર્ભ ઓરથી ઢંકાય છે, તેમ એ(કામ)નાથીજ

---

(૩૬) કર્મની મીમાંસા પૂરી થતાં હજુ એક પ્રશ્ન ઉઠવાનો સંભવ છે. શાસ્ત્રના જ્ઞાનથી સતેજ થએલી બુદ્ધિવાળો પાપ કરવું તે ખોટું છે એમ સ્વભાવેજ સમજે છે, છતાં ઘણી વખતે ઇચ્છાવિરૂદ્ધ પણ એ પાપ કર્મમાં કેમ પ્રેરાય છે એનો ખુલાસો હજુ બાકી રહે છે, અને તેથી અર્જુનના એ પ્રશ્નનો ઉત્તર ભગવાન ૩૭ મા શ્લોકથી આરંભે છે. અને દુઃખ માત્રનું મૂળ ભોગેચ્છામાંજ છે એવા સત્યને પ્રકટ કરે છે.

(૩૭) જ્ઞાનના પરિપાકે કરીને બ્રહ્માકાર વૃત્તિવાળા યોગીને તો પાપાચરણ શક્યજ નથી. પણ એવા યોગનું સેવન કરવા મથી રહેતા અભ્યાસીની ઘણી વખત આવી દશા થાય છે, એટલે અર્જુનનો પ્રશ્ન એવા અભ્યાસીનાજ અંગનો છે.

ભગવાન કહે છે, કે હા, એવા અભ્યાસીની ઇચ્છા વિરૂદ્ધ ઘણી વખત પાપમાં એની પ્રવૃત્તિ થાય છે, તેનું કારણ રજોગુણ જનિત ભોગેચ્છામાંજ રહ્યું છે, અને એ ભોગેચ્છા તેજ કામ છે, અને કામની સિદ્ધિમાં વિઘ્ન થતાં ઉપજતો ક્રોધ, એ બે ભોગેચ્છાના બાહુઓ મનુષ્યની આત્મામાં સ્થિર ઠરેલી બુદ્ધિને વિષયોમાં ભોગાર્થે ખેંચી લાવે છે. જ્યાં સુધી પુરૂષે યોગ સિદ્ધ કરીને અજ્ઞાનનો સંપૂર્ણ ત્યાગ કર્યો નથી, એટલે જ્યાં હજુય અવિદ્યાના પ્રભાવે એના હૃદયમાં ભોગેચ્છા રહી છે, ત્યાં સુધી આ કામ અને ક્રોધ, અથવા રાગ અને દ્વેષ રૂપી એના શત્રુઓ એની મરજી વિરૂદ્ધ પણ એને 'સ્વ'રૂપમાંથી બહાર ખેંચીને ઇન્દ્રિયોના ભોગમાં તાણી બાંધે છે, એવો ભગવાનનો ઉત્તર છે. સર. ગીતા ૧૬.

આ (સદ્-જ્ઞાન) ઘેરાયું રહે છે. (૩૯) હે કૌન્તેય, જ્ઞાનીના નિત્યના વૈરિએ (એટલે કે, વિષયોથી) ધરાયજ નહીં એવા કામ રૂપી જ્વરે જ્ઞાન(પ્રજ્ઞાન)ને ઘેરી લીધું છે. (૪૦) ઇન્દ્રિયો, મન, અને બુદ્ધિ એ( વૈરિ )નાં રેઠાણ કહેવાય છે; એમના વડે ( આત્મ ) જ્ઞાનને છાવરીને એ (વૈરિ ) દેહી(સત્)ને મોહ પમાડે છે. (૪૧) તેથી, હે ભરતર્ષભ, ઇન્દ્રિયોને તું પ્રથમ વશ કરી( નિયમી )ને, તારા જ્ઞાન અને વિજ્ઞાનના નાશક એ પાપી( કામ ) ને હણી નાખ.

(૪૨) ( સ્થૂળ ભોજ્ય વિષયોથી ) ઇન્દ્રિયોને ઉપ-

---

૨૧. પૂર્ણ યોગીની અપેક્ષાએ એ બન્ને જ્ઞાનીના વૈરી બને છે; પણ એજ રાગદ્વેષ તામસિક મૂઢને રાજસમાં લાવતાં એના સદ્‌ગુણો બને છે. જુવો. ગી. ૧૬. ૨૧ જ્યોતિ. અર્થાત્ સદ્‌ગુણ કે દુર્ગુણ સાપેક્ષ છે.

(૩૯) આવી કામનાએજ, મૃત્યુ રૂપી ભોગેચ્છાએજ, સદ્–આત્માને ઘેર્યું છે, તેથી તેમાંથી જગત્‌ની ઉત્પત્તિ થાય છે. જુવો. બૃ.૧.૨.૧.

(૪૦–૪૧) ભગવાન તેથીજ અર્જુનને કહે છે કે મનુષ્યે પ્રથમ આ ઇન્દ્રિયોના ઉપર અંકુશ મેળવવો જોઇએ, કારણ કે એજ આ ભોગેચ્છાનાં રહેઠાણો છે. જુવો. બૃ. ૩. ૨. બ્રા. ભોગેચ્છાને પકડવાનો આવો પહેલો ઉપાય બતાવીને, ભગવાન ભોગેચ્છાને આત્મામાં જ વાળવાની યુક્તિ શ્લોક ૪૨–૪૩ માં સમજાવે છે.

(૪૨–૪૩) ભોગેચ્છા સાધારણ રીતે બહુ પ્રબળ છે, તેથી કદિ તેને ત્યજાય નહીં તો એ ઇચ્છાનો વિષયજ ઉત્તમોત્તમ રાખવો, જેથી એની મેળે એ ઇચ્છા તે ઇષ્ટમાંજ શમી જાય. તેથી ભગવાન કહે છે, કે સ્થૂળ વિષયોથી ઇન્દ્રિયોની જ ઇચ્છા કરવી શ્રેષ્ઠછે, તેનાથી મનની ભોગેચ્છા શ્રેષ્ઠછે,તેનાથી બુદ્ધિની ભોગેચ્છા શ્રેષ્ઠછે, તેનાથી પ્રજ્ઞાત્માને જાણવાની ઇચ્છા શ્રેષ્ઠ છે. આમ પરંપરાએ પરમાત્માની ઇચ્છા પૂરતાં પુરૂષ આત્માથી જ આત્મામાં ઠરીને યોગમાં આરૂઢ થાય છે; અને તેમ થતાં સ્વભાવે જ એવાને પછી પાપાચરણ અશક્ય જ બને છે. શ્રુતિનો પણ આવો જ બોધ જુવો કઠ. ૩. (૧૦–૧૩)માં. સર. ગી. ૨. ૫૫. અને તૈત્તિ. ૨. ૫. ૧. જ્યોતિ. બૃ. ૧. ૪. ૮; ૧. ૪. ૧૬; ૨. ૪. ૫.

રની ( પર–શ્રેષ્ઠ ) કહેવાય છે, ઇન્દ્રિયોથી ઉપરનું મન છે, મનથી ઉપરની બુદ્ધિ છે, અને બુદ્ધિથી ઉપરનો એ પ્રજ્ઞાત્મા (પુરૂષ) છે. (૪૩) આ પ્રમાણે બુદ્ધિની ઉપરના (મહદાત્મા–પ્રજ્ઞાત્મા) ને ઓળખીને (એવા કામ્ય) આત્માથીજ (જીવ)આત્માને ઠારીને–સંતોષીને, હે મહાબાહો, કામ રૂપી દુર્જય એવા આ શત્રુને તું હણી નાખ.

( કર્મયોગ નામના ત્રીજા અધ્યાયનું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત. )

---

તેથી કામનાને-આસક્તિને કાઢી જ નાખ, એ જ પાપનું મૂળ છે, એ જ કર્મના બંધનનું મૂળ છે એમ કહી કર્મ મીમાંસાનો ભગવાન અહીં ઉપસંહાર કરે છે. 'સઃ' એમ કહી નર જાતિમાં એટલે 'વ્યક્ત પુરૂષ'-ના અર્થમાં એનો ઉપયોગ કર્યો છે, તેથી ઉપાસ્ય ને 'પ્રજ્ઞાત્મા'ના અર્થમાં અમે સમજાવ્યો છે.

( યોગિના કર્મની 'જ્યોતિ' સમાપ્ત ).

# અધ્યાય ૪.

## ( લોક સંગ્રહાર્થ )

(૧) આવો નિશ્ચળ (સનાતન) યોગ મેં (સાક્ષી–ઇશ્વર ભાવે) વિવસ્વાન્(સૂર્ય)ને સમજાવ્યો હતો. વિવસ્વાને (તે) મનુને કહ્યો હતો, (અને) મનુએ ઇક્ષ્વાકુને કહ્યો હતો. (૨) આમ પરંપરાએ પ્રાપ્ત થએલા એ (યોગ)ને રાજર્ષિયો જાણતા

---

ગીતા. ૩. (૧૦ થી ૨૦) સુધીમાં બતાવેલા યજ્ઞ-વિરાટકર્મ-નુંજ સ્પષ્ટીકરણ કરવા અર્થે આ ચોથો અધ્યાય શરૂ થાય છે.

(૧) 'મેં' સમજાવ્યો હતો, એમાં 'મેં' કહેતા કૃષ્ણને શા સ્વરૂપે સમજવા? અવસ્ય કૃષ્ણ દેહે તો એ ના જ સમજાય. કારણ કે કાળની વિષમતાએ તે અશક્ય છે. ત્યારે લિંગાત્મારૂપે જાણવા? ના, તે પણ યોગ્ય રૂપ નથી. કારણ કે લિંગાત્મા તો કર્મના ફળ રૂપે અનેક જન્મે ઘડાતો અજ્ઞાનીનો સંસારી આત્મા છે, અને ભગવાન પોતે ગીતા. ૪. ૯ માં પોતાના જન્મોને દિવ્ય રૂપે જ ઓળખાવે છે. હવે માત્ર મહદ્–ઇશ્વરભાવ જ બાકી રહ્યો. તેથી ભગવાનના એ શબ્દને અહીં સર્વાન્તરયામી–ઇશ્વર ભાવે તેમજ અત્યારના પ્રકટ સ્વરૂપે કરીને જીવ ભાવે, એમ સંપૂર્ણ જ્ઞાનીના એવા 'જીવેશ્વર'ના સ્વરૂપે જ યથાર્થ સમજી શકાશે. આજ અર્થમાં આપણે એમને ગીતા. ૩. ૨૨ માં ઓળખ્યા છે. અને એ જ અર્થ લેતાં સમજાય છે, કે કૃષ્ણ પોતે ઇશ્વર ભાવમાં આરૂઢ હોઇને સર્વજ્ઞત્વને પામેલા પુરૂષ છે. અને એમનો જન્મ તો કેવળ લોકસંગ્રહાર્થે જ ધરેલો છે, તેથી સર્વ કાળના બનાવોને એ પોતાની બુદ્ધિ-ચેતનામાં ઉતારી શકેછે, કારણ કે, સર્વાન્તર્યામી એવા ઇશ્વરસ્વરૂપે સર્વકાળમાં કર્મમાત્રના એ પોતે જ સાક્ષી છે. એમનું 'જીવેશ્વર'નું આવું યુગલ સ્વરૂપ શ્રુતિએ કઠ. ૩. ૧; મું. ૩. ૧. ૧. માં પ્રકટ કર્યું છે. વળી જુવો શ્વેતા. ૧. ૯; ૫.૭. અને ગીતા. ૪. (૬.થી ૯.)માં તો આવી જ તત્વ દૃષ્ટિએ પોતાના જન્મને સમજવા ભગવાન અર્જુનને સ્પષ્ટ ઉપદેશ કરે છે.

(૨) 'યોગ' તે યોગીનો કર્મ-ધર્મ અથવા કર્મયોગ, અથવા યોગ નિષ્ઠા છે.

હતા. હે પરંતપ, એ યોગ લાંબા કાળે કરીને અત્યારે નષ્ટ થયો(વિસરાયો) છે. (૩) એવો એજ પુરાતન યોગ મેં તને (ફરી) આજે કહી બતાવ્યો; કારણકે તું મારો ભક્ત છું, અને વળી સખા છું. જરૂર એજ (જાણવા યોગ્ય) ઉત્તમ રહસ્ય છે.

(૪) (અર્જુન૦) આપનો જન્મ તો આ વર્તમાન કાળમાં ( **अपरं** ) છે, અને વિવસ્વાનનો જન્મ તો પૂર્વે હતો, તો તમેજ ( તે એને ) પૂર્વે બતાવ્યો હતો એવું મારાથી કેમ કરીને સમજાય ?

(૫) (ભગવાન૦) મારા ઘણાય જન્મો થઇ ગયા છે, અને હે અર્જુન, તારાય પણ ( થયા છે ). એ બધાયને હું જાણું છું, પણ હે પરંતપ, તું (તેમને) નથી જાણતો. (૬) (હું) અવ્યય (સદ્) આત્મા અજ છતાં, અને વળી ભૂતોનો ઇશ્વર

---

(૩) ભગવાન આવા યોગનેજ જાણવા યોગ્ય ઉત્તમ રહસ્ય કહે છે; અને તેને જ પુનઃ પ્રકટ કરવાનો ગીતામાં પોતાનો પ્રધાન ઉદ્દેશ સમજાવે છે. તે ધર્મ પૂર્વે રાજર્ષિયો જાણતા હતા, અને લાંબા કાળથી તે વિસરાયો હતો. આનેજ તેથી રાજવિદ્યા, કે રાજયોગ પણ કહ્યો છે. આવી વિદ્યા ભક્ત, કે પ્રિય શિષ્ય, અથવા યોગ્ય પુત્રનેજ અપાતી હતી, એમ બૃહ, છાંદો- ગ્યાદિ શ્રુતિમાં કહ્યું છે. જુવો ગીતા. ૯. (૧–૨).

(૫) ભગવાનના આવા સર્વજ્ઞત્વને માટે આની સાથે વાંચો ગી. ૭. (૨૫,૨૬). જુવો શ્વેતા. ૧. ૯. ગીતા. ૪. ૮. માં બતાવ્યા તેવા પ્રત્યેક વિષમ પ્રસંગે નવો યુગ અંકાય છે, એટલે યુગે યુગે થતા ભગવાનના જન્મો અનેક છે એમ સ્પષ્ટ થાય છે; અને સર્વજ્ઞને તે બધાયની સ્મૃતિ હોય જ એ પણ નિર્વિવાદ છે. શ્વેતા. ૧. ૯.

(૬) ગીતા. ૭ ૨૫. માં માયાનું સ્વરૂપ કહ્યું છે તે, તથા શ્વેતા. ૫. ૭; ૧. ૩. માં જુવો. વળી જુવો ગી. ૭. (૪–૫) અને છાં. ૬. ૩. ૨.

અહીં પણ ભગવાન પોતાના સ્વરૂપને તત્વદૃષ્ટિથીજ સમજાવે છે, કૃષ્ણ દેહરૂપે નહીં. ન્યા. તેલંગ કહે છે કે આ જન્મ માયિક છે. **"It is dilusive, because still he is really unborn."**

છતાં, પોતાની પ્રકૃતિનો અધિષ્ઠાતા ( અધિષ્ઠાન રૂપે પ્રેરક ) થઇ મારી માયાએ જન્મુ છું. (૭) કારણકે, હે ભારત, જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે, અને અધર્મ પ્રવર્તે છે, ત્યારે હું પોતાને સૃજું છું ( પોતે અવતરૂં છું ). (૮) (એમ) સાધુઓનું રક્ષણ કરવાને અને દુષ્કૃતોનો નાશ કરવાને, (એટલેકે) ધર્મની સ્થાપના કરવા અર્થે હું યુગે યુગે પ્રકટ થાઉં છું. (જન્મુ છું.)

(૯) મારાં ( આવાં માયિક ) જન્મ અને કર્મ દિવ્ય (અસાધારણજ) છે, એમ જે તત્વ દૃષ્ટિએ સમજે છે, તે દેહ

(૭) "**तदात्मानं स्वयं अकुरुत.**" એવી શ્રુતિ છે. જુવો. તૈત્તિ.૨. ૭. ૧. આ જન્મ માયિક જ છે વસ્તુતાએ નહીં. જુ. સર્વો.૨.૪.

(૮) પોતાની માયા શક્તિએ વ્યક્ત-પ્રકટ-થએલા પરમાત્મા અંતર્યામી બની નિશ્ચિત નિયમે સર્વત્ર સાક્ષીરૂપે જગત્માં જન્મી જ રહ્યા છે, અને એમ કરી આ જગત્ ચક્રને ફેરવી જ રહ્યા છે; છતાં વ્યવહારના વિષમ પ્રસંગોમાં રાગદ્વેષ ભર્યા સ્વતંત્ર જીવાત્માઓ જ્યારે એવા પ્રસંગ ખડા કરે કે, ઈશ્વરની મૂળ ધારણામાં એમની સ્વચ્છંદી પ્રવૃત્તિયો વિઘ્નરૂપ થતાં સાધુઓને વ્યવહાર માત્ર દુઃખદ થાય, ત્યારે એ સાક્ષીરૂપે જ સર્વત્ર ફરી રહેલો પરમાત્મા, એનું પૂર્વ કર્મના ફળથી ઘડાયલું લિંગ શરીર નથી છતાં, પ્રસંગાનુસાર અચકી પડેલું ચક્ર ફેરવવા અથવા લોકસંગ્રહાર્થે સંકલ્પના બળવડે જ પોતે જન્મને ધારણ કરે છે, એવો ગીતાના આ શ્લોકોનો સ્પષ્ટ અર્થ છે એમ સમજાય છે. અને ભગવાનના આવા અવતારમાં તેનું સ્વાભાવિક સર્વજ્ઞત્વ, બુદ્ધિ ઉપાધિમાં પ્રકટતાં છતાં, તેવી બુદ્ધિના આવરણથી ઢંકાતું નથી. માયા માટે જુ. ગી. ૭. ૨૫.

(૯) 'દિવ્ય' એટલે આવા કાર્યકરણસંઘાતના વ્યવહારમાં જણાતા ભૂતોના સાધારણ વ્યવહારની પારનો જે ચૈતન્યાત્મક, કેવળ તેજોમય, જ્ઞાનમય તત્વનો પ્રદેશ છે, તેના સંબધી. તેથી તે સાધારણ બુદ્ધિ વ્યવહારના નિયમો રહિત, અને તેથી કેવળ તર્કથી ન સમજી શકાય એવો છે. પણ આ દિવ્યતાનું સ્વરૂપ સમજતાં જ બ્રહ્મનું સ્વરૂપ સમજાય છે, તેથી

**છોડીને પુનર્જન્મને પામતો નથી; હે અર્જુન, એવો એ મનેજ પામે છે. (૧૦) રાગ, ભય, અને ક્રોધ રહિત થઈને મારામય બની મનેજ ઉપાસી રહેલા (એવા) ઘણાક જ્ઞાનના તપે પવિત્ર થએલા મારાજ ભાવને પામ્યા છે.**

---

જ ભગવાન કહે છે, કે આવાં મારાં જન્મકર્મની દિવ્યતાને તત્વદૃષ્ટિએ સમજનાર મને જ પામે છે. વાંચો ગીતા. ૯. (૧.થી ૧૦)

(૧૦) 'મનેજ' ઉપાસી રહેલા "મારાજ" ભાવને પામ્યા છે, એમ કહ્યું છે, ત્યાં શું એ ઉપાસના વાસુદેવ કૃષ્ણના દેહની ઉપાસના છે ? કે ઉપર બતાવી તેવી તત્વદૃષ્ટિએ સમજતા 'દિવ્ય' પરમાત્માની ઉપાસના છે ? જરૂર એ ઉપાસના વાસુદેવ કૃષ્ણના દેહની તો નથી જ: કારણ કે જનકાદિક પૂર્વના ઉપાસકો વખતે એવા કૃષ્ણનો તો જન્મ પણ નહોતો. એમનું પ્રારબ્ધ બદ્ધ શરીર લિંગદેહ પણ નહોતું, કારણ કે કૃષ્ણદેહ તો 'દિવ્ય' જન્મવાળો છે. ત્યારે ઉપાસના કોની રહી ? માત્ર શક્તિયુક્ત સર્વજ્ઞ સાક્ષી રૂપે રહેલા અંતર્યામી પરમાત્મા જ રહ્યા, તેમની જ એ ઉપાસના હતી. અને તે ઉપાસના એવી હતી કે જેથી ઉપાસક પવિત્ર થઇને છેવટે તદ્રુપતાને પામ્યા હતા. આવી ઉપાસના તો તે પરમાત્માના સ્વરૂપની જ ઉપાસના છે, અને તેવી ઉપાસનાનો અંતીમ પરિપાક તે જ યોગ છે. પરમાત્મારૂપજ વૃત્તિ થવી તે જ યોગબુદ્ધિ છે. આવી નિશ્ચળ વૃત્તિ તે જ જીવનમુક્તિ છે. તેથી જ્યાં જ્યાં ગીતામાં 'મને ઉપાસ', 'મારામય થા,' 'મારૂં પૂજન કર' એવું કહ્યું છે, ત્યાં બધેય ઇશ્વર–પરમાત્માની જ ઉપાસના કહી છે. પણ હાલમાં કેટલાક અનુરાગીઓ માનેછે તેમ 'કૃષ્ણદેહ'ની નહીં. જુવો ગીતા. ૭. ૨૪. એવો દેહ તો નાશવાન હતો, અને તેથી તે નષ્ટ પણ થઇ ગયો છે. પરમાત્મા તો સર્વના અંતરમાં સદા પ્રકાશીજ રહ્યા છે. એનું જ જ્ઞાન, એનું જ ભજન, એનામય વૃત્તિ થવી તે જ પરમ ભક્તિયોગ, અને તેનેજ સાધવાનો ભગવાને ગીતામાં બોધ કર્યો છે. એ જ વેદાન્તનો પરમ ઉપદેશ છે. કેટલાક આવા વિશાળ ઉપદેશને સંકુસિત કરવા મથેછે તે અધુરા ધર્મમાં થતા સંમોહનુંજ પરિણામ દેખાય છે.એવી

(૧૧) જે પ્રકારે મને જે સેવે છે તેમને હું તેવા પ્રકારે મળું છું, (કારણકે) હે પાર્થ, મનુષ્યો બધેય મારેજ (નિયમેલે) રસ્તે પ્રવર્તે છે. (૧૨) કર્મની (ફળ રૂપી) સિદ્ધિને (સત્વર) ઈચ્છતાં (લોકો) અહીં દેવતાઓને પૂજે છે, કારણકે (એમજ) મનુષ્ય લોકમાં કર્મજન્ય(ફળ)ની સિદ્ધિ સત્વર થાય છે.

(૧૩) ગુણ અને કર્મોના વિભાગે કરીને મેં ચાતુર્વણ્ય

---

સંકુચિત ઉપાસના અજ્ઞાનીને જ યોગ્ય છે, જ્ઞાનીને નહીં. તેવી અધુરી ભક્તિને તો કૃષ્ણ ૧૧–૧૨ શ્લોકોમાં વર્ણવે છે.

(૧૧–૧૨) આ પરમાત્મા શક્તિયુક્ત થઈને સર્વાન્તર્યામી રૂપે કાર્યકારણની ઘટના ધારણ કરી રહ્યા છે, એટલે જે ફળની ઈચ્છાએ નિશ્ચિત કારણનો જે માણસ આશ્રય લેછે, તે કારણનું એને યથાર્થ ફળ મળે છે: અથવા જે રૂપે એ કારણાત્મક વ્યક્ત બ્રહ્મને સેવે છે, તે રૂપેજ ફળાત્મક પરમાત્મા તેને મળે છે, એમ અહીં ગીતા ૩. ૧૧ માં યથાર્થેજ કહ્યું છે. તેથીજ ભગવાને ગી. ૩. (૨૬. ૨૯) માં એવા અધુરા જ્ઞાનવાળાની પણ બુદ્ધિમાં વિભ્રમ નહીં કરવાનું કહ્યું છે. આવા અધુરા જ્ઞાનીઓ ભોગેચ્છાએ પ્રેરાઈને અનેક દેવતાની ઉપાસના કરતાં તે દેવતાઓનાજ ભાવને પામે છે, પરમાત્માને નહીં, એમ ભગવાન ૧૨ મા શ્લોકમાં કહે છે. વળી જુવો. ગી. ૭. (૨૦–૨૩). દેવતા એટલે જગતમાં પ્રવર્તિ રહેલી કુદરતની વિવિધ શક્તિયો, વિદ્યુતાદિ. એમનુ સેવન અહીં સત્વર ફળદા છે, એવો રસાયણ અને વિદ્યુત્ શાસ્ત્રો અત્યારે સર્વને અનુભવ કરાવીજ રહ્યાં છે.

(૧૩) અહીં સુધી શક્તિયુક્ત થઈ જગતના તંત્રને, કાર્યકારણ સંઘાતની ઘટમાળને દોરતા પોતાના ઈશ્વર સ્વરૂપનું ભગવીને દર્શન કરાવ્યું છે, અને વળી શ્લોક ૧૦. માં એમ પણ કહ્યું છે કે, મારામય અની મનેજ ઉપાસી રહેલા ઘણાક જ્ઞાનના તપે પવિત્ર થએલા મારાજ ભાવને પામ્યા છે. આ ઉપરથી એવી ભૂલ થવાનો સંભવ છે, કે પરમાત્માનું આવું જગત્ નિયંતૃત્વવાળું, કાર્ય કારણના કર્તા રૂપે પ્રવર્તતું સ્વરૂપ તેજ તેનું સત્ય સ્વરૂપ–સ્વભાવ–હશે? ભગવાનનું આવું વ્યક્ત-બ્રહ્મ–મહત્–નુંજ રૂપ તે ખરું 'સ્વરૂ'પ હશે, એજ પરમકારણ હશે?

**( ચાર વર્ણાશ્રમની સંસ્થા)ને સૃજી છે, (છતાં) મને એના**

એવી ભૂલને રોકવા માટેજ એમણે આગળ પણ શ્લોક ૬. માં હું "અવ્યય આત્મા અજ છતાં;", "અને વળી ભૂતોનો ઇશ્વર છતાં," એમ પોતાનું એક સદા અવ્યક્ત અને અજ એવું સત્, અને બીજા વ્યક્ત સ્વરૂપે ભૂતોનો ઇશ્વર છતાં, એમ ઉભય ભિન્ન સ્વરૂપોનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે. તેનેજ સમર્થન કરવા અહીં ફરીને ભગવાન કહે છે, કે કાર્યકારણ સંઘાતવાળી વર્ણાશ્રમધર્મની સંસ્થામાં કર્મને તેના ફળમાં પ્રેરનાર હુંજ હોઇને કર્તા છું,જુ.ગી.૭. ૨૧,છતાં તું મારા ખરા એવા નિત્ય, અવ્યય, પરમ કારણાત્મક, સ્વરૂપનેજ ઓળખ;અને મને આવા વ્યકૃત સ્વરૂપે ચાતુર્વર્ણ્યના કર્તાને પણ, તત્વ દૃષ્ટિએ એટલે સદ્–સ્વરૂપે તો અકર્તા, અને અવ્યયજ જાણ, સમજ. અર્થાત્ તું અજ્ઞાની કરેછે તેવી ભૂલ ના કરીશ. મારૂં ઇશ્વર સ્વરૂપ પણ માયા–શક્તિના સંગથીજ દેખાતું, તેથી ભોગેચ્છાની એટલે જીવભાવની અપેક્ષાએજ પ્રકટ થતું જાણ. મારૂં, ઇશ્વિરરૂપી દેવનું દર્શન માયાત્મકજ છે; તત્વતઃ નહીં. આવી માયાની પારના મારા સદા અજ, અમર, અવ્યય સ્વરૂપનેજ તુ મારૂં સત્ય રૂપ માન. જે બુદ્ધિની પારનું છે. જુવો. બૃહ. ૨. ૩. ૬; ૩. ૯. ૨૬; ૪. ૨. ૩; ૪. ૫. ૧૫; ૪. ૪. ૨૨. જુવો વળી ગીતા ૨. ૨૦ આદિ. વળી જુવો. શ્વેતા. ૧. (૮–૯); ૫. ૭. ગીતા. ૧૩. (૩૧–૩૨). ચાતુર્વર્ણ્યના વિવેચન માટે જુ. ગી. ૧૮. (૪૨–૪૮),

સર. મનુ- ૧. (૮૮થી ૯૧). પરમાત્મા ઇશ્વર ભાવે પણ કર્તા છતાં સ્વરૂપે અકર્તાજ છે, એની વધુ ચોખવટ માટે જુવો. ગીતા. ૭. ૧૨. તથા જ્યોતિ. ગીતા ૧૩. (૩૧–૩૨); ગીતા. ૫. (૧૪–૧૫). વળી તેના સાપેક્ષ સ્વીકાર માટે જુવો બ્ર. સૂ. ૨. ૩. (૪૧–૪૮.)

ત્યારે આગળના શ્લોક ૧૦માં બતાવેલા ઉપાસકો પરમાત્માના ઇશ્વર ભાવવાળા વ્યકૃત સ્વરૂપને, કે કેવળ અવ્યક્ત અને અવ્યય સ્વપને પામતા હશે, તે સ્પષ્ટ રીતે સમજવાની જીજ્ઞાસા સહજ થશે.

**ઉપાસનામાં ઉપાસક, અને ઉપાસ્ય દેવ, એ બે જૂદાજ હોવા જોઇએ, એટલે ઉપાસ્ય દેવ તો વ્યકૃત બ્રહ્મજ, ઇશ્વિરજ બની શકે. અવ્યકૃત એવા અવ્યય અને નિર્ગુણ બ્રહ્મની એવી ઉપાસનાજ અશ-**

**કર્તાને પણ તું (તત્વદૃષ્ટિએ) અકર્તા અને અવ્યયજ જાણ.**

ક્ય છે. હવે ઉપાસનામાં ઉપાસક ઉપાસ્યના ભાવનેજ પામે છે એવો ઇશ્વરી નિયમ બીજા રૂપમાં અહીં ગીતા ૪. (૧૧. ૧૨) માં પ્રકટ કર્યો છે. એટલે ઉપાસક ઇશ્વરનાજ ભાવને પામે એમ તો સ્પષ્ટ છે. આમ થતાં વ્યક્ત બ્રહ્મ અથવા ઇશ્વરનો ઉપાસક સર્વવિદ્–સર્વજ્ઞના ઐશ્વર્યને પ્રાપ્ત થાય છે; કેવળ નિર્ગુણાત્મક ભાવને નહીં. જ્યાં સુધી બ્રહ્મજ્ઞાની પણ શરીર ધરી રહે છે ત્યાં સુધી વ્યવહારને અર્થે પણ તે દ્વૈતની ચેતનાવાળોજ રહે છે, છતાં જીવનમુક્તની દશામાં શરીર હોય ત્યાં સુધી તે એવાજ ઐશ્વર્યવાળો છે; તેથી એને બ્રહ્મ લોકને પામેલો કહે છે. જુવો બૃ. ૪.૪. ૨૩; બૃ. ૬.૨. ૧૫; છાં. ૪.૧૫.૫; બ્ર.સૂ. ૪. ૩. ૭. પણ જ્યાં પરમાત્માનું અવ્યકૃત એવું 'સ્વ'રૂપ સમજાયું, અર્થાત્ જ્યાં અવ્યય અને નિર્ગુણ એવું આત્મતત્વ, સદ્, અનુભવ્યું ત્યાં, જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાનનું ઐક્ય થતાં ઉપાસનાજ ઉડી જાય છે. આવી સ્થિર ચેતના તેજ કૈવલ્ય મુક્તિ છે. આવું કૈવલ્ય પદ તો જ્ઞાનાનુભવથીજ પ્રાપ્ત થાય છે, અને આવી જીવનમુક્તની વૃત્તિ સ્થિર થાય, તો દેહ છુટતાંજ તે કૈવલ્યને પામે છે. તેની ઉપાસકની પેઠે લોકાન્તરમાં ગતિજ નથી, પરંતુ તેનું તૈજસ શરીર પણ બ્રહ્મમાંજ લીન થઇ જાય છે. બૃહ. ૩. ૨. ૧૨. જુવો.બ્ર. સૂ. ૩. ૪. (૧–૨૫); અને ૪. ૧. (૧૩–૧૪): શરીર પડતાંજ મુક્તિ પામે. જુવો. બૃ. ૪. ૪. (૬–૭); છાં. ૬. ૧૪. ૨.

ત્યારે ઉપાસકની ઉપાસનાના ફળ રૂપે વ્યક્ત બ્રહ્મ–ઇશ્વર ભાવમાંજ ગતિ થાય છે. એ કૈવલ્ય મુક્તિ નથી. પરંતુ એ ઇશ્વરના કલ્પને અંતે કેવળ નિર્ગુણ ભાવનો પરિપક્વ જ્ઞાનાનુભવ થતાંજ આ બ્રહ્મ લોકમાંથી પાછો નહીં ફરતાં કૈવલ્ય પદને પામે છે. જુવો. બૃ. ૬. ૩. ૧૫; બ્ર. સૂ. ૪. ૩. ૧૦; અને બ્ર. સૂ. ૪. ૪. ૨૨.

ભગવાનનું અકર્તા અને અવ્યય તેમ જ નિર્ગુણ સ્વરૂપ સમજનાર આત્મવાન યોગી તો શરીર છુટતાં જ કૈવલ્ય ભાવને પામે છે. જુવો. બૃ. ૪. ૪. ૨૩; છાં. ૬. ૧૪. ૨. બ્ર. સૂ. ૪. ૧. (૧૩–૧૪). આવા સંપૂર્ણ આત્મવાન યોગીનો જગત્ વ્યવહાર કેવળ બ્રહ્મયજ્ઞ રૂપે

(૧૪) મને કર્મો ચોટતાં નથી, (કારણ કે) મને કર્મના ફળમાં સ્પૃહાજ (તૃષ્ણા) નથી, એમ જે મને ઓળખે છે તે કર્મથી બંધાતો નથી. (૧૫) આમ સમજીને જ પૂર્વના મુમુક્ષુઓએ પણ (પોત પોતાનું) કર્મ કરેલું છે; તેથી પરાપૂર્વથી પૂર્વજોએ કરેલા કર્મને તું પણ આચર.

(૧૬) કર્મ કયું કે અકર્મ (સંન્યાસ) કયું ? એ (સમજવા)માં તો કવિ(ઋષિ)ઓ પણ ભૂલા પડયા છે. એ કર્મ હું (સર્વવિદ્ હું તેથી) તને સમજાવુંછું, જે સમજીને તું પાપમાંથી મુક્ત થઇશ. (૧૭) (કરવા યોગ્ય) કર્મને વિષે સમજવું જોઇએ, અને (વિપરીત—નહીં કરવા યોગ્ય) વિકર્મને વિષે સમજવું જોઇએ, તેમજ અકર્મ (કર્મના અભાવ)ને વિષે

---

લોકસંગ્રહાર્થે થતા ઇશ્વરી વ્યવહારના જેવો જ સર્વત્ર બ્રહ્માત્મક અને પવિત્ર છે, જેનું સુંદર દર્શન ભગવાને ગીતા ૪. ૨૪.મા શ્લોકમાં કરાવ્યું છે.

(૧૪–૧૫.) નિર્ગુણ સ્વરૂપને વિસરી એના વ્યક્ત-ઇશ્વર સ્વરૂપને વિચારતાં જ્યાં એ કાર્યના ફળને નિયમે, ત્યાં એવા કર્મ બંધનમાં એ કેમ ના પડે, એવી શંકાના ઉત્તરમાં અહીં ભગવાન કહે છે કે, હું જ્ઞાનવાન છું, તેથી મારે કર્મના ફળમાં જરાય આસક્તિ નથી, અને તેથી જગતનું ચક્ર ફેરવવા રૂપી મારૂં કર્મ કેવળ લોકસંગ્રહાર્થેજ થયા કરે છે. જુવો ગી. ૯. ૯; ઇશા. ૧, ૨. શ્વેતા. ૧. (૮–૯); અને ૫. ૭. તેથી જે મને મારા આવા સ્વરૂપે ઓળખીને તેમાં જ ભળી ગયા તે મારા ભાવને પામતા યોગીઓ ફળની આસક્તિ રહિત લોકસંગ્રહાર્થે જ કર્મ કરી ગયા છે. પૂર્વના રાજર્ષિઓ આ પ્રમાણે જ કર્મ કરતા આવ્યા છે, અને તું પણ રાજા જ છું, એટલે તેમને જ માર્ગે ચાલીને તું એવાજ કર્મને આચર, એમ કહીને ભગવાન પોતાના સ્વરૂપનો ઉપદેશ અહીં આટોપી લેછે. સર. ગી. ૩. ૨૨.

(૧૬–૧૭) આ શ્લોકમાં કર્મનું પ્રથક્કરણ કરીને તેમનું વિવેચન પાછું શરૂ કરે છે. કર્મનો ખરો અર્થ શો કરવો, યોગ્ય કર્મ તે કયું. વિકર્મ એટલે નહીં કરવા જેવું કર્મ કયું ? અને અકર્મ એટલે

પણ સમજવું જોઇએ; (કારણ કે) કર્મની ગતિ (તેનું વ્યવહાર સૂત્ર) ગહન છે.

(૧૮) (દેખીતા) કર્મમાંય (વ્યવહાર છતાં) અકર્મને જે જુવે–અનુભવે, અને અકર્મમાંય (વ્યવહારના અભાવમાં) જે કર્મને (દેખે), તે મનુષ્યોમાં બુદ્ધિમાન છે. એવો યોગયુક્ત (તેથી સદ્રૂપે થએલો) સર્વકર્મકૃત્ (કહેવાય) છે. (૧૯) જેના બધા કર્મારંભો (વ્યવહારો) કામના (ભોગેચ્છા) અને સંકલ્પ (અહંકાર) રહિત છે, એવા જ્ઞાનાગ્નિએ બળી ગએલાં કર્મવાળાને બુદ્ધિમાનો પંડિત કહે છે. (૨૦) કર્મના ફળમાં આસક્તિ છોડી દઇ સદા તૃપ્ત અને (પ્રયોજનના) આશ્રય રહિત (થએલો) એવો (પંડિત), કર્મમાં પ્રવૃત્ત રહ્યા છતાં, કાંઇ પણ કરતો જ નથી. (૨૧) (ફળની) આશા રહિત, સ્વાધીન ચિત્તવાળો (એટલે) સર્વ પ્રકારનો પરિગ્રહ (ફલાશ્રય) ત્યજેલાને કેવળ દેહ સંબંધી કર્મો કરતાં પાપ લાગતું નથી. (૨૨) યદૃચ્છાએ મળેલામાં સંતોષી, (સુખદુ:ખના) દ્વંદ્વ રહિત, અને મત્સર વિનાનો, (કાર્યની) સિદ્ધિ કે અસિદ્ધિમાં સમાન વૃત્તિવાળો (પુરૂષ) કર્મ કર્યા છતાં (કર્મથી) બંધાતો નથી. (૨૩) આસક્તિ રહિત (એવા) મુક્ત, અને જ્ઞાનમાં સ્થિર થએલા ચિત્તવાળાનું યજ્ઞાર્થે આચરાતું બધુંય કર્મ ગળી જ જાય છે. (૨૪) બ્રહ્મે બ્રહ્માત્મક અગ્નિમાં હોમેલું બ્રહ્માત્મક હવિ બ્રહ્મને જ

---

કર્મ શૂન્યતા શું, તેમને હવે સમજાવે છે. કર્મનો આ બધો વિચાર ગીતા. ૨. ૪૮ ની જ્યોતિમાં કર્યો છે, તેને માટે ત્યાં જુવો.

(૧૮) અહીં. ૧૮ થી ૨૪ શ્લોક સુધીમાં બંધન રહિત એવા કર્મનો ખરો અર્થ સમજાવવાને, તેવું જ કર્મ બ્રહ્મમય થએલા પરમ યોગીનું હોય છે, અને તેની દેખીતી કર્મ પ્રવૃત્તિ તત્વદષ્ટિએ તો સંન્યાસ રૂપ જ છે, એમ કહીને, છેવટે ૨૪ મા શ્લોકમાં બ્રહ્માકાર વૃત્તિવાળા ઇશ્વરભાવને જ પામેલા યોગીનો બ્રહ્મ વ્યવહાર પ્રકટ કરે છે. આવાં કર્મનાં

અર્પણ થયું છે,. એવી (બુદ્ધિવાળી) બ્રહ્મકર્મરૂપી સમાધિ (યોગ)થી બ્રહ્મને જ પમાય છે.

(૨૫) કેટલાક યોગીઓ દૈવયજ્ઞને ઉપાસે છે, તો કેટલાક યજ્ઞવડેજ યજ્ઞને બ્રહ્માગ્નિમાં હોમે છે. (૨૬) બીજા (કેટલાક) શ્રોત્રાદિ ઇન્દ્રિયોને સંયમરૂપી યજ્ઞમાં હોમે છે, તો બીજા (કેટલાક)શબ્દાદિ વિષયોને ઇન્દ્રિયરૂપી અગ્નિમાં હોમેછે.(૨૭)વળી કેટલાક બધાંય ઇન્દ્રિય કર્મોને,અને પ્રાણ કર્મોને જ્ઞાનથી પ્રદિપ્ત થએલા ચિત્તસંયમરૂપી યોગાગ્નિમાં હોમે છે.(૨૮) (આમ) દ્રવ્ય યજ્ઞવાળા, તપયજ્ઞવાળા, યોગયજ્ઞવાળા તેમજ બીજા સ્વાધ્યાય (વેદા-

---

આચરવા જ ભગવાન અર્જુનને પ્રેરે છે, કારણ કે તે સર્વ ફળના સંગ રહિત હોઈને બંધન કારક નથી, તેથી તે સંન્યાસ રૂપે જ છે. જુવો. ગી. ૩. (૪–૯).

(૨૪.) સર. ગીતા. ૨.૧૧; ૩.(૯,૧૫); ૯. ૨૭; ૧૧.૫૫. આદિ.

(૨૫) શ્લોક ૨૫ થી ૩૧ ના પ્રથમ ચરણ સુધીનાં જે શાસ્ત્રે વિહિત કરેલાં, અને ફલાર્થે કરવામાં આવે છે એવાં, કર્મો યોગમાં આરૂઢ થવા પ્રયત્ન કરતા ઉપાસકનાં છે, કારણ કે તે કર્મો ફલની ઇચ્છાથી થએલાં છે. દૈવયજ્ઞના ઉપાસક યોગીઓ તે કર્મિઓ છે; અને બ્રહ્મયજ્ઞવાળા નિષ્કામ કર્મ કરતા મુમુક્ષુઓ છે. જુવો ગીતા. ૧૨. (૯–૧૨).

(૨૮) દૈવયજ્ઞને દ્રવ્યથી દક્ષિણાદિ આપવાનું ખર્ચ કરીને જ કરી શકાય છે, અને કર્મિઓ દ્રવ્યની પ્રાપ્તિ આવા યજ્ઞયાગને માટે ઉપદેશેછે એમ શ્રુતિમાં કહ્યુંછે. તેથી આ યજ્ઞોના ઉપાસકોને દ્રવ્ય યજ્ઞવાળા કહ્યા છે, જેમને આગલા(૨૫)મા શ્લોકમાં વર્ણવ્યાછે. (૨૬)મા શ્લોકમાં ઇન્દ્રિયોનો નિરોધ કરનારા યતિઓને તપ-યજ્ઞવાળા કહ્યા છે. આમાં હઠાદિ અનેક યોગીઓનો સમાવેશ થાય છે. શ્લોક(૨૭)માં વર્ણવેલા ચિત્તનો સંયમ કરીને ઇન્દ્રિયનાં કર્મોનો એવા યોગ–યજ્ઞમાં હોમનારાને યોગયજ્ઞવાળા કહ્યા છે. સ્વાધ્યાયયાજ્ઞિકો તે વેદનું અધ્યયન-પઠનપાઠન કરનારા યાજ્ઞિકો છે, અને જ્ઞાનયજ્ઞવાળા તે તત્વજ્ઞાનનાં–વેદાન્તનાં શાસ્ત્રોનો અભ્યાસ કરીને બુદ્ધિના સંશયોના છેદનાર્થે પ્રયત્ન કરી રહેલા યાજ્ઞિકો છે. આ તત્વજ્ઞાનીના સર્વ સંશયો શમીજાય અને શોધેલા તત્વમાં એનું ચિત્ત

ધ્યયનરૂપી) યજ્ઞવાળા, અને જ્ઞાનયજ્ઞવાળા,(એવા) અનેક તીક્ષ્ણ વ્રતવાળા (આસક્ત) યતિયો હોય છે. (૨૯) (વળી કેટલાક) અપાનમાં પ્રાણને હોમે છે (પૂરે છે), અને (કેટલાક) પ્રાણમાં અપાનને (પૂરે છે), તેમજ બીજા (કેટલાક) પ્રાણ અને અપાનની ગતિને રૂંધીને પ્રાણાયામને જ પરાયણ થએલા હોય છે. (૩૦) (વળી) નિયમિત આહારવાળા બીજા પ્રાણોને પ્રાણોમાં હોમે છે. આવા બધાય યજ્ઞવિદો (યજ્ઞ કરનારા) યજ્ઞવડે પોતાના

---

કરી જઇને એ આત્મચેતસ્ થાય, ત્યારે જ તે ખરો યોગારૂઢ થાય છે.જુવો. ગીતા ૪.૪૧. આ સર્વે યજ્ઞ પ્રયોજનવાળાં કર્મો છે,કારણ કે એમના ફળની જ ઇચ્છાએ આ બધાંય કર્મો કરાય છે. તેથીજ ભગવાન પોતે ગીતા ૪. ૩૨.મા શ્લોકમાં કહે છે કે, આ સર્વે યજ્ઞો કર્મ કરવાથી જ થાય છે. આવા બધા યાજ્ઞિકોને વળી **સંશિત**-તીક્ષ્ણ વ્રતવાળા અહીં કહ્યા છે, કારણ કે એમના પોતપોતાના પ્રયોજને પ્રેરેલા કર્મમાં તેઓ બધા આસક્તિવાળા છે, તેથી આ કર્મોમાં એ સર્વ અહંભાવે તીક્ષ્ણ-આસક્ત પ્રવૃત્તિ કરી રહ્યાં છે.

ભગવાન કહે છે કે, આ સર્વે યજ્ઞો ગુણ કર્મના નિશ્ચિત નિયમોના ઉપર દૃષ્ટિ રાખીને કરાયલા છે, અને તેથી તેમના એવા કર્મનાં અવશ્યભાવી ફળ તેમને મળવાનાં જ.એવાં સર્વ ફળનું એક પરિણામ તો શાસ્ત્રકારોએ નિશ્ચિત જ કર્યું છે કે,જેને એવો યાજ્ઞિક પોતાની ઇષ્ટવસ્તુ માને છે તેને અર્થે, જે સ્વાતંત્ર્યાત્મક સ્વચ્છંદ સાધારણ પ્રાણીના જીવનને પ્રિય હોય છે, તેનો પણ પરિત્યાગ કરીને, ભોગ આપીને, પોતે સ્વીકારેલાજ યજ્ઞના નિયમોથી એની પ્રવૃત્તિ નિયમિત માર્ગમાંજ થાય છે, તેટલા પુરતો તો એનો સ્વાર્થ અથવા સ્વચ્છંદ રૂંધાતાં, એના સત્વની શુદ્ધિ થાય છે. તેથી શ્લોક ૩૦માં ભગવાન કહે છે કે, આ સર્વ યજ્ઞોનું ફળ એક એવું તો છે જ, કે એમનો મેલ ધોવાઇને એમના સત્વની, અંતઃકરણની, શુદ્ધિ થાય છે, જે જ્ઞાનની પ્રાપ્તિમાં આવશ્યક છે. જુવો. છાં.૭. ૨૬. ૨; મું. ૩ ૧. (૮,૯); શ્વેતા.૫.૧૪. કઠ. ૨. ૨૫. તેથી જ એવાની બુદ્ધિમાં વિક્ષેપ નહીં કરવાને ભગવાન ગી. ૩. (૨૬, ૨૯)માં ઉપદેશ કરે છે. આવી સત્વની સશુદ્ધિ થતાં, તેવી શુદ્ધિ કાળે કરીને બ્રહ્મજ્ઞાનને આપવાવાળી છે. તેથી

**પાપરૂપી મેલને ધોએલા (થાય) છે; (૩૧) (પછી, ક્રમે કરીને) યજ્ઞથી વધેલા 'અમૃત'ને ભોગવનારા (થઇને) તે સનાતન બ્રહ્મ (લોક)ને પામે છે. (તેથી તે કાર્યકર્મો છે).**

---

આવા શાસ્ત્રે માન્ય કરેલા સર્વ યજ્ઞોને ભગવાને કરવા યોગ્ય 'કર્મ' તરીકે પ્રકટ કરીને, જે શ્લોક ૧૭ માં કરવા યોગ્ય કર્મને વિષે પણ સમજવું જોઇએ એમ કહ્યું છે, તે કર્મનું સ્પષ્ટીકરણ અહીં આ ૨૫ થી ૩૧ ના અર્ધ સુધીમાં કર્યું છે. આવા બધાય યજ્ઞોમાં જ્ઞાન યજ્ઞને ભગવાને શ્રેષ્ઠ કહ્યા છે. જુવો. ગીતા. ૪. ૩૩.

આ યજ્ઞ કરનારાઓમાંના તપયજ્ઞવાળા અને યોગયજ્ઞવાળાનાં આચરણ ઘણે અંશે બહારથી એક સરખાં નિષ્ક્રિય, એટલે કર્મ રહિત, દેખાય છે; કારણ કે, તે ઇન્દ્રિયોના સંયમોને સેવે છે, અને વૃત્તિના નિરોધવાળા યોગીઓ તો મનની ક્રિયાઓનો પણ હોમ કરે છે, છતાં એમને કર્મનાજ કરનારા કહ્યા છે. કારણ કે, આ મનની ક્રિયાઓને હોમવી, એટલે તેમનું સદા સંયમન કરી રહેવું, એજ એક કર્મ છે, અને આવા દમન કર્મ વગર તો એમનું મન પ્રકૃતિએ નિશ્ચિત સંકલ્પાત્મક કર્મમાં પ્રેરાયજ. તેથી આ યજ્ઞ કરનારાઓ બાહ્ય દૃષ્ટિએ ક્રિયારહિત છે, છતાં અંદરની સૂક્ષ્મ તત્વદૃષ્ટિએ તો એ ક્રિયાત્મકજ છે. સ્થિતપ્રજ્ઞના પરિપ્રશ્નના ઉત્તરમાં ભગવાને યોગીનાં લક્ષણ બતાવ્યાં હતાં, તેમને અર્જુને ભૂલથી આવા યોગયજ્ઞવાળા, અને તપયજ્ઞવાળાઓ જાણ્યા, અને તેજ કારણથી એણે ત્રીજા અધ્યાયમાં ફરીને પ્રશ્ન કર્યો હતો, જેના ઉત્તરના સ્પષ્ટીકરણમાં ભગવાને અહીં બતાવ્યું, કે આવા દેખીતી ક્રિયારહિત યતિયો પણ ક્રિયાવાળાજ છે. અર્થાત્ દેહધારી ક્રિયા રહિત રહીજ શકતો નથી, કારણ કે પ્રકૃતિજન્ય ગુણો સદા ગુણોમાં પ્રવર્તેજ છે, અને તેમનો નિરોધજ કરવો એવા પ્રયોજનવાળો, આસક્તિ ભર્યો, સંયમ પણ સકામ કર્મજ છે, એમ ભગવાનનો સ્પષ્ટ ઉપદેશ છે; અને તેથી આત્મજ્ઞાનીને તેય વર્જ્ય છે. તેથીજ ગીતા. ૨.૪૭ માં આવી તત્વ દૃષ્ટિએ કહ્યું છે, કે " પ્રકૃતિએ થતાં કર્મોને નહીં કરવામાં પણ તારો સંગ (આસક્તિ) ના રહો "

(૩૧) આ શ્લોકના પહેલા ચરણ સુધી કરવા યોગ્ય કર્મોને સમજાવી ભગવાન એના બીજા ચરણમાં વિકર્મને વિષે કહે છે. વિપરીત

**યજ્ઞ રહિત (કર્મવાળા)નો તો આ (મૃત્યુ) લોક પણ ( સિદ્ધ થતો ) નથી તો, હે કુરુસત્તમ, પર(બ્રહ્મ) લોક તો ક્યાંથી જ (થાય)!**

**(૩૨) આ પ્રમાણે બહુ પ્રકારના યજ્ઞો બ્રહ્મના મુખ (રૂપી વેદ)માં ચાલી રહ્યા છે. એ બધાયને તું કર્મ(કરવા)થી જ થતા જાણ. એમ જાણીને તું (અકર્મના મોહથી)મુક્ત થઇશ.**

**(૩૩) હે પરંતપ, દ્રવ્યમય યજ્ઞથી જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે, (કારણ કે) બધાંય કર્મ જ્ઞાનમાં પૂરાં સમાઇ જાય છે. (૩૪) એ(બ્રહ્મજ્ઞાન)ને તું શિષ્ય થઇને, પ્રશ્ન કરીને અને ગુરૂની સેવા**

---

કર્મ, તે યજ્ઞ રહિત કર્મ,એટલે ઇશ્વરી નિયમની અવગણના વાળું અથવા તેની વિરૂદ્ધનું કર્મ. લોક, દેશ અને કાળની સ્થિતિને અનુસરી ઇશ્વરી નિયમને અનુસાર કરવા યોગ્ય કર્મો તેજ શાસ્ત્ર વિહિત કર્મછે, તેનાથી વિરૂદ્ધ એવાં તે નિષિદ્ધ કર્મો છે. એવાં કર્મોથી આ મૃત્યુ લોકનોય વ્યવહાર ચાલતો નથી, અને તેથી તે બધાં નિષ્ફળજ જાય છે, તો પરલોક તો મળેજ ક્યાંથી? એવાં કર્મથી તો અનિષ્ટજ થાય છે, તેથી તે પાપ જ છે.

(૩૨) આ શ્લોકમાં ભગવાન કહે છે કે, આખું જગત્ કર્મમય છે. યોગીઓ નિષ્કામ કર્મને કરી રહ્યા છે; શાસ્ત્રે બતાવ્યા પ્રમાણે વિવિધ કામનાઓના પ્રેર્યા યાજ્ઞિકો પણ કર્મનેજ કરી રહ્યા છે, અને વળી રાગદ્વેષથી પાપમાં પ્રેરાઇને અવળેજ માર્ગે ચઢતા કેટલાક મૂઢો વિકર્મને પણ કરી રહ્યા છે. આવી રીતે બ્રહ્મના મુખરૂપી વેદ-જ્ઞાન-ચૈતન્ય-ના વ્યવહારમાત્રમાં અનેક પ્રકારના યજ્ઞો ચાલી રહ્યા છે, તે બધા કર્મ પરાયણજ છે. આમ જાણતાંજ હું તો કર્મ નહીં કરૂં એવો જે તારો મોહ છે, તે અકર્મની આવી અશક્યતા સમજાતાં, ઉડીજ જશે.

(૩૩) ગુરૂની પાસે જઇ શાસ્ત્રવિધિએ એમની સેવા કરી, શાસ્ત્રના અભ્યાસથી જ્ઞાન સંપાદન કરવાની વિધિ તે જ્ઞાનયજ્ઞ છે. સર. ગી. ૧૮. ૭૦. આવો જ્ઞાનયજ્ઞ સર્વ યજ્ઞોમાં શ્રેષ્ઠ છે, કારણ કે આત્મજ્ઞાનમાં તે આરૂઢ કરનારો છે. જુવો.મું.૧.૨. (૧૨–૧૩). અહીં ભગવાન એની સ્તુતિ કરીને અર્જુનને પાછળના શ્લોકોમાં તેની વિધિ પણ કહી બતાવે છે. આવું બ્રહ્મજ્ઞાન સર્વ કર્મના ફળરૂપી બીજમાં રહેતી આસક્તિ

કરીને જાણી શકીશ, (અને) જ્ઞાની તત્વદર્શિઓ જે એવા જ્ઞાનનો તને ઉપદેશ કરી શકશે; (૩૫) જે સમજીને હે પાંડવ, તું ફરીને આવા મોહને નહીં પામું, (અને) જેણે કરીને તું સર્વ ભૂતમાત્રને તારા પોતામાં અને (તેથી) મારામાં (ઇશ્વરમાં) રહેલાં જોઇ શકીશ. (૩૬) કદિ તું સર્વ પાપીઓથી અધિક પાપી હોઇશ, ત્હોયે (બ્રહ્મ)જ્ઞાનના નાવથી તું આખા પાપ સમુદ્રને તરી જઇશ. (૩૭) હે અર્જુન, જેમ સળગેલો અગ્નિ ઇંધરાંને બાળીને ભસ્મ કરી નાખે છે, તેમજ જ્ઞાનાગ્નિ સર્વ કર્મોને ભસ્મીભૂત કરે છે. (૩૮) જરૂર, આ (જગત્)માં જ્ઞાનના જેવું પવિત્ર (પાવન કર્તા) બીજું કશુંય

---

માત્રનું છેદન કરી કર્મને બાળીજ મૂકે છે, તેથી જ્ઞાનીને એવું કર્મ કર્યાં છતાં તે બંધન કરતું નથી. જુ. ગીતા ૪. ૧૯. અને કર્મમાં તેનું બંધન એજ એનો દોષ છે.

(૩૫) તારામાં અને તેથીજ મારામાં એમ કહ્યું, કારણ કે જીવ અને ઇશ્વરમાં વસ્તુતત્વ તો એકજ છે. જુવો ગી.૨.૩૦; ગી. ૬.(૨૯. ૩૧).

(૩૮) શ્લોક ૩૩થી ૩૭ સુધીમાં બતાવેલો જ્ઞાનયજ્ઞ યોગીને આવશ્યક ખરો કે નહી? એવા સંશયના છેદનાર્થે ભગવાન અહીં અર્જુનને કહે છે, કે જ્ઞાન તો યોગીને આવશ્યક છે જ; પણ જે શાસ્ત્રવિધિ પુરઃસર અભ્યાસ કરતાં જ્ઞાન સર્વ સંશયરહિત થાય છે, તેવી રીતે નિસંશય થએલું જ્ઞાન કદિ યોગીમાં પ્રકટ ના હોય, તોપણ યોગી એના યોગમાંજ સદા સ્વરૂપાનુભવ કરી રહ્યો છે, તેથી એવું નિઃસંશય ચોખ્ખું જ્ઞાન અહીં વિધિપુરઃસર કરેલા અભ્યાસ વિનાય કાળે કરીને એની મેળેજ એવા યોગીમાં પ્રકટ થાય છે.

યોગારૂઢ થવું એ કાંઈ સ્હેલું નથી. અર્જુને પોતેજ કરેલા પ્રશ્નનો ઉત્તર આપતાં ગીતાના છઠ્ઠા અધ્યાયમાં ભગવાન યોગસાધનની મુશ્કેલીઓ બતાવે છે; અને ગીતા ૬.૪૫.માં તો કહે છે કે, અનેક જન્મના પ્રયત્નેજ આવો પૂર્ણ યોગ સાધી શકાય છે. યોગસિદ્ધિની આવી કઠિનતાના કારણથી પૂર્વજન્મમાં અભ્યાસે મેળવેલી દૃષ્ટિ આ જન્મમાં

જણાતું નથી;(અને)યોગની સિદ્ધિવાળો એ(જ્ઞાન)ને કાળે કરીને પોતાની મેળેજ આત્મામાં પ્રાપ્ત કરે છે. (૩૯) એ(જ્ઞાન)ને શ્રદ્ધાવાળો, જીતેન્દ્રિય (અને) તેમાં જ મંડયો રહેતો (तत्परः) પુરૂષ મેળવે છે,(અને) એવા જ્ઞાનને પામીને તે થોડીજ વારમાં પરમ શાન્તિને પામે છે.

(૪૦) અજ્ઞાની છતાં વળી શ્રદ્ધા વિનાનો, એવો સંશયાત્મા તો નાશજ પામે છે; (એટલે)એવા સંશયઆત્માને આ (મૃત્યુ) લોક ( સાધ્ય થતો ) નથી, પરલોક નથી, અને ( તેને ) સુખ (ચિત્તની શાન્તિરૂપી 'સ્વ'લોક) પણ નથી.

---

ચોખ્ખી રહ્યા છતાં બધાંય જ્ઞાનની સ્મૃતિઓ પ્રકટ ના હોય, તેથી બુદ્ધિના તર્કવિતર્કમાં કદિ સંશય તો ઉઠે,છતાં એની યોગદૃષ્ટિ તો ઠરેલી સ્થિરજ હોયછે; અને કર્મમાં તેમજ મોક્ષપ્રાપ્તિમાં આવી દૃષ્ટિ–આત્મભાવ જ ઉપયોગી છે. એટલે, યોગીને પણ બુદ્ધિમાં સંશયવાળા તર્ક વિતર્ક થાય છતાં, પૂર્વજન્મમાં અભ્યાસથી મેળવેલા જ્ઞાનના સંસ્કાર એની મેળે પુનઃ સ્ફુરી ઉઠે છે, એટલે જ્ઞાન પ્રકટ થઇ એની બુદ્ધિને નિર્મળ અને સ્થિર કરી દેછે. કારણ કે, યોગીની આત્મદૃષ્ટિ તો સદા ચોખ્ખી અને સ્થિરજ છે, અને વળી એવી દૃષ્ટિવાળુંજ અનુભવપ્રમાણ, જે પ્રત્યક્ષ છે, તે તર્કથી વધારે ઉત્તમ છે,અને તેને તો યોગી નિત્ય અનુભવીજ રહેછે. જુવો. કઠ.૬.૧૩.

અર્જુન પોતે પણ પૂર્વનો સંસ્કારી યોગીજ છે, માત્ર અભ્યાસથી સ્પષ્ટ થએલાં એવાં જ્ઞાનનાં સ્મરણે અહીં બુદ્ધિમાંથી ખસી જતાં એને ધર્મ-સંમોહ થયો છે,તેથીજ ભગવાન અહીં ૩૪–૩૫ મા શ્લોકોમાં એને ટકોર મારીને કહે છે કે, તું ગુરૂની પાસેથી પુનઃ બ્રહ્મજ્ઞાન મેળવી અભ્યાસને તાજો કરી જા, એટલે તું આવો મોહ નહીં પામું.

આવું બ્રહ્મજ્ઞાન સર્વ બુદ્ધિગત સંશયને છેદવા વાળું હોવાથી તેને અત્યંત પવિત્ર અને પાવનકારક કહ્યું છે. યોગ એ સ્વરૂપનો જ્ઞાનાનુભવ છે, કેવળ શાસ્ત્રના વિદ્વાનને એ સિદ્ધ થતો નથી, એવા અભ્યાસીનાય અનેકજન્મ જતાં એવો સ્વરૂપાનુભવરૂપી દુર્લભ યોગ પ્રાપ્ત થાયછે. જુવો ગી.. ૭. ૧૯.

(૪૦) સર.ગી. ૧૩.૨૬. જ્ઞાનને ધારણ કરવા આવશ્યક ગુરૂને અનુકૂલ મનોવૃત્તિ તે શ્રદ્ધા. એવી શ્રદ્ધા તે સંકલિત વિચારની વિરોધી નથી, પણ

**(૪૧) યોગે (જોડાઇને) ત્યજેલાં કર્મોવાળા, અને જ્ઞાનવડે ટાળેલા સંશયવાળા આત્મવાન(‘સ્વ’ભાવને પામેલા યોગી)ને**

---

અયોગ્ય સ્થળે, અને કાળે, ઉપદેશમાં સર્વત્ર આશંકાવાળી મનોવૃત્તિની તે વરોધી છે. જુ. બ્ર. સૂ. ૧. ૧. ૪. જ્યોતિ.

(૪૧) યોગે કરીને ત્યજેલાં કર્મવાળો, એટલે યોગારૂઢ થતાં ફલાસક્તિ અને અહંકાર રહિત થએલા યોગીનાં પ્રયોજન રહિત થવાથી મૂળ બળીજ ગએલાં એવાં કર્મોવાળો, અથવા ત્યજી દીધેલાં કર્મનાં બંધન વાળો આત્મવાન, આત્મજ્ઞાની. ગીતા.૪.(૧૮-૨૪;૩૩-૯૯).અહીં ભગવાન ‘આત્મવાન’ એવા બ્રહ્મજ્ઞાનીની “સાંખ્ય” અને “યોગ” એ બેય નિષ્ટાને બહુ સ્પષ્ટતાથી પ્રકટ કરે છે. નિષ્ઠા એ બુદ્ધિસ્થિતિ છે. આવી એની બુદ્ધિ-સ્થિતિમાં પછી જગત્ અને તેના વ્યવહારમાં કેવળ તિતિક્ષાજ એટલે નિરપેક્ષપણુંજ સ્વાભાવિક છે. આવી તિતિક્ષા જાણી જોઇનેજ જો કરવામાં આવે તો, તે એનું પ્રયોજન વાળું કર્મજ થાય, એટલે એ તિતિક્ષા મટી જાય. અને આવો તિતિક્ષાનો સાધક યતિ તો તપયજ્ઞ કે યોગયજ્ઞ વાળોજ બને. હવે એની મેળેજ આવી નિવૃત્તિ સંભવે નહીં, કારણકે બ્રહ્મજ્ઞાન છતાં શરીર છે ત્યાં સુધી તો પ્રકૃતિજન્ય શરીર એના ગુણોએ પ્રવૃત્ત થશેજ. અને જો એવી પ્રકૃતિએ થતી પ્રવૃત્તિને રૂંધવાનો પ્રયત્ન થાય, તો પાછી એ તિતિક્ષા મટી જઇને પ્રયોજનવાળું કર્મજ થશે. અને આત્મવાનને બીજું તો પ્રયોજન હોય નહીં. ત્યારે જ્ઞાનીની હવે બીજી યોગનિષ્ટા તપાસવી રહી. આ યોગનિષ્ઠામાં તત્વજ્ઞાનવાળી ‘સર્વત્ર હુંજ છું’ એવી બુદ્ધિ, જ્ઞાનનિષ્ઠાવાળાની પેઠે નિર્ણયમાં સુસ્થિર જ છે,તેથી આવી બુદ્ધિએ યુક્ત હોઇને આત્મામાંજ જોડાઇ રહેલી ચિત્તવૃત્તિ એણે કરી છે. છતાં પ્રકૃતિએ થતાં કર્મોને આવો યોગી કર્યાંજ જાય છે; કારણ કે ‘સ્વ’ એટલે “આત્મભાવ”માં સ્થિર બુદ્ધિ વાળો તેવાં થતાં કર્મની તિતિક્ષા કરી તેમને રોકવાનો પ્રયત્ન કરેજ નહીં; તેમજ એવાં પ્રકૃતિજન્ય સિવાય બીજાં કર્મો કરવામાં આત્મવાનને કામના રહી નથી, તેથી તેમને કરવામાં તે પ્રયત્નશીલ થાય પણ નહીં. ગીતા. ૩. (૧૭–૧૮)

જ્ઞાનીની આ ઉભય બુદ્ધિસ્થિતિ-નિષ્ઠામાં ત્યારે બે સમાન તત્વ જડેછે.(૧) આત્મામાંજ એમનું ચિત્ત(બુદ્ધિ)ઠરી રહ્યુંછે. એટલે પુરૂષ “તત્પર” થયો

**હે ધનંજય, કર્મો બંધનમાં નાખતાં નથી. (૪૨) તેથી, હે ભારત! આત્મતત્વના અજ્ઞાને ઉઠેલો (તારા) હૃદયનો**

---

છે, અથવા યોગારૂઢ થયો છે. (૨)અને આવી આત્મામાંજ તૃપ્ત થએલી એની વૃત્તિ હોવાથી તે અન્ય કોઈ કામનાના સંકલ્પ રહિત છે. આ બન્ને તત્વો સાંખ્ય અને યોગ બેય નિષ્ઠામાં સમાન છે, તેથીજ ભગવાને આ ૪૨ મા શ્લોકમાં યોગી અને જ્ઞાની બેયને "આત્મવાન" કહ્યા છે.વળીજુવો.ગી.૨. ૪૫; કૈવ.૧.૩. આમ છતાં બેય નિષ્ઠાને જુદી વર્ણવવાથી ઉભી થએલી અર્જુનની શંકાને ભગવાન પાછળ પાંચમા અધ્યાયમાં સમજાવે છે, કે તત્વ-દૃષ્ટિએ તો, આ ઉભયનિષ્ઠાને, એટલે સાંખ્ય અને યોગને, એ ભિન્ન જુદા છે, એમ સમજે છે તે અજ્ઞાની–બાળકોજ છે, તત્વને સમજનારા તો એવું માનતા નથી. જુવો ગીતા ૫. ૪. પણ જો એ નિષ્ઠાઓ એકજ હોય તો એમને જુદી કરીને સમજાવવાની શી જરૂર ? એ પ્રશ્ન ઉઠે છે. તત્વદૃષ્ટિએ બેય આત્મવાન-જ્ઞાનીનીજ સ્થિતિઓ છે, છતાં વ્યવ-હાર દૃષ્ટિએ એવી નિષ્ઠાવાળાઓના વર્તનમાં મોટા ફેર પડે છે. તેથીજ ભગવાને એમને જુદી પાડીને ગીતામાં વર્ણવી છે. વ્યવહારમાં ભેદ નીચે પ્રમાણે થાય છે.

ગી. ૩. (૧૭–૧૮) માં બતાવ્યા પ્રમાણે આત્મામાં આરૂઢ થએલો ત્યાંજ આનંદ માનતો હોય, તેને અન્ય કાંઈ કરવાનો આગ્રહ નાજ હોય, કારણ કે એને બીજી કાંઈ કામના રહીજ નથી; તેમ તેને કાંઈ નહીંજ કરવાનો પણ આગ્રહ અથવા આસક્તિ નાજ હોય, કારણ કે અમુક નહીં કરવાની પણ એને કામના ના થાય. આમ સંન્યાસ અને કર્મ એ ઉભય પ્રકાર એવાને સમાન છે. એટલે પ્રકૃતિએજ કેટલાક સંન્યાસનો સ્વીકાર કરીને પરિવ્રાજક થાય છે, ત્યારે બીજા કેટલાક લોકસંગ્રહાર્થે આત્મવાન રહીને પ્રકૃતિએજ સર્વ કર્મને આચરે છે. પરિવ્રાજક વૃત્તિને શ્રુતિએ બૃ. ૬. ૨. ૧૫; બૃ. ૩. ૫. ૧, બૃ. ૪. ૪. ૨૨ માં બતાવી છે. અને કર્મમાં પ્રવૃત્ત બ્રહ્મવેત્તા યોગીશ્વરોના દૃષ્ટાન્તોમાં યાજ્ઞવલ્ક્ય (બૃહ.૨.૪. ૨) માં; જનકવિદેહી (બૃહ. ૩. ૧.૧)માં; પાંચાળરાજ જૈવલિ (બૃહ. ૬.૨.૧.)માં; કાશિરાજ અજાતશત્રુ (બૃહ.૨. ૧. ૧)માં; એમ અનેક રાજર્ષિઓને શ્રુતિએ પ્રકટ કર્યા છે. યાજ્ઞવલ્ક્ય સમર્થ બ્રહ્મવિદ્ હતા છતાં

**સંશય જ્ઞાન રૂપી ખડ્ગથી કાપી નાખીને યોગમાં જોડા; ચાલ, (યુદ્ધ કરવા) ઉભો થઈ થા.**

**(જ્ઞાનકર્મસંન્યાસયોગ નામના ચોથા અધ્યાયનું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત)**

---

તે ગૃહસ્થાશ્રમી હતા, અને ત્યારે આ આશ્રમમાં હતા ત્યારે તે મોટી પાઠશાળાઓ ચલાવતા હતા, અને તેજ વખતે તેમણે જનક રાજાની સભામાં અનેક ઋષિઓને બ્રહ્મોપદેશ કર્યો હતો. પોતાની પત્ની મૈત્રેયીને છેવટનો બ્રહ્મ ઉપદેશ કરીનેજ પછી એમણે પારિવ્રાજક ધર્મને પણ સ્વીકાર્યો હતો. જુવો. બૃ. ૪. ૫. ૧૫. સર. કૈવ. ૧. ૧૦.

આમ આત્મજ્ઞાનીને, કે પરમયોગીને, પોતાના સ્વાતંત્ર્યનો ઉપભોગ, પારિવ્રાજક ધર્મમાં કે કર્મમાં, સરખોજ રહે છે, ત્યારે પ્રકૃતિએ થતા પોતાના વર્તનને પછી તેઓ લોક સંગ્રહાર્થે થવા જ દે છે. યોગીનો આવો પરમ લોકકલ્યાણ કારક વ્યવહાર પ્રકટ કરવાનો ગીતાનો ઉદ્દેશ છે; અને તેથીજ ભગવાને અર્જુનને તારી પ્રકૃતિએ થતા ક્ષાત્રધર્મમાં સંમોહથી તું વિઘ્ન કર્તા થઇને પાપમાં ના પડ, એમ કહ્યું છે.

આ જગત્ ઉદ્ધારક મહાન્ યોગીશ્વરોની રાજ્યધર્મવાળી નિષ્ઠા લાંબા કાળથી વિસરાઇ જતાં, આત્મજ્ઞાનની જોડે કેવળ સન્યાસ નિષ્ઠાનીજ સ્મૃતિ બાકી રહી હતી, તેથી ધર્મશાસ્ત્રના અભ્યાસી અર્જુનને પણ પોતાના ધર્મમાં સંમોહ થયો હતો. તેથી એ વિસરાયલી યોગનિષ્ઠાજ લોક કલ્યાણકારી છે તેવો બોધ કર્તા ભગવાન કૃષ્ણ તેને ગીતામાં તે સમજાવી રહ્યા છે; અને અર્જુનદ્વારા એ વિસરાયલા રાજધર્મને પુનઃ પ્રકટ કરી રહ્યા છે. ગીતાના ઉપદેશનું તેથીજ તે કેન્દ્ર બન્યુ છે: અન્ય ઉપદેશ માત્ર એજ રહસ્યજ્ઞાનનો પોષક છે.

( લોક સંગ્રહાર્થની 'જ્યોતિ' સમાપ્ત. )

# અધ્યાય ૫.

## ( યોગીનું કર્મ સંન્યાસથી અધિક છે. )

(૧) (અર્જુન૦) કર્મોના સંન્યાસને અને વળી, હે કૃષ્ણ, (તેમના) યોગનેય (આચારનેય) તમે વખાણો છો, તો એ બે-માંનું જે એક શ્રેયસ્કર હોય તેવાનેજ બરાબર નિશ્ચય કરીને મને સમજાવો.

(૨) (ભગવાન૦) સંન્યાસ અને કર્મયોગ એ બન્નેય પરમ શ્રેયઃ(મોક્ષ)ને કરનારાં છે,તોપણ તે બેમાં કર્મયોગ કર્મ સંન્યાસથી અધિક છે.

(૩) જે ( કોઈનો) દ્વેષ કરતો નથી, કે (કશાયની)કામના

---

(૧) આખા ત્રિજા અધ્યાયમાં અને ચોથા અધ્યાયના શ્લોક ૩૨ સુધી કર્મયોગનો ઉપદેશ કરતાં કર્મને વખાણીને, પછી વળી શ્લોક ૩૩ થી ૪૦ સુધી જ્ઞાનની પ્રશંસા કરતાં સાંભળીને, તે બેમાંની કર્મ નિષ્ઠા વધારે સારી છે તેનો નિર્ણય અર્જુન કરીશકયો નહીં, તેથી અહીં પાંચમો અધ્યાય એની શંકાના સમાધાનાર્થે આરંભાયો છે. કર્મના સંન્યા-સમાં કર્મને છોડવાનું છે; અને કર્મયોગમાં કર્મને આચરવાનું છે; એમ 'કરવું' અને 'નહીં કરવું,' એવા વિરોધ અર્જુનને સંકાશીલ કરેછે. ગીતા ૩. ૪ માં કહેલો વિચાર અર્જુનની બુદ્ધિમાં તેના સ્પષ્ટ સ્વરૂપમાં ઠર્યો નથી, તેથી એને શંકા થવા પામી છે. કર્મ કરવામાં કે છોડવામાં યોગી પોતે પ્રેરક થતો નથી, પણ પ્રકૃતિને જ પ્રેરક થવા દે છે.

(૨). જુવો સંન્યાસ માટે. બૃ. ૩. ૫. ૧; બૃ. ૪.૪. (૨૨-૨૩).કર્મના સંન્યાસ કરતાં કર્મનો યોગ તેજ શ્રેષ્ઠ છે.તેનું કારણ પણ સ્પષ્ટ છે. સંન્યાસીથી પણ કર્મ કર્યા વગર તો રહેવાય નહીંજ, તો પછી લોક સંગ્રહાર્થે ફળમાં આસક્તિ રહિત થઇને પ્રકૃતિ અનુસાર યોગીએ કર્મ કરવાં એજ એની પ્રકૃતિને અર્થે, તેમજ જગતના હિતાર્થે પરમ શ્રેયસ્કર છે.

(૩-૫) કર્મના તત્વવિચારથી સમજાયું કે, સાધારણ કર્મ અને સંન્યાસનો ભેદ માત્ર ફળની આસક્તિમાંજ છે, તે આત્મવાન યોગીને

કરતો નથી, તેવા (યોગી)ને નિત્ય સંન્યાસી જ જાણવો. કારણ કે હે મહાબાહો, એવો (રાગદ્વેષના) દ્વંદ્વ રહિત પુરૂષ (કર્મના)બંધનથી અનાયાસેજ મુક્ત થાય છે. (૪) સાંખ્ય અને યોગ એ બે જૂદા છે, એવું (તત્વના અજ્ઞાની) બાળકો જ બોલે છે, પંડિતો નહીં; (કારણકે) એકમાંય બરાબર રહીને પુરૂષ ઉભયના ફળને પામે છે. (૫) (દેહાન્તે) જે સ્થાન ( કૈવલ્ય મુક્તિ) સાંખ્યોને પ્રાપ્ત થાય છે, તેજ યોગીઓને પણ મળે છે, (તેથી) સાંખ્ય અને યોગ એકજ છે એમ જે દેખે છે-અનુભવે છે તેજ (ખરૂં) જુવે છે.

( ૬ ) હે મહાબાહો, સન્યાસ તો યોગ વગર થવોય કઠિન છે, (કારણ કે) યોગયુક્ત મુનિનેજ બ્રહ્મ મળતાં

---

તો હોયજ નહીં, તેથી તેનું કર્મ તે કેવળ સંન્યાસજ છે. વળી એવી આત્મબુદ્ધિમાંથી નિસરતી ઉભય કર્મ અને સન્યાસ વૃત્તિ, એકજ બુદ્ધિ-યોગના આશ્રયવાળી હોઇને એકજ પરિણામવાળી છે. એટલે ઉભય પ્રવૃત્તિનું કર્મ બળી ગએલાજ બીજવાળું છે, ગી. ૪. ૧૯. તેથી તે બેયને બુદ્ધિનિષ્ઠાએ મળતી જીવન્મુક્તિ, અને પછી દેહાન્તે થતી કૈવલ્ય મુક્તિમાં જરાય ફેર નથી. તેથી એ દેખીતી બે જૂદી વૃત્તિયો, સંન્યાસ અને યોગ, તે આમ તત્વદષ્ટિએ એકજ છે. આવા તત્વને નહીં સમજનારા, તેથી બાળકના જેવી ટુંકી બુધ્ધિવાળાજ, એ બેયને ખરેખર જૂદાંજ ગણે છે, પંડિતો નહીં; આવો ચોખ્ખો ગીતાનો ઉપદેશ છે. જુ.ગી.પ. (૨૪–૨૫)

આવશ્યક વસ્તુ તો એકલી એકજ એવી છે કે, યોગવૃત્તિ બરાબર નિશ્ચળ રહેવી જોઇએ. વૃત્તિ જો એમ નિશ્ચળ રહી, તો પછી બેમાંથી ગમે તેવી કોઇ એક નિષ્ઠાનો પ્રકૃતિ અનુસાર વ્યવહાર કરતાં ઉભયનું જે ફળ કૈવલ્ય મુક્તિ છે, તે પ્રાપ્ત થાય છે જ.

(૬) આત્માના યોગ વગરનો તો સંન્યાસ પણ ખરો સંન્યાસ નથી. એટલે સન્યાસી કે કર્મી બેય પ્રથમ તો આત્મવાન–યોગી હોવાજ જોઇએ. કેવળ બુધ્ધિથીજ બ્રહ્મને જાણનારાને બ્રહ્મપ્રાપ્તિ નથી; પરંતુ સર્વત્ર બ્રહ્મા-ત્મક ભાવને અનુભવનારો સંન્યાસી જ બ્રહ્મને પામી શકેછે, પણ

વાર થતી નથી. (૭) મનને જીતેલો, (તેમજ બીજી) ઇન્દ્રિયોને જીતેલો, એવો યોગવાળો (યોગી) શુદ્ધઆત્મ(સ્વરૂપ)વાન, (તેથી) બધાં ભૂતોના આત્મરૂપે થએલા આત્માવાળો હોઈ કર્મોને કરતાં છતાં તેમનાથી લેપાતો નથી. (૮) (કારણ કે, એવો) તત્વવિદ્ યોગી જોતાં, કે સાંભળતાં, અડકતાં, સુંઘતાં, ખાતાં, જતાં, સૂતાં, શ્વાસ લેતાં, (૯) વાત કરતાં, વિસર્જન કરતાં, પકડતાં, આંખ ઉઘાડતાં કે મીંચતાં છતાં, ઇન્દ્રિયોજ ઇન્દ્રિયોના અર્થોમાં પ્રવર્તે છે એમ ધારીને (સમજીને), "હું" કાંઇજ કરતો નથી એમજ માને છે. (૧૦) (એ બધાં) કર્મોને બ્રહ્મમાંજ અર્પણ કરીને, ફલાસંગ (આસક્તિ) છોડી જે આચરે છે, તે, જળથી કમળપત્રની પેઠે, પાપથી લેપાતો નથી.

(૧૧) કાયા, મન, બુદ્ધિ, અને વળી કેવળ ઇન્દ્રિયોએ કરીને યોગીઓ આત્મશુદ્ધિને અર્થે (તેમાં પોતાનો) સંગ છોડીનેજ કર્મો કરે છે. (૧૨) યોગવાળો (યુક્ત–યોગી) કર્મનાં

---

આવી બ્રહ્માકાર વૃત્તિઅર્થે તો કર્મયોગ આવશ્યક જેવો છે. તેથી યોગ સન્યાસથી અધિક છે, એમ ભગવાન કહે છે. સર. ગી. ૨. ૬૧.

(૭) સર. ગી. ૬. (૨૪–૩૨). અહીંથી સ્થિતપ્રજ્ઞ યોગીના વ્યવહારનું પુનઃ વિવિધ રૂપે વર્ણન ચાલે છે. અને સર્વ કર્મોની પ્રવૃત્તિવાળો જણાતો છતાં કર્મરહિત એવા સન્યાસીના જેવોજ તે છે એમ બતાવે છે. સર. કૈવ. ૧. ૧૦

(૮–૧૦) સર. ગી. ૪. (૧૮–૨૪.) ઈશા. ૧–૨. જુવો. શ્વેતા. ૧. (૧–૩) જ્યોતિ.

(૧૧) આત્મશુદ્ધિ અર્થે, એટલે આત્મા પોતે એવાં કર્મોથી લેપાય નહીં, અને સ્વભાવે જેવો એ કેવળ અસંગ છે તેવોજ કર્મ કરતાં છતાં પણ તે વિશુદ્ધજ રહે તે માટે. આમ ઇન્દ્રિયોથી પ્રવાહમાંથી તણાયા-વિના ફળમાંથી સંગ છોડીનેજ યોગી કર્મોને કરે છે. આજ અર્થને આગળના ૧૨–૧૩ શ્લોકો સમર્થન કરે છે. જુવો. શ્વેતા. ૧.૮

(૧૨) આવો નિષ્ઠાની પરમશાન્તિ ભોગવતો યોગી ઈશ્વરભાવમ

ફળને છોડી દીધાથી (સ્વાભાવિક બુદ્ધિ) નિષ્ઠાની પરમશાન્તિને ભોગવે છે, (ત્યારે) યોગ વગરનો (अयुक्तः) કામના કરતાં ફળમાં આસક્ત થઇને બંધાય છે. (૧૩) બધાય કર્મોને મનથી ફેંકીજ દઇને (संन्यस्य) જીતેંદ્રિય (વશી) દેહી નવદ્વારવાળા પુર(શરીર)માં કાંઇ પણ કર્યા, કે કરાવ્યા વગર જ આનંદથી રહે છે.

(૧૪)(તત્વદૃષ્ટિએ તો એને)લોકનું કર્તાપણું નથી,(એટલે) કર્મોને

---

જ ભળી રહ્યો છે. કર્મભોગમાં ખેંચાતો પ્રાણી તો જીવભાવે બંધનમાં પીડાતો રખડે છે. જુવો શ્વેતા. ૧. ૮.

(૧૩) આવો યોગી તેથીજ કર્મ કર્યા છતાં, જાણે કાંઇ કર્યા, કે, કરાવ્યા વગરજ આનંદથી સંન્યાસીની પેઠે આત્મામાંજ ઠરી રહે છે.

(૧૪–૧૫) વળી યોગી કર્મ કર્યા છતાં પણ કર્મ રહિતજ છે, એમ તત્વદૃષ્ટિએ પણ ભગવાન સિદ્ધ કરે છે. યોગી ઇશ્વરભાવમાં યુક્ત જોડાયલોજ રહીને તેનાજ ભાવને પામ્યો છે: અને ઇશ્વર પોતે કર્મના ફળનો કર્તા છતાં તત્વદૃષ્ટિએ તો અકર્તાજ છે, એમ આગળ ગી. ૪. ૧૩, અને ગી. ૭.૧૨ની જ્યોતિમાં સમજાવ્યું છે. એનુંજ અહીં વિવેચન શરૂ થાય છે.

જીવ, ઇશ્વર, અને શકિત રૂપી માયા અથવા પ્રકૃતિ, એમનું સ્વરૂપ અને તેમનો તત્વસંબંધ શ્વેતા. ૧. (૮. ૯) અને ૫. ૭ માં શ્રુતિએ પ્રકટ કર્યો છે. પરમાત્મા સ્વરૂપે નિર્ગુણ, અને અસંગ, તેમજ અવ્યય છે: છતાં ભોગેચ્છાને તૃપ્ત કરવા એની પ્રકૃતિ રૂપી માયાશક્તિએ કરીને એમાં ઈશ અને અનિશ એવા બે ભાવ પ્રકટ થાય છે. અને તે અન્યોન્યાશ્રયી હોઇ તેઓ સાપેક્ષ છે. જુ. પ્ર. સ. ૨. ૩. (૪૧. ૪૨). તેમાં ‘અજ્ઞ’ એવો જીવભાવ ભોકતા થઇ કર્મનો પ્રેરક થાય છે, તે માટે જુ. ગી. ૨. ૪૭; અને એવા કર્મને ફળમાં દોરનો સાક્ષી રૂપે ‘જ્ઞ’ સ્વરૂપી ઇશ્વરભાવ કર્મને ફળની સાથે જોડનાર બને છે, અથવા ફળનો તે આપનાર થાય છે. જુ. ગી. ૨. ૪૭ જ્યોતિ. પ્ર. સ. ૩. ૨. (૩૮–૪૧)

**કે કર્મ અને(તેના)ફલની સાથેના સંયોગને પ્રભુ(પરમાત્મા) કરતો નથી, પણ (એમાં પ્રભુનો) સ્વભાવ જ પ્રવર્તે છે.(૧૫) એ વિભુ**

---

કર્મ એક વખત પ્રેરાતાં જે નિશ્ચિત નિયમે કર્મની પરંપરા ચાલે છે, તે કેવળ ઈશ્વરે પ્રેરેલી પ્રકૃતિનાજ વિકારો છે, અને તે સદા નિશ્ચિત પણેજ પ્રેરાયા જાય છે.ગી.૩.(૨૭,૩૪.) આ સર્વ દર્શન શ્રુતિએ શ્વેતા. ૫. ૭ માં પ્રકટ કર્યું છે. આ સર્વ માયિક સંસારપ્રપંચનું અધિષ્ઠાન તો નિર્વિકાર, નિર્ગુણ, અવ્યય અને અસંગ. પરમાત્મા–સદ્ છે. શ્વેતા. ૧. (૨–૩). એ શક્તિ-માયાએ જોડાતાં, એનો પ્રભાવ જીવેશ્વરના દ્વંદ્વથીજ સદા સંસારને રચ્યા જાય છે. જુવો. કઠ. ૩. ૧; મું. ૩. ૧. ૧; કૌષી. ૩. ૭. બૃ. ૪. ૪. ૨૪. કર્મના ફળભોગની ભૂમિ તે 'લોક' છે.

ચૈતન્યનો આવો સ્વરૂપાનુભવ શ્રુતિએ પોતેજ પ્રકટ કર્યો છે; અને ગીતા ટુંકામાં આજ દર્શનને ગી. ૭. (૪–૭; ૧૨–૧૩) માં પ્રકટ કરે છે ત્યારે આ કર્મ કોનું એટલુંજ અહીં વિચારવાનું રહ્યું. આ પ્રશ્નનું વિવેચન ફરીને ભગવાને ગી. ૧૩. (૩૧–૩૨)માં પણ કર્યું છે. વળી જુવે ગી. ૧૩. (૨૦–૨૪).

ચૈતન્યના જીવેશ્વર ભાવોને તત્વમાં સમાવતાં, તત્વદૃષ્ટિએ સ સ્વરૂપે રહેલો પરમાત્મા તો અકર્તાજ છે. એ તો નિર્ગુણ, અવ્ય અને અજ છે, તેમજ અસંગ છે, એવો સ્પષ્ટ ગીતાનો સ્વીકાર ગી. ૧ ૧૩ માં છે. એટલે એવો પ્રભુ લોકનો, તેમજ કર્મનો, કે કર્મના ફળં પણ કર્તા નથીજ. પણ લોક કર્મ કરે તો છેજ, ત્યારે એ કર્મ કોનાં ગીતા કહેછે કે, એ પ્રભુના માયિક સ્વભાવની, પ્રકૃતિનીજ પ્રવૃત્તિ ં અર્થાત્ કર્મ આદિ જે વિકાર છે તે પ્રકૃતિનેજ લીધે થતા માત્ર દેખ પુરતાજ છે, તે માયિકજ છે, એમાં વસ્તુતા કાંઈજ નથી. તે દેખ કેવી રીતે થાય છે તે પાછળના ૧૫ મા શ્લોકમાં ભગવાન સમજાવે

અવ્યય, નિર્વિકાર અને અકર્તા એવો સદ્-આત્મા છે છતાં, ૦ શક્ત્યાત્મક અથવા માયિક સ્વભાવ અથવા પ્રકૃતિનો તે આશ્રય છે ત્યાં, એ પ્રકૃતિ પ્રેરાતાં પોતાના અસંગત્વની કે નિર્ગુણત્વની એને વિસ્મૃતિ થાય છે, એટલે 'સ્વ'ભાવ-તત્વનું જે ભાન-જ્ઞાન છે, તે આવા પ્રકૃતિજ સંમોહ કે વિસ્મૃતિ રૂપી અજ્ઞાનથી ઢંકાય છે. જુવો છાં. ૮.૩.ખંડ. એ

કોઇનું પાપ (માથે) લેતો નથી, તેમજ પુણ્ય લેતો નથી, (પણ ભોક્તાનું) જ્ઞાન અજ્ઞાનથી ઢંકાયલું છે, તેથીજ પ્રાણીઓ મોહાય

શ્વેતા. ૧. ૮, માં કહ્યા પ્રમાણે, આત્માના બે ભાવો "જ્ઞાજ્ઞૌ" અથવા "જીવેશ્વર" રૂપે પ્રકટ થતા દેખાય છે. આ બે ભાવોનો પ્રકાશ તે પ્રકૃતિની અપેક્ષાએજ નિર્વિકારમાં જીવના અજ્ઞાને જણાતા વિકારો છે. આમ એ ઉભય જીવેશ્વર ભાવ, અને જેની અપેક્ષાએ તે પ્રકટ થાય છે તે પરમાત્માની વ્યક્ત થતી 'શક્તિ' અથવા 'માયા,' એ બધુ બુદ્ધિદર્શનવાળું તંત્ર માયાતંત્ર કહેવાય છે;એનેજ પ્રકૃતિનું કાર્ય કહે છે. આજ તંત્રમાં 'જીવભાવ' કર્મનો કર્તા બને છે, 'ઇશ્વરભાવ' ફળનો કર્તા બને છે, અને કર્મફળની ભૂમિ રૂપી અવ્યક્ત 'શક્તિ'માં વ્યક્ત થતા કાર્યાત્મક પરિણામી ગુણાત્મક લોકો ઉભા થાય છે, અને ભાગે છે. આ સર્વ સંસાર નિર્વિકાર પરમાત્માની પ્રકૃતિ–શક્તિનીજ સંતતિ છે. જુવો. ગી. ૭. (૫–૬). આવા આ બધા પ્રપંચના દેખાવમાં વસ્તુતા કાંઇજ નથી. વસ્તુતાએ તો માત્ર ચૈતન્ય, સદ્–પરમાત્માજ છે. કારણકે, એના અધિષ્ટાન વગર માયિક પ્રપંચ પણ રહે શેના ઉપર ? પણ આ પ્રપંચનેય વસ્તુતાએ સત્ કેમ ના કહેવો ? એતો અસત્જ છે. કારણકે ગી. ૨. ૧૬ માં કહ્યા પ્રમાણે, જો એ સત્ હોય એટલે એને સ્વતંત્ર અસ્તિત્વ હોય, તો એનો કદિ અભાવ ના સંભવે, છતાં આ પ્રપંચ માત્ર નિર્વિકાર એવા આત્મતત્વનું જ્ઞાન થતાં ઉડીજ જાય છે. આમ જ્ઞાન થતાં અજ્ઞાને રચેલો પ્રપંચ ઉડી જઇને આદિત્યની પેઠે સ્વયં પરમાત્માનેજ તે જ્ઞાન પ્રકટ કરે છે, તેથી અજ્ઞાનાવસ્થામાં દેખાયલો સંસાર સત્ નથી, પરંતુ અસદ્જ છે, એમ ગીતાનો અહીં ૧૬ મા શ્લોકમાં, તેમજ ગી. ૨. (૧૭–૧૮) માં સ્પષ્ટ ઉપદેશ છે. જ્ઞાન થતાં જીવનો જીવભાવ પણ ઉડી જઇને તે આત્મસ્વરૂપેજ થાય છે, એટલે કે આત્મવાન થઇને તે પરમ યોગી થાય છે. આમ એવા પરમાત્મા મય થએલા, તન્મય મનવાળા, એવા પરમ યોગીઓ પુનર્જન્મને પામતા નથી, એમ ગીતાએ કહ્યું છે.

યોગી આવી રીતે પરમાત્મભાવમાં આરૂઢ થએલો હોઇ, તત્વ દૃષ્ટિએ કાંઇપણ કર્મ કરતોજ નથી, તેથી યોગીનું કર્મ તે સંન્યાસજ છે, એમ ભગવાનનો આશય છે.

છે. (૧૬) જેમનું એવું અજ્ઞાન આત્મતત્વના જ્ઞાને કરીને નાશ પામ્યું છે, તેમનું જ્ઞાન આદિત્યની પેઠે તે પરમાત્મા(સદ્‌)ને પ્રકટ કરે છે. (૧૭) તે(સદ્રુપ આત્મ)મય બુદ્ધિવાળા, તન્મય મનવાળા, તન્મય નિષ્ઠા(સ્થિર બુદ્ધિ)વાળા એવા તત્ (સદ્‌નેજ) પરાયણ (યોગીઓ) જ્ઞાનથી (અજ્ઞાનરૂપી)મેલને ધોઇ નાખેલા થઈને પુનર્જન્મને પામતા નથી.

(૧૮) (એવા) પંડિતો વિદ્યા અને વિનય સંપન્ન બ્રાહ્મણમાં, કે ચાંડાળમાં, કે હસ્તિમાં, કે ગાયમાં, કે કુતરામાં, એક સરખી-સમાન-દૃષ્ટિવાળાજ હોય છે. (૧૯) જેમનું મન (આવી) સમાનતામાં ઠરી રહ્યું છે, તેમણે અહીં(જીવતાં)જ સ્વર્ગ (બ્રહ્મલોક)ને જીતી લીધું છે; કારણ કે, બ્રહ્મ (આવુંજ) નિર્દોષ (નિર્મળ), અને સમ-સમાન-છે, તેથી તેઓ બ્રહ્મમાંજ નિષ્ઠિત (ઠરી રહ્યા) છે. (૨૦) પ્રિય વસ્તુને પામીને એવાને હર્ષ થતો નથી, કે અપ્રિયને પામીને ઉદ્વેગ થતો નથી; (એવો) એ સ્થિર-નિશ્ચળ-બુદ્ધિવાળો, (એટલે) મોહ નહીં પામેલો બ્રહ્મવિદ્ બ્રહ્મમાં સ્થિર ઠરી રહ્યો છે.

(૨૧) આત્મામાં જે સુખ રહ્યું છે તે બાહ્ય (વિષયોના)

---

(૧૬) જ્ઞાનથી અજ્ઞાનનો નાશ થાય છે તેવો નિશ્ચિત નિયમ ઇશ્વરે પોતાની શકિતએ જીવના ઉદ્ધારાર્થેજ કર્યો છે. જુવો. કઠ. ૨. ૨૩; મું. ૩. ૨. (૩–૬); ગી. ૧૦. ૧૧. ગી. ૧૧. ૮;

(૧૭) જ્ઞાનનો પ્રકાશ થતાં અજ્ઞાનનો વિવિધતાવાળો પ્રપંચ જ્યાં ઉડી ગયો, ત્યાં સર્વત્ર એક સરખો ઠરી રહેલો પરમાત્માજ યોગીને એની મેળે જણાય છે. એ દશાનું વર્ણન ગીતા અહીંથી પાછળ શરૂ કરે છે.

(૧૮–૧૯) બ્રહ્મને સમ કહી વર્ણવેલી શ્રુતિ જુવો બૃહ. ૧. ૬. બ્રા.

(૨૦) સર. ગી. ૧૨. ૧૭. આવો બ્રહ્મવિદ્ બ્રહ્મમાં ઠરી રહેલો યોગી છે, અને તે જ સંન્યાસી છે.

(૨૧–૨૨) આમને સરખાવો ગી. ૨. ૧૪. સાથે ત્યાં ઇંદ્રિયોના

સ્પર્શ(ભોગ)માં આસક્તિ રહિત આત્માનેજ મળે છે; (એટલે) આવો બ્રહ્મયોગે જોડાયલો પુરૂષજ તેવા અક્ષય્ય સુખને ભોગવે છે. (૨૨) જે (ઇન્દ્રિયોના) સ્પર્શોએ થતા ભોગ છે તે દુઃખનાંજ કારણ છે, કારણ કે તે (ભોગ) આદિ અને અંતવાળા છે, અને તેથી, હે કૌંતેય, બુદ્ધિમાન્ પુરૂષોને તેમાં રસ પડતો નથી.

(૨૩) કામ અને ક્રોધથી થતા વેગ( આવેશ )ને શરીર છૂટતા પહેલાં અહીંજ જે સહન કરી શકે છે, તે જ નર યોગી (કહેવાય) છે, (અને) તે જ સુખી થાય છે. (૨૪) જે અંતરમાં સુખવાળો, ( એટલે ) અંતરમાં શાન્તિ-આરામ-વાળો, તેમજ અંતરૂમાં (જ્ઞાન) જ્યોતિવાળો હોય છે, એવો યોગી બ્રહ્મરૂપ થએલો હોઈ (દેહાન્તે) બ્રહ્મ નિર્વાણને પામે

સ્પર્શ માત્રની તિતિક્ષા કરવા કહ્યું છે; એટલે એવો સંન્યાસી આત્મવાન યોગીજ છે.

(૨૩)કામ અને ક્રોધાદિના આવેશથી ત્રાસીને તેમનાથી નાશી જઇ સંન્યાસનું સેવન કરનારો ખરો સંન્યાસી નથી.કારણ કે,એવા ત્રાસમાંથી પ્રકૃત્તિ એને કદિ છૂટવા નહીં જ દે. ખરો સંન્યાસી તો, તેથી, યોગી જ છે. કારણ કે, આત્મામાં સદા સ્થિર બુદ્ધિવાળો રહી સર્વ કાર્યમાં સાક્ષીરૂપે નિરાસક્ત બની આનંદથી તે પ્રવૃત્ત થાય છે, અને પ્રકૃત્તિએ ઉપજતા કામક્રોધના વેગનો જાણે ઉપહાસ કરતાં, તેમનું સહન કર્યા જ જાય છે, અને જરાય આસક્તિથી તેમાં બંધાતો નથી. ભગવાન તેથી જ કહે છે કે, આવો જ યોગી ખરો સન્યાસી હોઈ ને, તેજ સુખી થાય છે. આવો યોગી જ અંતરમાં સુખવાળો,નિત્ય શાન્તિવાળો, અને આત્મજ્ઞાનની જ્યોતિના અચળ પ્રકાશ વાળો હોય છે. આવી બ્રાહ્મી સ્થિતિ તે જ જીવન્મુક્તિ છે.'સુખ'નું ખરૂં લક્ષણ,ત્યારે,આવું બંધાય છે, કે ઉઠેલી કામનાની તૃપ્તિ થતાં તે શમી જાય, અને તેથી સંતોષ થાય, એટલે તેવી કામના ઉઠતા પહેલાં જે સ્વભાવ હતો તેમાંજ ભળી જવાય તે સુખ. અથવા એવા પ્રજ્ઞાના નિશ્ચળ ભાનમાં પડેલા વિક્ષેપની શાન્તિ–ઉપરામ તેજ 'સુખ'સ્વભાવ.

છે. (૨૫) પાપાદિ(कल्मष) ક્ષીણ થએલા, સંશય ટળેલા, સંયત આત્માવાળા, અને ભૂત માત્રનું હિત કરવામાં પ્રીતિવાળા એવા ઋષિયો બ્રહ્મ નિર્વાણને પામે છે. (૨૬) કામ અને ક્રોધ રહિત, (એવા) સંયમિત ચિત્તવાળા, અને આત્માને ઓળખનારા યતિયોની આગળ બ્રહ્મનિર્વાણ ખડુજ રહે છે. (૨૭) બાહ્ય સ્પર્શોને બહારજ કાઢી નાખીને, બે ભ્રમરોની અંદર દૃષ્ટિ રાખીને, અને નાસિકામાં સંચરતા પ્રાણ અને અપાનને સરખા કરી રાખીને, (૨૮) ઇન્દ્રિય, મન, અને બુદ્ધિનો સંયમ કરનાર મોક્ષપરાયણ જે મુનિ ઇચ્છા, ભય, અને ક્રોધ રહિત થાય છે, તે સદા મુક્તજ છે.

(૨૯) મને (સદ્-દેવતાને) યજ્ઞતપોના ભોક્તારૂપે, સર્વ લોકના મહેશ્વરરૂપે, અને સર્વ ભૂતોના સુહૃદરૂપે ઓળખીને (યોગી) પરમ શાન્તિને પામે છે.

( સંન્યાસયોગ નામના પાંચમા અધ્યાયનું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત. )

---

(૨૫) આવો યોગી જરૂર સન્યાસીથી અધિક છે; કારણ કે, સન્યાસના સર્વ લાભ ઉપરાંત સર્વ લોકનું હિત કરવામાં પણ એ લોકસંગ્રહાર્થે કર્મ કરતાં પ્રીતિવાળો રહે છે.

(૨૭) અહીં સન્યાસીનું વર્ણન છે. યોગીની આ નિષ્ટા પણ ગીતાને માન્ય છે, છતાં પ્રકૃતિ અનુસાર આસક્તિ રહિત કર્મમાં પ્રવૃત થતો યોગી અધિક છે, એવો આ અધ્યાયમાં ગીતાનો ઉપદેશ છે. સંકલ્પનો સન્યાસ તે જ યોગ છે: આમ યોગ અને સન્યાસ બેય સરખાં છે. પણ યોગીનાં નિષ્કામ અને લોકસંગ્રહાર્થે થતાં કર્મ જેટલી તો સન્યાસીથી યોગીમાં વ્યવહારાર્થે અધિકતા ઉઘાડીજ દેખાય છે.

(૨૯) જુવો ગી. ૪. (૧, ૧૦, ૧૩)ની જ્યોતિ. શ્વેતા. ૫. ૩; ગી. ૮. ૪. લોકસંગ્રહાર્થે જ જન્મ ધારેલા ભગવાન યોગીની અધિકતાનો બોધ કરતાં પોતાના યોગનો આવી જ રીતે ઉપસંહાર કરે તે યોગ્ય જ છે. જીવભાવે પોતે જ ભોક્તા છે, ઇશ્વરભાવે મહેશ્વર છે, અને જીવન્મુક્ત યોગીભાવે લોકના સંગ્રહમાં તેમના સુહૃદ, પરમ મિત્ર, છે.

( યોગીની અધિકતાની જ્યોતિ સમાપ્ત. )

# અધ્યાય ૬.

## ( સંકલ્પનો સંન્યાસ તેજ યોગ. )

(૧) કર્મના ફળનો (સંકલ્પનો)આશ્રય કર્યા વગર જે કરવા યોગ્ય (कार्य) કર્મને કરે છે તેજ સંન્યાસી છે,અને તેજ યોગી છે; અગ્નિ નહીં રાખનારો નહિ, કે ક્રિયાશૂન્યજ રહેનારો નહીં. (૨) (તેથી) જેને લોક સંન્યાસ કહે છે તેનેજ, હે પાંડવ, તું યોગ સમજ; કારણ કે સંકલ્પના સંન્યાસ (શમ) વગર કોઈ પણ પુરૂષ યોગી થઇ શકતો નથી.

(૩) (વળી) યોગના સાધક મુનિનું કારણ ( ફલાર્થે થતું ) કર્મ કહેવાય છે; ( અને ) એવા યોગના સિદ્ધનું

---

(૧-૨) આગલા પાંચમા અધ્યાયના અનુસંધાનમાં જ આ છઠ્ઠો અધ્યાય આરંભાય છે. આગલામાં યોગીના કર્મની અધિકતા બતાવ્યા પછી, અહીં ભગવાન તેની અને સન્યાસની સમાનતા બતાવે છે. યોગીના કર્મમાં રહેલો 'યોગ' અને સંકલ્પનો 'સન્યાસ' બે એક જ છે: એટલે સંકલ્પનો સન્યાસ તેજ યોગ. ઉભયમાં એ સમાન અંશ છે. ગીતાના આ અધ્યાયનું પ્રતિપાદ્ય પહેલા જ બે શ્લોકોમાં આમ સ્પષ્ટ પ્રકટ કરીને પાછળના શ્લોકોમાં તેનું વિવેચન કર્યું છે,

જુવો. કૈવ. ૧. ૧૦; ગીતા. ૧૬. ૨૪.

સંકલ્પ માત્રનો સંન્યાસ એ જ ખરા સન્યાસનું તત્વ છે. અને એવા સંકલ્પના સંન્યાસ વિના સ્વરૂપાનુંસંધાનવાળો યોગ પણ થતો નથી. અર્થાત્ એવો સંકલ્પનો સન્યાસ તેજ યોગ છે. આનું સ્વરૂપ યોગારૂઢ યોગીનું છે; યોગમાં આરૂઢ થવા પ્રયત્નશીલ ઉપાસકના અંગનો સંકલ્પસન્યાસ તો સ્વાભાવિક નહીં હોવાથી ખરો સન્યાસ નથી.એ તો એક યજ્ઞફલાર્થે કરેલું કર્મ જ છે. જુવો ગી. ૪. ૪૧ જ્યોતિ.

(૩) "શમ" એટલે કામનાએ પ્રેરિત સંકલ્પો રહિત ચિત્તની પરમ શાન્તિ. કોઈ પુછે કે, આને 'યોગનો સાધક' કેમ કહોછો ? તો તેનું કારણ વ્યવહારમાં તરત લોક આપે છે, કે એ તો યોગને અર્થે સાધનાનાં કર્મ

કારણ (તેના કામ સંકલ્પનો) શમ (ઉપરામ) કહેવાય છે. (૪) (તેથી) જરૂર જ્યારે ઇન્દ્રિયોના અર્થોવાળાં કર્મોમાં એ આસક્ત થતો નથી, ત્યારેજ સર્વ સંકલ્પોનો સંન્યાસ (શમ) કરેલો એવો હોઇને એ યોગસિદ્ધ (યોગી) કહેવાય છે.

(૫) (પુરૂષે) પોતે જ પોતાને (आत्मानं) ઉદ્ધારવો જોઇએ, પોતાને નીચે ડુબવા દેવો નહીં; કારણ કે, (સંસારમાં) પોતે જ પોતાનો બંધુ, કે પોતેજ પોતાનો શત્રુ છે. (૬) જેણે

---

કરે છે તેથી. તેમજ કોઇ પૂછે કે, આને 'યોગસિદ્ધ' કેમ કહો છો? તો તરત ઉત્તર આપશે કે એનામાં 'શમ' છે, એટલે સંકલ્પનો સંન્યાસ છે તેથી. યોગસિદ્ધ અથવા યોગારૂઢ તે એવા સંકલ્પના સન્યાસ વગર થતો નથી એમ જે ઉપરના શ્લોકમાં કહ્યું તેના સમર્થનાર્થે આ શ્લોક છે, અને આ ઉપપત્તિનો નીચેના ચોથા શ્લોકમાં ભગવાને ઉપસંહાર કર્યો છે.

(૫) આત્માજ આત્માનો બંધુ કે શત્રુ છે; કારણ કે, યોગમાંથી ખસેડનારા કામક્રોધાદિનો આવેશ, જે જ્ઞાનીને અંગે શત્રુ ગણાય છે, તે ભોગેચ્છા થતાં પ્રવર્તતી એવા આત્માની જ વૃત્તિઓ છે. જુવો યો. સૂ. ૧. (૧–૪). જુવો. ગીતા.૩.૩૭; ૧૬. ૨૧. સરખાવો ગ્રીક તત્વજ્ઞાન–

"That the passions of men misled them is a superficial aspect of the fact, but the deeper aspect of it is that we misled ourselves; for the passion that misleads us is a manifestation of the same Ego, the same self-conscious reason which is misled by it: and thus, as Burns puts it, it is the very 'light from heaven' that leads us astray." P. 113. Evo. of Theology. E. Caird. Vol. 2.

પણ આ ભોગની ઇચ્છાએ પ્રવર્તતો જીવભાવ, કંઈ ઇચ્છા કરવી કે કંઈ ના કરવી તેના નિર્ણયમાં, સંપૂર્ણ સ્વતંત્ર છે. જુવો. ગી.૨. ૪૭ જ્યોતિ. પ્ર. સૂ. ૨. ૩. (૩૩–૩૯). પણ જ્યાં પોતામાં પ્રકટતી

પોતે પોતાને જીત્યોછે, વશ કર્યો છે, તેવા (જીતેલા) પોતાનો (જીવભાવનો) પોતે (આત્મા) બંધુ છે; પણ પોતાને નહીં ઓળખનારા(જીવ)ની (**अनात्मनः**) શત્રુતામાં પોતેજ શત્રુની પેઠે પ્રવર્તે છે.

(૭) જીતેલા આત્માવાળા (જીતેન્દ્રિય, અને તેથી) પ્રશાન્ત થએલા પુરૂષનો પરમાત્મા (સદ્) શીતોષ્ણથી થતાં સુખદુ:ખોમાં તેમજ માનાપમાનમાં સમાન અને સ્થિર (અચળ) રહે છે. (૮) જ્ઞાન અને વિજ્ઞાનોથી તૃપ્ત થએલો, કૂટસ્થ (નિશ્ચળ), જીતેન્દ્રિય, અને માટી, પથ્થર, કે કાંચનમાં સમાન દૃષ્ટિવાળો યોગી યોગયુક્ત છે એમ કહેવાય છે. (૯) સુહૃદ્, મિત્ર, શત્રુ, ઉદાસીન, મધ્યસ્થ, દ્વેષ્ય કે બંધુઓની વિષે, તેમ જ સાધુ કે પાપીઓની વિષે, સમાન બુદ્ધિવાળો (યોગી) અધિક છે.

(૧૦) (યોગના સાધક) યોગીએ એકાન્તમાં એકલા રહીને, ચિત્તને વશ કરી, કામના કે પરિગ્રહ રહિત થઈ, સદા આત્માને ( સ્વરૂપમાં) જોડવો. (૧૧) ચોખ્ખે સ્થળે, અતિ ઉંચું નહીં કે અતિ નીચું નહીં એવું દર્ભના ઉપર ચર્મ

---

કામનાની વૃત્તિ જ જો સુખદુ:ખનું કારણ હોય, તો તેનો પ્રતિકાર તો પોતામાં જ જ્ઞાનનો આવિર્ભાવ થતાં તેવી પૂર્વવૃત્તિનું પરિવર્તન કરવાથી જ બની શકે એ સ્પષ્ટ છે; બહારનું બીજું કોઇ સાધન તેનો પ્રતિકાર નહીંજ કરી શકે. જુવો. કૈવ. ૧. ૧૦.

(૭) આ સંન્યાસીનું વર્ણન છે, અને તેમાં આંતર દૃષ્ટિનું પ્રાધાન્ય છે.

(૮–૯) અહીં સાધક અને સિદ્ધ યોગીનું વર્ણન છે. તેમાં બાહ્ય દૃષ્ટિનુંપ્રાધાન્ય છે. કૈવ. ૧. ૧૦. એમાં સન્યાસની આંતર દૃષ્ટિ ઉપરાંત સમાન ભાવે થતું એનું વ્યવહાર દર્શન વિશેષ છે.

(૧૦) સર. શ્વેતા. ૨. (૮–૧૦). અહીંથી હવે યોગસાધનાની પ્રક્રિયા શરૂ થાય છે. શ્લોક ૧૦ થી ૧૫ સુધીમાં આ પ્રક્રિયાનાં અંગ બતાવ્યાં છે. સર. યો. સૂ. ૨. (૨૯, ૪૬ થી ૫૪).

અને વસ્ત્રવાળું પોતાનું આસન સ્થિર માંડીને, (૧૨) ત્યાં આસન ઉપર બેસીને ચિત્ત અને ઇન્દ્રિયોની ક્રિયાઓને રોકી મનને એકાગ્ર કરીને એણે અંતઃકરણ(आत्म)ની શુદ્ધિ અર્થે યોગને સાધવો. (૧૨) ધડ, મુસ્તક, અને ગરદનને સરખાં સિદ્ધાં અને અચળ ધારી રાખી, પોતાની નાસિકાને ટેરવે દૃષ્ટિ માંડી આમ તેમ દિશાઓમાં જોયા વગર સ્થિર થવું. (૧૪) શાન્ત ચિત્તવાળા, ભય રહિત, અને બ્રહ્મચારિવ્રતમાં રહેલા એવા એણે, મનને રૂંધી મારા(સદ્)માં ચિત્ત વાળો થઇ જોડાયલો (युक्त) બનીને મને(સદ્‌ને)જ પરાયણ થઈ રહેવું. (૧૫) આમ, પોતાને સદા (સદ્‌માં) જોડયા કરતાં કરતાં સંયમિત મનવાળો થએલો યોગી (ક્રમે કરીને) મારી અંદર રહેલી નિર્વાણની પરમ શાન્તિને (શમને) પામે છે.

(૧૬) પણ હે અર્જુન, બહુ ખાનારાથી, કે તદન નહીં ખાનારાથી, કે બહુજ સૂનારાથી, કે બહુજ જાગનારાથી યોગ બની શકતો નથી. (૧૭) યોગ્ય (જરૂર જેટલો) આહાર વિહાર વાળા, અને કર્મોને વિશે યોગ્ય આચરણ વાળા, યોગ્ય પ્રમાણમાંજ સૂનારા કે જાગનારાનો યોગ દુઃખને ટાળનારો (સુખકર) બની શકે છે.

(૧૮) જ્યારે (આમ) સંયમિત થએલું ચિત્ત આત્મા (સદ્)માંજ ઠરી રહે છે, ત્યારેજ સર્વ કામનાઓમાંથી નિકળી ગએલી સ્પૃહા ( તૃષ્ણા ) વાળો “ યુક્ત ” (યોગી) છે, એમ કહેવાય છે.

---

(૧૬–૧૭) યોગસાધના માટે આહારવિહાર કેવો જોઇએ તે અહીં બતાવ્યાં છે.

(૧૮) અહીં સાધકની પરિપક્વ દશા ક્યારે થઈ કહેવાય છે, તે બતાવ્યું છે. સર. ગીતા. ૨. ૬૧. ત્યાં આવી યોગસ્થિતિને ‘मत्परः’ શબ્દથી બોધી છે.

(૧૯) જેમ પવન વગરના સ્થળમાંનો દીવો જરાય હાલતો નથી તેમ, એવી ઉપમા આત્માનો યોગ સાધતા યોગીના સંયમ કરેલા ચિત્તને અપાય છે. (૨૦) જ્યાં યોગ સેવ્યાથી રૂંધેલું ચિત્ત ઉપરામ પામે છે, અને જ્યાં (પુરૂષ) પોતે આત્મા(સદ્)ને જોતાં-અનુભવતાં એ(સદ્)માંજ તૃપ્ત થાય છે; (૨૧) જ્યાં ( કેવળ ) બુદ્ધિ( જ્ઞાન )ને ગમ્ય છતાં, ઇન્દ્રિયોને જે અગમ્ય છે, એવા પ્રસિદ્ધ આત્યંતિક સુખને એ પામે છે, અને જ્યાં આમ (એકવાર) ઠરેલો થઇ તત્વમાંથી (પછી એ) ચળતો નથી, (૨૨) અને જેને પામીને એનાથી બીજા કોઇ પણ લાભને એ અધિક ગણતો નથી, (અને) જેમાં ઠરી રહેલો હોઇ ભારે દુ:ખથી પણ ચલાયમાન થતો નથી, (૨૩) તેવા(સ્થાન—સ્થિતિ)ને દુ:ખના જરાય સ્પર્શ વગરનો 'યોગ' કહેવાય છે, એમ તું જાણ. આવો યોગ વગર કંટાળેલા ચિત્તે નિશ્ચય પૂર્વક સાધવો જોઇએ.

(૨૪) સંકલ્પથી ઉઠેલી સર્વે કામનાઓને પૂરેપૂરી ત્યજી દઇને ચારે તરફથી ઇન્દ્રિયકલાપને મનવડેજ રૂંધીને, (૨૫) ધીરજવાળી બુદ્ધિવડે મનને આત્મા(સદ્)માં સ્થિર કરીને ધીમે ધીમે (પોતે જીવભાવે) ઉપરામ પામી જવું, (અને)બીજા કશાયનું ચિંતન કરવું નહીં. (૨૬) અને જ્યાંથી જ્યાંથી ચંચળ અને અસ્થિર મન બહાર નિસરે, ત્યાંથી ત્યાંથી તેને રૂંધીને આત્મા(સદ્)માંજ વશ કરવું. (૨૭) જરૂર આવા પ્રશાન્ત મનવાળા, (એટલે) શમેલા રજસ્‌વાળા, બ્રહ્મમય

---

(૧૯) યોગીના એવા નિશ્ચળ યોગનું લક્ષણ ૧૯થી ૨૩ માં બતાવ્યું છે. અહીં સરખાવો યોગશિખોપનિષદ્. (૬૮—૬૯). "**सूर्यचंद्रमसोर्योगो जीवात्मपरमात्मनोः । एवं तु द्वंद्वजालस्य संयोगो योग उच्यते**".

(૨૧) જુવો ગી. ૬. (૨૯—૩૧) સર. કઠ. ૩. ૧૨.

(૨૪—૨૮) શ્લોક ૨૪ થી ૨૮ સુધીમાં યોગને પૂર્ણાવસ્થાએ

**થએલા, (તેથી) નિષ્પાપ એવા યોગીને ઉત્તમ સુખ મળે છે. (૨૮) રોજ આમ પોતાને (સદ્‌માં) જોડતાં જોડતાં યોગી પાપ રહિત થાય છે, અને સુખે કરીને બ્રહ્મના સંસ્પર્શ(સાક્ષાત્કાર)વાળું અત્યંત સુખ ભોગવે છે.**

**(૨૯) બધેય સમ(સમાન સદ્-આત્મ)ના દર્શનવાળો**

---

એટલે નિશ્ચળતાએ પહોંચતાં મનના ચાંચલ્યને કેવી રીતે શમાવવું તે બતાવવામાં આવ્યું છે. સર. યો. સૂ. ૪. (૨૯–૩૨)

(૨૯–૩૧) સર. ગી. ૭. ૬. અને ગી.૯. (૪–૬). અહીં, શ્લોક ૨૯ થી ૩૧ સુધીમાં આવા પૂર્ણ અને નિશ્ચળ યોગે પહોંચીને સંપૂર્ણ યોગી થએલા જીવનમુક્તની બાહ્યાન્તર આત્મદૃષ્ટિ કેવી રીતે બ્રહ્માત્મક થાય છે, તે બતાવ્યું છે. જુવો ગી. ૧૩. ૩૧. કૈવ.૧. (૧૦-૧૯) ઈશા. ૬,૭.ગી.૫. ૭.સર્વમાં રહેલું સમ–સત્ તે જ આત્મા છે.જુવો છાં.૬. ૮.૭. તત્વના જ્ઞાનથી નિર્મલ થએલી બુદ્ધિમાં જ્યારે સર્વત્ર સમાનતાએ ઠરી રહેલું 'સત્'તત્વ પ્રકટ થાય છે, અને યોગારૂઢ થએલો યોગી એને પોતાનાજ આત્મારૂપે અનુભવી રહે છે (છાં.૬.૮.૭),ત્યારે તેની આંતર્દૃષ્ટિમાં પ્રકટતાં સર્વે વિજ્ઞાનભૂતોને એ આત્મામાં જ સમાતાં અનુભવે છે;આ આંતર (Snbjective) દર્શન છે. અને એજ જ્ઞાનાનુભવની દૃષ્ટિએ બહારનાં વિવિધ ભૂત કાર્યો 'ભૂતમાત્રાઓ' જે, પોતાથી જૂદાં દેખાતાં છતાં, એમનામાં રહીને પ્રકટ થતો પરમાત્મા, અને તેમનો પ્રકાશક પોતેજ 'જ્ઞ'રૂપ ઈશ્વર ભાવ તેમજ તેની અપેક્ષાએ તેમને ભોગવતો-જૂદો જોતો-જીવ ભાવ, એ બેય પુનઃ આત્માના ઐક્યમાં જોડાતાં જ બાહ્ય વિષયરૂપે પ્રકટ થતી જીવની બાહ્યદૃષ્ટિ છે, તે (Objective) દર્શન છે. એ દૃષ્ટિ વિવિધભૂતોમાં એકઠા થતા પ્રત્યક્ અને પર, એવા 'આત્મા'ને જ અનુભવાવી રહે છે. જુવો મુ.૩.૧.૩.જુવો ગી.૨.૧૬ જ્યોતિ. ગી. ૧૩,(૨૭,૩૧.) આમ આંતર દૃષ્ટિએ યોગી સર્વે ભૂતોને વિજ્ઞાન આત્મામાં જ અનુભવેછે,અને બાહ્ય દર્શનમાં પણ સર્વે ભૂતોમાં પ્રકટતા જીવેશ્વરના યુગલ મહદ્ આત્માનેજ અનુભવે છે.જુવો.ગી. ૭. ૬. સર. અ. બિં. ૨૨. આમ થતાં તો જે યોગી પરમ આત્મામાં સંયુક્ત થયો છે, તેના ઐક્યભાવમાં કદિ વિક્ષેપ પડશે એવી

યોગયુક્ત પુરૂષ સર્વે ભૂતોમાં (અધિષ્ઠાન થઇને) રહેલા

સન્યાસીની શંકાના નિવારણાર્થે ભગવાન પાછળનો ૩૦ મો શ્લોક રચે છે. ન્યા. તેલંગ કહે છે તેમ એ યોગી " Realises an essential unity of every thing." સર. ગીતા. ૪. ૨૪.

આ દર્શન યુક્તિવાળું છે. કારણ કે, બાહ્યભૂતોના કાર્યકારણ સંઘાતમાં અનુભવાતા અન્વયી ભાવો અને તેમના ગુણોનો વિસ્તાર નિશ્ચિત નિયમેજ થાય છે, અને એ વ્યવહારની પરંપરાને આપણે બરાબર, યથાર્થ, સમજી શકીએ છીએ. નહીંતો, આપણે તે સંબંધી કરેલા અનુમાનને અનુસારજ એમનો ભાવી અન્વયી વ્યવહાર પણ હમેશ એક ધાર્યોજ ફળે છે તેમ તે ના જ ફળે. આ ઉપરથી સ્પષ્ટ દર્શન એક તો એવું પ્રકટ થાય છે, કે આપણી અંદરનું બાહ્યભૂતોના વ્યવહારને યથાર્થ સમજનારૂં ઉભય 'જ્ઞાતા'ભાવે રહેલું તત્વ, અને જે બાહ્યનો કાર્યકારણ વ્યવહાર આપણે સમજ્યા હોઇએછીએ તે વ્યવહારને નિશ્ચિત એકજ નિયમમાં, આપણે સમજ્યા છીએ તેજ પ્રમાણે, સદાય દોરી રહેનારૂં તેવુંજ અંતર્યામી તત્વ, એ બેયનો 'સ્વ'ભાવ એકજ હોવો જોઇએ. નહીંતો, ઉભયની આવી સત્ય સમજુત અને તદનુસાર ભાવી વ્યવહાર એકજ રીતે થાય છે તેવો, તે સંભવે નહીં. એ તત્વને ભૂતોમાં વ્યવહાર કરતું, અને ભૂતોને જોનારાની બુદ્ધિમાં વ્યવહાર કરતું એવું સ્વભાવે એકજ છતાં, એમ જૂદુ દેખાવાનું કારણ તો ભૂતાત્મક અને બુદ્ધિઆત્મક, માયા બળે થતી, ઉપાધિઓનીજ વિશેષતા છે, જે આગમાપાયી, નાશવાન, અને સદા ફરતીજ છે; તેથી અસત્ અને માયિક છે. આ ઉપાધિને ટાળી મૂક્તાં, જીવેશ્વરનો ચૈતન્ય 'સ્વ'ભાવ તો અપરિચ્છિન્ન સર્વત્ર હોઇને એકજ છે, એમ સત્ય ચોખ્ખું સમજાય છે. સર. ગી. ૧૨. ૩. ગી. ૭. ૬. કૈવ. ૧. ૧૯. ચૈતન્યાત્મક આવો જીવેશ્વરભાવ તે 'પરાપ્રકૃતિ' છે જુવો ગીતા. ૭. ૫.

અવ્યકૃત સદ્‌માં જીવભાવે ભોગેચ્છા, અને શક્તિયુક્ત સદ્દેવતાના ઈશ્વરભાવે તે જીવનો ભોગ પુરવાની ઇચ્છા, બેય સાપેક્ષ પ્રકટ થતાં, જ્યાં વિભિન્ન થએલો એવો ઉભય સર્વાત્મન્ અને પ્રત્યગાત્મન્ રૂપી મુખ્ય પ્રાણ-બ્રહ્મનો આવિર્ભાવ બહાર ભોગની સિદ્ધિમાં પાછો એકઠો થાય છે ત્યાં, તે ભૂતભાવમાં, ભોજ્યમાં, અન્નમાં, રયિ, (matter) માંજ પ્રકટ થાય છે. અને એવા વિષયમાં એકઠા થએલા અભિમાની ઉપકારક ભૌતિકદેવો અને ઇન્દ્રિયે ચઢેલો જીવ, એ બે જૂદા પડતાં અપરા પ્રકૃતિના દૃશ્ય વિષયો પાછા અદૃશ્ય થાયછે; એવું યથાર્થજ

આત્માને (પોતાને)જ, અને આત્મામાં(પોતામાં)જ રહેલાં સર્વે

વેદાન્તનું દર્શન છે. જુવો. બૃ. ૪. ૪. ૧. જુવો શ્વેતા. ૧. (૮. ૯); બૃ. ૧. ૨. ૧; પ્રશ્ન. ૧. ૪. અને ભોગથી તૃપ્ત થતાં તે પાછા 'સ્વ'ભાવાનંદમાં શમી-વિરામી જાય છે. સર. ગી. ૨. ૨૮. ગીતા. ૭. ( ૪–૭ ) સર. વિવેક ચુડામણિ. ૪૯૬.

પશ્ચિમના કેટલાક તત્ત્વચિંતકોનું મુખ્ય સિદ્ધાન્ત પણ કાંઈક આવુંજ સમજાય છે. સરખાવો

" that there is a rational principle in the world which is one in nature with the self conscious intellegence within us, and that, through all apparent disorder, this principle is inevitably realising itself. " Page. 85.

" Just as spinoza apoke of God and Nature as two words for the same thing, and maintained the identity of the Divine Substance which is presented to us under the two disparate attributes of thought and extention." P. 86. " Perhaps we may meet the truth more exactly by saying that the life that is self-conscious ( યોગ યુક્ત )has in it both a new kind of unity, and a new kind of division. " Page. 108.

" It is a great step in advance, nay, it is like a rending of the veil under which the meaning of life is hid, when it is realised that all the differences of our consciousness presuppose its unity. " Page. 222. vol. II. Evolution of Theology. By E. caird.

વળી સરખાવો. "They (external objects ) cannot,as phenomina, exist by themselves, but in us only. " Page. 37. વળી જુવો. " If then we consider that the receptivity of the subject, its capacity of being affected by objects, *must necessarily precede all intuition of objects*, we shall understand how the form ( *order in arrangement* ) of all phenomena may be, in fact, a priori in the soul, and

ભૂતોને જુવેછે, અનુભવેછે. (૩૦) ( અને, એમ ) જે( યોગી )

may, as a pure intuition by which all objects must be determined, contain, prior to all experience, principles regulating their relations." vol. 2. Page. 23. Kant's Critique of Pure Reason. (Max.) કૌન્સના શબ્દો અમે મૂક્યા છે.

કેન્ટે જે "Must necessarily precede" એટલે અવશ્ય "પૂર્વ-ગામી" કહ્યું છે, તેને બદલે વેદાન્તમાં સદા સાથેજ, યુગલમાંજ, અન્યોન્યાશ્રયી ભાવે તેમને સાપેક્ષ પ્રકટતા કહ્યા છે, એટલોજ અહીં ફેર છે.

"આ ઘટ છે" કે, "આ પટ છે" એવા જ્ઞાનમાત્રમાં 'આ ઘટ' કે 'આ પટ', અને 'છે', એવા બે વિભાગ સ્પષ્ટ છે. આ ઘટ આ પટ' એવા જ્ઞાનને કેન્ટ 'Intuition' કહે છે, અને 'છે' ને ( thought, understanding ) અથવા વિચાર કહે છે. જ્યારે આ 'છે' એવો વિચાર 'આ ઘટ' કે 'આ પટ' એવા ભાવમાં તદ્રુપ થાય, ત્યારે જ્ઞાનાનુભવ અથવા પ્રત્યય થાય છે. હવે 'આ ઘટ' કે 'આ પટમાં'પણ 'આ', અને 'ઘટ' કે 'પટ', એવા બે અંશો છે. તેમાં 'આ' તે અસ્પષ્ટ અથવા અવ્યકૃત ભાગ છે,અને ઘટ,પટાદિ એ બુદ્ધિમાં સ્પષ્ટ વ્યકૃત થતો ભાગ છે. 'આ' એ ભાગ સર્વત્ર પ્રત્યયોમાં એકસરખો,સમાન છે, પણ ઘટ પટાદિ ભાગ નિત્ય ફરતો છે, અને તે 'આ' એવા અવ્યકૃતમાંથીજ પ્રકટ થાય છે. 'આ', એવો જે સમાન અંશ છે,તે અવ્યકૃત અથવા સર્વ દસ્યોનું અધિષ્ટાન કારણ છે, તેજ બ્રહ્મ છે. અને તેની શક્તિએ ઘટ, પટાદિ વિકારોનો ઉદય થાય છે. આવા અવ્યકૃત 'આ',અને વ્યકૃત'ઘટ', 'પટા'દિને તેમના જોનારાનો"છે"ભાવ તે ઘટપટાદિમાં તદ્રુપ થઇને એક ભૂતકાર્યભાવે અસ્તિત્વ આપે છે. આ 'છે' ભાવ છે, તે બુદ્ધિમાં રહેલા અવ્યકૃત પર-માત્માનોજ વ્યકૃત 'જ્ઞ'ભાવ છે. આમ "આ" અને 'છે' એ ઉભયત્ર અવ્યકૃતનાં વ્યકૃત થતાં સમાન સ્વરૂપો એકત્ર થતાં,શક્તિજનિત ગુણમાં દૃષ્ટાનો ભોક્તૃભાવ તદ્રુપ થઇને આ કાર્યાત્મક ઘટપટાદિ ભૌતિક દસ્ય જગત્ ઉત્પન્ન કરે છે.

ઉપર બતાવ્યું તેવા બાહ્ય પદાર્થોમાંનું સમાન અવ્યકૃત "આ"નું વ્યક્ત આકાશ 'સ્વ'રૂપ અથવા સ્વ'ભાવ'છે; અને તેને ઘટપટાદિ એવા ગુણોના

**સર્વત્ર મને ( સર્વાત્મન્–ઇશ્વરને)જ જુવે છે, અને મારામાંજ**

વિકારવાળું થતું અનુભવનાર દ્દષ્ટામાંનું 'છે' એવા અવ્યકૃત ભાવનું વ્યક્ત 'જ્ઞ' સ્વરૂપ અથવા સ્વભાવ છે, તેમને વેદાન્તમાં 'આકાશબ્રહ્મ' અને 'પ્રાજ્ઞ-બ્રહ્મ' કહીને વર્ણવ્યાં છે. છાં.૩.૧૮.(૧-૨). 'સમ'ને બ્રહ્મ કરીને વર્ણવ્યું છે, તે શ્રુતિ બૃ.૧.૬. (૧.૩)માં છે. કેન્ટ બાહ્ય પદાર્થોના 'આ' એવા પ્રત્યયમાં પ્રકટતા સમાન વિરાડ સ્વરૂપને 'Space' આકાશ, કે દિગ્ કહે છે; અને તેજ પ્રત્યયમાં તેના ગુણ વિશેષના દર્શનને પ્રકટ કરનારા 'છે' ભાવના અધ્યાત્મ સ્વરૂપને Time, કાલ, કહે છે; તે વેદાન્તાનુસાર છે. કારણ કે, બ્રહ્મના સર્વાત્મક, વ્યાપક,વ્યકૃત સ્વરૂપને ખં–આકાશ જ કહ્યું છે.તેજ પ્રકૃતિનું પ્રથમ થએલું ભૂત કાર્ય છે;અને તેના આધ્યાત્મિક જડ બુદ્ધિસત્વમાં 'છે'ભાવે પ્રકટ થતા સમાન ચૈતન્ય–ચિત્તને કં, કે 'જ્ઞ' રૂપ નિત્યચિત્ કહ્યું છે,જે બાહ્ય વિષ-યમાંની વિશેષતાને પ્રકટ કરતાંજ તેના જ્ઞાન-પ્રત્યયમાં વિચારાત્મક ક્રમનો ભેદ પાડીને નિત્યચિત્માં પરિચ્છિન્નતા ઉભી કરતાં 'કાળ' રૂપે પ્રકટ થાય છે. જુ.બૃ. ૧.૫.૧૪.જ્યોતિ.આમ બ્રહ્મનું બાહ્ય વ્યકૃત સ્વરૂપ સર્વવ્યાપક આકાશ છે તે જ અંદરનું વિચાર માત્રમાં વ્યાપકરૂપે 'કાળ' બને છે; અને એવી પરિચ્છિન્ન અવસ્થામાં ચિત્તની 'સ્મૃતિ'ને શક્તિરૂપે પણ ઘણી જગ્યાએ વેદાન્તમાં વર્ણવી છે. હવે આ 'બાહ્ય'દિગ્, અને આંતર્'કાળ', એ એના સંયોગ વડેજ 'કાર્યકારણ' ભાવ પ્રકટ થાય છે. કારણ કે, દિગની પરિચ્છિ-ન્નતા દ્દશ્યમાં ભેદ-વિભાગ પાડે છે, અને કાળની પરિચ્છિન્નતા તેના સંતત–નિત્ય અસ્તિત્વમાં ક્રમનો ભેદ પાડે છે, ત્યારે 'સંસાર' કહેવાતો કાર્યકારણ સંબંધ બંધાય છે. આમ બાહ્ય અને આંતર બ્રહ્મનો તદ્રુપ તાએ પુનઃ યોગ થતાંજ જગત્નું કાર્યકારણાત્મક સંઘાત સ્વરૂપ પ્રકટ થાય છે. આવા તાદાત્મ્ય અનુભવમાં દિગ્ અને ચિત્તનાં સામાન્યોનો સંયોગ થયો છે, અને તે બેય કેન્ટના કહેવા પ્રમાણે તો આધ્યાત્મિક દ્દષ્ટા( mind )નાંજ શુદ્ધ એટલે વિવિધતા રહિત, અને દ્દશ્ય માત્રમાં અનિવાર્ય રીતે પ્રકટ થતાં, સમાન સ્વરૂપો, અથવા સ્વભાવો (forms) છે. કેન્ટ અને વેદાન્તના આવા 'જ્ઞેય' વસ્તુસ્વરૂપના વિચારમાં અહીં એટ-લોજ ફરે છે કે, દિગ્, જે વેદાન્ત પ્રમાણે સર્વવ્યાપક બ્રહ્મનું બાહ્ય–જ્ઞેય સ્વરૂપ છે, તે સર્વ દ્દશ્યમાં તે દ્દશ્યની સાથેજ પરિછિન્ન થઇને સ્પષ્ટ રીતે

**સર્વને જુવે છે, તેનો હું મટી જતો (જૂદો, કે પરાયો થતો)**

ઇન્દ્રિયગ્રાહ્ય બને છે,અને ભૂતોની પેઠે તે પણ એક ઉત્પન્ન વસ્તુ છે;અને અધ્યાત્મમાં પ્રકટતો વિચારાત્મક દ્રષ્ટા, જીવ,પોતાથી જૂદીજ વસ્તુરૂપે તેનું ગ્રહણ કરેછે, તેને કેન્ટ આવી બાહ્યદશ્ય વસ્તુ તરીકે સ્વીકારતા નથી, પરંતુ તેને તેના જોનારા ચિત્તનુંજ કાળના જેવું આંતર સ્વરૂપ માને છે. છતાં એમને પણ દિગ્‌ને બાહ્યજ ઇન્દ્રિયનો સ્વભાવ કહેવો પડયો છે. વેદાન્તનું ભૂત માત્રમાં સર્વવ્યાપક બ્રહ્મ ,તે બાહ્ય તેમજ આંતર બુદ્ધિના સત્વમાં પણ એકજ હોવાથી, એક દૃષ્ટિએ જે બાહ્ય બ્રહ્મનું સ્વરૂપ છે, તેજ આપણી આંતર જડબુદ્ધિનું પણ સ્વરૂપ છે એમજ કહેવાય, છતાં તે ચૈતન્યના વિકારોવાળા કાળના સ્વરૂપ જેવું તો નથીજ. જ્યાં વ્યક્ત જગત્‌ની ઉત્પત્તિમાં બાહ્ય–જ્ઞેય, અને અધ્યાત્મ દ્રષ્ટાનો વિવેક કરવોજ પડે છે, ત્યાં તો બાહ્ય પદાર્થોને આંતરથી જૂદા ગણીને જ, અથવા 'જ્ઞેય' અને "જ્ઞાતા"ને ભિન્ન રાખીનેજ તે વિચારાય, નહીં તો, જ્ઞાન વ્યવહારજ અશક્ય થાય છે. તેથી એ દિગ્ અથવા આકાશ સ્વરૂપવાળા 'જ્ઞેય'ને બાહ્ય બ્રહ્મનુંજ સ્વરૂપ અથવા સ્વભાવ માનવો ઉચિત છે; આંતરદ્રષ્ટા–ચિત્તનું નહીં. અને તેજ પ્રમાણે આકાશને ચક્ષુના પ્રમાણથીજ અહીં બાહ્ય પદાર્થ તરીકેજ ઇન્દ્રિયગ્રાહ્ય સ્વીકારાયું છે. વેદાન્ત દર્શનાનુસાર કેન્ટના વિચારમાં આટલો સુધારો કરી લેતાં કેન્ટનું દશ્યમાત્રના રૂપદર્શનનું આવું ( Space & Time ) દિગ્ અને કાળમાં કરેલું પ્રથક્કરણ સ્વીકારવામાં બાધ નથી. સર. પૃ. ૩. ૯. (૧૯ થી ૨૬ ).

કાર્યકારણાત્મક સંઘાત ચક્ર પણ ઉપર બતાવ્યા પ્રમાણે દિગ્ અને કાળના પરિચ્છેદના પરિણામેજ બાહ્યાભ્યંતર બ્રહ્મના ભોગાર્થે પુનઃ થતા તાદાત્મ્ય સંયોગેજ સધાઇને પ્રકટ થાય છે: એટલે કેન્ટના દર્શન પ્રમાણે વિચારમાત્રમાં તે કાર્યકારણસંઘાત(Causation)ને એક (form) અથવા વિચારમાંનું સામાન્ય, અથવા તેમાં પ્રકટ થતા ચિત્તના સ્વરૂપ તરીકે સ્વીકારવામાં વાંધો નથી. કારણ કે ચિત્તમાં ઉદ્‌ભવતો વિચાર માત્ર, 'પ્રજ્ઞામાત્રા', તે કાળના અંશને પ્રકટ કરીનેજ થાય છે,જેમ પ્રત્યેક બાહ્ય પદાર્થ, 'ભૂતમાત્રા',આકાશવા વિભાગને પ્રકટ કરીને રહે છે તેમ. આમ બાહ્યાભ્યંતર જગત, અથવા જ્ઞેયમાત્રમાં અનુભવાતી–સમતા–સમ–(form)

નથી; કે મારો એ મટી જતો નથી. (૩૧) (કારણ કે, સદ્—

બાહ્ય પદાર્થમાં દિગ્ રૂપે, આંતર અનુભવમાં કાળરૂપે, અને વિચાર માત્રમાં કાર્યકારણસંઘાત રૂપે એકજ અધિપતિ 'સત્' પરમાત્માનાં વ્યક્ત સ્વરૂપો છે; અને જ્યાં તે સમતા દિગ્ના વિશેષરૂપે પ્રકટ થાય છે, ત્યાં શક્તિયુક્ત પરમાત્મા 'મહદાત્મન્' કહેવાયછે, જ્યાં વસ્તુના ગ્રહણમાં કાળના વિશેષ સ્વરૂપે પ્રકટે છે ત્યાં અધ્યાત્મનું 'જ્ઞ'રૂપ નિત્યચિત્ અથવા પ્રકાશક 'પ્રજ્ઞાત્મા' કહેવાય છે, અને જ્યાં વિચાર વ્યવહારમાં કર્મફળના 'ભોક્તા' રૂપે એ જણાય છે, ત્યાં તેને કાર્યકારણ સંઘાતમાં તણાતો 'જીવ'ભાવ કહેવાય છે. આવી ઉપાધિ વાળા ત્રણેય રૂપોએ રહિત એવું શક્તિયુક્ત અધિષ્ઠાનાત્મક સદ્ તે 'ઇશ્વર', અને શક્તિથી પણ રહિત એવી પરમ અવ્યય સદ્ વસ્તુ ઓળખાય ત્યારે તે 'પરમાત્મા' કહેવાય છે.જુવો શ્વેતા. ૧.૯. આ વ્યક્તબ્રહ્મની માયા શક્તિએ પ્રકટી રહેલા બધા ગુણ પ્રપંચનું નિર્વિકાર સદ્-બ્રહ્મ તો ધારક છે. તે એકલુંજ નિશ્ચળ સદ્(Apodeictic Necessity, Reality) છે. જુવો. ગી. ૯. (૪ થી ૬). તેમજ ગીતા. ૭. ૪. જ્યોતિ.

જ્ઞાતા અને જ્ઞેયમાં, અથવા બુદ્ધિસત્ત્વમાં તેમજ અન્ય પંચમહાભૂતાત્મક બાહ્ય વિષયોમાં, જ્યાં કાળ અને દિગ્ના સ્વરૂપે કાર્યકારણાત્મક ઇશ્વરભાવ પ્રકટે છે, ત્યાં તે ઉભય સ્થળે 'જ્ઞ' અને 'અજ્ઞ' એ બેય ભાવો નિત્ય જોડેજ વ્યવહાર કરી રહે છે. બાહ્ય વિષયના દર્શનમાં 'જ્ઞ' ભાવ સમાન દિગ્રૂપે અધિષ્ઠિત થઇ રહે છે, અને અહંકારાત્મક "અજ્ઞ"ભાવે વિવિધ 'દેવતા'ઓ અથવા શક્તિયો વિષયના ગુણોના વિસ્તારને આકાશ અધિષ્ઠાનમાં વધાર્યાજ કરે છે. આ બેયની સાથે તાદ્રુપ્ય સંબંધમાં આવતો બુદ્ધિ સત્વસ્થ જ્ઞાતામાં, જે વિવિધ ગુણ વિસ્તારનો તેમજ સમાન દિગ્ભાવનો પણ કેવળ પ્રકાશક છે તે 'જ્ઞ'ભાવ છે,અને એણે જ્ઞેય વિષયમાં પ્રકાશિત--દૃશ્ય કરેલા ગુણ વિસ્તારને ભોગવીને પોતે અજ્ઞાનથી સુખી દુ:ખી થતો પ્રપંચસેવી અહંકારી જીવ છે તે 'અજ્ઞ'ભાવ છે. સાધારણ પુરૂષોને જ્ઞાનાનુભવમાં પ્રત્યયનું આવું સ્પષ્ટ પ્રથક્કરણ સમજાતું નથી. એટલે આ સર્વ વ્યવહારમાં આવા વિવેક વગર જ્ઞેયમાં તદ્રુપ થતું એકજ

દેવની જ જોડે) એકત્વને પામેલો જે મને સર્વે ભૂતોમાં (વ્યક્ત થઇ) રહેલાને ભજે છે, તે યોગી ગમે તેમ (બાહ્ય પદાર્થોને અનુભવી) રહેતાં છતાં મારા(સદ)માંજ (ઠરી) રહે છે.

(૩૨) હે અર્જુન, કદિ સુખનો પ્રસંગ હોય, કે દુઃખનો પ્રસંગ

---

ચેતન પ્રકટી રહેતાં સંસાર વ્યવહાર થાય છે. સત્ત્વની સંશુદ્ધિ થતાં જ્ઞાનનો ઉદય થાય તોજ ઉપર બતાવ્યો તેવો સ્પષ્ટ વિવેક સમજાય છે.

(૩૦) આત્મવાન યોગીના આવા બાહ્ય કે આંતર દર્શનથી મારૂં, સાક્ષી રૂપે ઇશ્વરનું, અને એવા જ્ઞાનવાન યોગી જીવનું જે ઐક્ય યોગથી સધાયુ છે તેતો નહીંજ તુટે; કારણ કે, તત્વના સંપૂર્ણ જ્ઞાનપૂર્વક વારંવાર સાધેલા યોગે ઘડાઇને જે એવા ઐક્યની મનોવૃત્તિ બંધાઈ છે, તે પ્રકૃતિ વશાત્ જગતને ચલાવવામાં ઉભય ભાવનો અંગીકાર કરતાં છતાં નથીજ તુટતી. અર્થાત્ હું ઇશ્વર એનો થયો તે થયોજ; એવો યોગી કદિ બહાર ભૂતોના અનુભવમાં વ્યવહારાર્થે ભૂતોમાં મને, કે મારામાં ભૂતોને એમ જૂદાઈથી જુવે, તેથી કદિ હું એની દૃષ્ટિ બહાર નથી જવાનો. અથવા એનો હું મટી જવાનો નથીજ, કે એ મારો પણ મટી જવાનો નથીજ; મારો એવો ભૂતગ્રામને દોરતો નિશ્ચિત નિયમ છે. સર. ગી. ૭. (૧૭–૧૮); ગી. ૯. ૨૯; ગી. ૪. ૩૫, વાંચો ગી. ૬. (૨૧–૨૩).

(૩૧) ઉપર બતાવ્યું તેજ કારણ ભગવાન અહીં પ્રકટ કરે છે, કે મારી જોડે યોગ બળે જે ઐક્યને પામ્યો છે તે મને બાહ્યભૂતો રૂપેજ વ્યક્ત થતો અનુભવે છતાં, તે યોગી સદા મારામાંજ ઠરી રહે છે; મારી સાથે ઐક્યમાંજ રહે છે, અને તેનો એવો યોગ પછી નષ્ટ થતો નથી. જુવો. મું. ૩. ૧. ૩; બૃ. ૩. ૫. ૧.

જે સન્યાસીઓ હાય! અમારો યોગ ભ્રષ્ટ થશે, અરે, ભગવાનને ભૂલાશે! એવી બ્હીકથી લોકસંગ્રહાર્થ કર્મ કરતાં ડરે છે, તેઓ તો પોતાના યોગની કચાસજ પ્રકટ કરે છે. ભગવાન અહીં સ્પષ્ટ કહે છે કે જે સંપૂર્ણ યોગી છે, જે આત્મવાન, અને જે બાહ્યાભ્યંતર બ્રહ્માકાર વૃત્તિવાળો યોગી છે, તે એકલોજ સંન્યાસી નિર્ભય છે; તેનો યોગ કદિ ભ્રષ્ટ થતોજ નથી. હું તેનો કદિ મટતો નથી, કે એ મારો મટતો નથી.

(૩૨) આવા તત્વદર્શન ઉપરથી ભગવાન હવે સાધારણ આચરણને

હોય, તોપણ પોતાનું જ ધોરણ લેઇને સર્વત્ર સમાન દૃષ્ટિએ જે જુવે છે, તે યોગી ઉત્તમ મનાય છે.

(૩૩) (અર્જુન૦) હે મધુસૂદન, સમદર્શનથી થતો જે આ યોગ તમે કહી બતાવ્યો તેની સ્થિરતા (મનના) ચંચળત્વને લીધે નભી રહે એમ હું જોઇ શકતો નથી. (૩૪) કારણ કે, હે કૃષ્ણ, મન ચંચળ છે, (તેમજ આત્માને) મથી નાખે એવું, બળવાન, અને હઠીલું છે. તેવાનો નિગ્રહ (કરવો) તો વાયુના (રૂંધન) જેવોજ મને દુષ્કર–કઠિન લાગે છે.

(૩૫) (ભગવાન૦) હે મહાબાહો, અવશ્ય મન ચંચળ

---

અર્થે એક અત્યુત્તમ ધર્મસૂત્ર અહીં રચે છે; અને કહે છે કે, એવા આચરણથી પોતાને સુખ થાય કે દુઃખ થાય છતાં, પોતાનુંજ ધોરણ લેઇને સર્વમાં એકજ આત્મા ભરપૂર છે તેથી બધાયને મારા જેવું જ સુખ કે દુઃખ થાયજ એમ માનીને 'સ્વ'રૂપનેજ બધેય જે અનુભવી રહે છે, અને તેથી, બધેય *સમાન દૃષ્ટિએજ કોઇને દુભવ્યા વગર વ્યવહાર કરતો રહે છે, તે ઉત્તમ યોગી છે. જીસસ ક્રાઇસ્ટે પર્વત ઉપર કરેલા ધર્મોપદેશમાં જે અન્યોન્યાર્થસાધક સમાનતાનો વિચાર દર્શાવ્યો છે, અને મુખ્યત્વે જેના ઉપર ક્રિશ્ચિયાનીટીની ધર્મભાવનાનું બંધારણ થયું છે એમ કહેવાય છે, તે વિચાર અહીં કેટલો વિશુદ્ધ, સંપૂર્ણ, અને સર્વાંગે પ્રકટ થયો છે, અને વળી તે કેટલો પુરાણ !

(૩૩) એવો નિશ્ચળ પૂર્ણ યોગ કેટલો કઠણ છે તે જાણતાં અર્જુનને સ્વાભાવિકજ શંકા થઇ કે, ભગવાન, મનની ચંચળતા એટલી બધી છે, કે આવો સ્થિર યોગ તો કદિ સધાયજ નહીં. વળી '**ब्रह्मवेद् ब्रह्मैव भवति**' (મું. ૩. ૨. ૯.) બ્રહ્મને જાણનાર બ્રહ્મજ થાય છે, એમ કેમ બને? બ્રહ્મને બુદ્ધિએ જાણ્યો એટલામાંજ બ્રહ્મ કેમ થવાય? પરમાત્માને એક વખત સમજતાં આવો નિશ્ચળ યોગ જે એકલોજ મુક્તિપ્રદ છે તે કેમ સધાય?

(૩૫) ભગવાન કહે છે, કે એવો યોગ સ્હેલો નથી જ. તેમજ બ્રહ્મને માત્ર એક વખત ફક્ત જાણવાથીજ મુક્તિ નથી જ મળતી. એતો

અને (તેથી) રોકવું કઠણ છે; છતાં હે કૌંતેય, **અભ્યાસ** અને વૈરાગ્યવડે એ પકડાય છે. (૩૬) (મનના) સંયમરહિત પુરૂષથી યોગ પામવો દુર્લભ છે, એમ હું માનું છું; પણ (મનને) વશ કરેલા (અને) પ્રયત્નશીલ પુરૂષથી ઉપાય કરતાં એ(યોગ)ને પામવો જરૂર શક્ય છે.

(૩૭) (અર્જુન૦) શ્રદ્ધાવાળો, (છતાં) યોગમાંથી ચળેલા મનવાળો, (તેથી) યતિ નહીં થએલો, એવો (**अयति**) હોઇ યોગની સંપૂર્ણ સિદ્ધિને નહીં પામતાં (દેહ છુટયે), હે કૃષ્ણ, એ કઈ ગતિને પામે છે ? (૩૮) હે મહાબાહો, બ્રહ્મના માર્ગમાં ભૂલો પડેલો (મૂઢ, તેથી) પ્રતિષ્ઠા વગરનો એ (અ-યતિ) બન્ને તરફથી વછુટી ગએલા વાદળાના ટુકડાની પેઠે નાશ તો નથી પામતો ? (૩૯) હે કૃષ્ણ, મારો આ સંશય તમારે પૂરે પૂરો ટાળવો જોઇએ; કારણ કે, આ સંશયનો છેદનાર તમારા સિવાય બીજો કોઈ લાયક નથી.

(૪૦) (ભગવાન૦) હે પાર્થ, આ લોકમાં કે પરલોકમાં એ(પુરૂષ)નો વિનાશ તો છે જ નહીં.(વળી) કલ્યાણને કરનારો કોઈ પણ પુરૂષ, હે તાત, દુર્ગતિને પામતો નથી જ. (૪૧) યોગ-માંથી ભ્રષ્ટ થએલો પુરૂષ પુણ્યકૃતના લોકને પામીને ત્યાં દીર્ઘ (**शाश्वतीः**) કાળ રહી, (પાછો) પવિત્ર અને ધનવાન

---

એવા જ્ઞાનની અનેક જન્મે તપશ્ચર્યા કરતાં કરતાં, સ્વરૂપાનુભવનું સેવન થાય તોજ, એવો નિશ્ચળ યોગ પ્રાપ્ત થાય છે.એનાં કારણ તથા એનું સાધન હવે ભગવાન અહીં પ્રકટ કરે છે. આમ છતાં આવી યોગ બુદ્ધિની ઉત્તમતા એવી છે કે, જેટલે અંશે તે સધાય તેટલે અંશે તો એ ફલદા જ છે, અને તેમાંથી એનું પતન થતું નથી. જુવો ગી. ૨. ૪૦. સર. યો. સૂ. ૧. (૧૨, ૩૨)

(૪૦) પુરૂષ તો સ્વભાવે અજ, અને અમર છે, એમ વારંવાર શ્રુતિનું કથન છે. અને જે સ્વભાવે અજર અને અમર હોય તે મરેજ કેમ ? જુવો ગીતા. ૨. ૧૬.

લોકોને ઘેર અવતરે છે; (૪૨) અથવા, બુદ્ધિમાન યોગીઓ-નાજ કુળમાં એ જન્મે છે. જરૂર, જો આવો જન્મ (થાય) તો તે આ લોકમાં બહુજ દુર્લભ છે. (૪૩) ત્યાં (જન્મીને) એ પૂર્વ દેહના બુદ્ધિસંયોગને પામે છે, અને હે કુરુનંદન, એની પૂર્ણ સિદ્ધિ કરવામાં એ( પૂર્વજન્મ )થીએ વધુ પ્રયત્નને આદરે છે. (૪૪) પૂર્વજન્મના અભ્યાસે કરીને એની મેળેજ એ(યોગ)ના તરફ તે ખેંચાય છે, અને (વિરાડ)યોગનોજ જીજ્ઞાસુ (હોય), છતાં (તેવા) શબ્દ (વ્યક્ત) બ્રહ્મની પાર નીકળી જાય છે. (૪૫) (આમ) પ્રયત્ન પૂર્વક મથતાં પાપથી વિશુદ્ધ થએલો યોગી અનેક જન્મે સંપૂર્ણ સિદ્ધ થઇને, (મરણ) પછી પરમ ગતિ( કૈવલ્ય મુક્તિ)ને પામે છે.

(૪૬) તપસ્વિઓથી યોગી અધિક છે, અને કર્મિઓથી પણ યોગી અધિક છે. તેથી, હે અર્જુન, તું યોગી જ થા. (૪૭) બધા યોગીઓમાં પણ જે શ્રદ્ધાવાન (યોગી) મારા

---

(૪૪) શબ્દબ્રહ્મ તે પ્રથમ જન્મ મહદાત્મન્, જેનું સૂક્ષ્મ આકાશ શરીર છે તે. આકાશનો ગુણ શબ્દ છે, તેથી તેને શબ્દબ્રહ્મ પણ કહે છે. બ્રહ્મનું આ પ્રથમ વ્યક્ત સ્વરૂપ છે. આ મહદાત્મના ચિદાંશ આત્મતત્વને 'હિરણ્યગર્ભ' પણ કહેવાય છે, અને અધ્યાત્મમાં તેને 'જ્ઞ' સ્વરૂપ 'પ્રજ્ઞાત્મા' પણ કહેવાય છે. જુવો કઠ. ૧. ૧૨. જ્યોતિ.

(૪૫) સર. ગીતા. ૭. ૧૯; ૧૨. ૯. અને બ્ર. સૂ. ૪.૩: ૧૦, અને બ્ર. સૂ. ૪. ૪. ૨૨.

(૪૬) યોગીજ સંપૂર્ણ પંડિત છે, એજ જીવનમુક્ત છે. એજ રાજર્ષિ છે, અને ક્ષાત્રધર્મને ધારણ કરવા યોગ્ય છે; તેથી ભગવાન અર્જુનને એવો યોગી થવાનેજ આગ્રહ કરે છે.

(૪૭) સર. ગીતા. ૧૨. ૨૦. કદિ અર્જુનની જ્ઞાનચક્ષુ બરાબર હજુય ઉઘડી ના હોય તો ભગવાન એને પોતાના વાક્યમાં શ્રદ્ધા

(સદ્-દેવતા) મય થએલા અંતર ચિત્ત મનેજ ભજે છે–સેવે છે, તે યોગી શ્રેષ્ઠ છે એમ મારો મત છે.

( ધ્યાનયોગ નામનો છઠ્ઠો અધ્યાય સમાપ્ત. )



રાખીને તેનું સેવન કરવાનો આગ્રહ કરતાં તું શ્રદ્ધાવાન થઇને પણ યોગારૂઢ થવાને પ્રયત્નશીલ થા, એમ કહે છે. કારણ કે, એવો યોગીજ મને-ભગવાનને પ્રિય છે.

ભક્તિને માટે જુવો ગીતા. ૧૧. (૫૪. ૫૫) જ્યોતિ.

( સંન્યાસયોગની એકતાની ' જ્યોતિ ' સમાપ્ત ).

## અધ્યાય ૭.

### ( યોગીનું વ્યવહાર દર્શન. )

(૧) હે પાર્થ, મારામાં (સદ્દેવમાં) આસક્ત (ચોંટેલા) મનવાળો ( થતાં ) મારોજ આશ્રયી ( બનીને ) યોગ સાધતાં તું જરૂર, જે પ્રકારે મને સમગ્રરૂપે ઓળખીશ તેને વિષે (હવે) સાંભળ. (૨) એ જ્ઞાનને વિજ્ઞાનો (વિકારાત્મક વિવિધ જ્ઞાનો) સાથે હું તને પુરેપુરૂં સમજાવીશ, જે જાણ્યા પછી અહીં બીજું કશુંય વધારે જાણવા યોગ્ય રહેશે નહીં.(૩) મનુષ્યોમાંના હજારોમાં કોકજ(આવા યોગની) સિદ્ધિને અર્થે પ્રયત્ન કરે છે; અને એવો યત્ન કરી રહેલા સિદ્ધોમાં કોકજ મને તત્વત: (યથાર્થ) ઓળખે છે.

(૪) પૃથ્વી, જળો, અગ્નિ, વાયુ, આકાશ; મન, બુદ્ધિ

---

(૧) આગળ ગીતા. ૬. (૨૯–૩૧)માં સંક્ષેપમાં કહેલી યોગીની બાહ્યદષ્ટિનું હવે અહીં વિસ્તારથી ભગવાન વિવેચન કરે છે: તથા અજ્ઞાનીઓ યોગમાયાથી એમાં કેવા મોહિત થાય છે તે બતાવે છે.

(૨) સર. ગીતા. ૯. ૧.

(૪-૫) 'અહંકાર' તે એક ભૂત અને અત્યંત સૂક્ષ્મ એવું આકાશતત્વ છે. તેમાં સદ્–પરમાત્મા "હું" એવા ભાવે પ્રથમ વ્યક્ત થાય છે. એવા 'પુરૂષ'નેજ પ્રશ્નમાં પ્રકૃતિનું "પ્રાણ", કઠમાં "મહત્" તથા મું.૨.૧.(૩.૮) માં 'પ્રાણ' અને બૃ. ૨. ૧. ૨૦.માં 'પ્રાણોનોય પ્રાણ' એમ કહીને શ્રુતિ વર્ણવે છે. આ અત્યંત સૂક્ષ્મ પ્રકૃતિ જ્યાં સુધી આમ આઠ પ્રકારે છુટી પડી નથી, ત્યાં સુધી તેને 'અવ્યક્ત' કહે છે, અને તેનો પ્રેરક 'સદ્' પુરૂષ કેવળ 'અવ્યક્ત સદ્' દશામાંજ છે. જ્યાં એવા સદ્માં 'હું' બહુ થાઉં, હું ભોગવું, એવી વૃત્તિ બૃહ. છાંદો. ઐતરેયાદિ શ્રુતિમાં પકટતી બતાવી છે ત્યાં,પ્રકૃતિ 'વ્યક્ત' થતાંજ મન-બુદ્ધિવાળા 'પ્રાણ'માં 'અહંકાર' ભાવે સદ્દેવતા 'હું' એમ કરીને પ્રકટ થાય છે. જ્યાં આ 'હું' ભાવ ભોગેચ્છાએ પ્રેરાઇને પંચ મહાભૂતોને 'પ્રાણ'ના અન્ન તરીકે સૃજે છે,

**અને અહંકાર : એમ આ જૂદી દેખાતી મારી (જડ)પ્રકૃતિ આઠ**

ત્યાં 'જીવભાવે' એ સદ્‌ની 'પરાપ્રકૃતિ'જ પ્રકટ થાય છે. અને એ જીવભાવના ભોગાર્થેજ પંચમહાભૂતાત્મક જડ ગુણોનો આવિર્ભાવ "અન્ન" "રયિ"તરીકે સદ્ પ્રકટ કરે છે, એમ બૃહ. પ્રશ્ન. આદિમાં કહ્યું છે. આવી પ્રકૃતિ અથવા સદ્–દેવતાની શક્તિ, અથવા સ્વભાવ, તે જીવના ભોગાર્થેજ પ્રયોજાયલી છે, એમ સ્પષ્ટ રીતે શ્વેતા. ૧. ૯. માં શ્રુતિ પ્રકટ કરે છે. જે પરાપ્રકૃતિ 'જીવ'ભાવે છે, તે પંચમહાભૂતો અને તેમનાં જે કાર્યો થયાં છે તેમાં પ્રવેશીને તેમના અહંકારી દેવતાઓ રૂપે ઓળખાય છે, અને તે સર્વ જડ–ભાૈતિક સૃષ્ટિમાં ગુણ ક્રિયાઓની વિવિધ શકિતયો રૂપે પ્રવર્તે છે; અને આ શરીરમાં મનબુદ્ધિ સહિત પ્રાણમાં પ્રકટેલું તેજ સદ્ ચૈતન્ય જીવભાવે, પ્રત્યગ્ આત્મારૂપે પ્રાણીઓમાં પ્રકટતું દેખાય છે. સદ્ પોતે જે આ પરા અને અપરા ઉભય પ્રકૃતિઓના વ્યવહાર પ્રપંચને જોઇજ રહીને તેમની વિજ્ઞાન તેમજ ભાૈતિક ઉપાધિથી અસંગ રહી તેમના અધિષ્ઠાન રૂપે દોરી રહ્યું છે–ધારી રહ્યું છે, તેને તેવા ભાવે સર્વત્ર સમાન-સમ હોઇ બાહ્યમાં આકાશ-'બ્રહ્મ', અને અંતરમાં-બુદ્ધિ માં-'પ્રાજ્ઞ' રૂપે, 'ઇશ્વર' અથવા વ્યક્તસદ્ કહે છે. સદ્‌ના આજ વ્યક્ત ભાવને વળી એ સર્વત્ર સમાન અને સરખો વ્યાપક હોઈ આકાશ સ્વરૂપ 'મહદાત્મન્' કે, તેના ચૈતન્યાંશને પ્રથમ જન્મેલો 'હિરણ્યગર્ભ' પણ કહ્યો છે. જુવો શ્વેતા. ૩. ૯ અને શ્વેતા. ૫. ૨. જુવો ઐત્ત. ૧. ૪. જ્યોતિ. આ સર્વ સૃષ્ટિ સર્જન માયિક દશ્યજ છે. વસ્તુતાએ તો 'હું' ભાવ પણ થયોજ નથી. જુવો સર્વો. ૨. ૧. સદ્ દેવતાના જીવભાવે થતા પ્રવેશથીજ પ્રકૃતિનું ધારણ થઇ રહ્યું છે. જુવો છાં. ૭. ૪. ૨ જ્યોતિ. અને બ્ર. સૂ. ૨. ૩. ૧૩ જ્યોતિ. 'પર' અને 'અપર'ના અર્થ માટે જુવો. કઠ. ૩. ૧૦. જ્યોતિ.

પૃથ્વીથી અહંકાર સુધીનાં પાંચ મહાભૂતો અને તેમનાં કાર્યો તે સર્વને 'અપરા પ્રકૃતિ' કહી છે, કારણ કે, તે બધાં કાર્યાત્મક જડ હોઇને 'સત્' નહીં એવાં, તેથી, નાશવાન છે. આવી જડ ભૂતાત્મક હલકી પ્રકૃતિની અપેક્ષાએ એમાં વ્યક્ત થતા ચૈતન્યના ભાવો, જેવા કે અહંકારમાં પ્રકટ થતો ઇશ્વરનો 'પુરૂષ' ભાવ,આકાશમાં સર્વ વ્યાપક 'મહ-

પ્રકારની છે.(૫)આ (પ્રકૃતિ)અપરા (કાર્યાત્મક,તેથી નીચી) છે,પણ

દાત્મન્,' અને અંતઃકરણમાં 'પ્રાજ્ઞ'ભાવ, તેમજ ભોક્તૃભાવે પ્રકટતો'જીવ' ભાવ એબધા 'પરા પ્રકૃતિ' છે. વળી ઇશ્વરની અપેક્ષાએ જીવને પણ અપર કહેવાય છે. જુવો અ. બિં. ૧. ૫. તેમને બધાયને પરા કહેવાનું કારણ કે ચૈતન્ય જડથી ઉત્કૃષ્ટ છે, અને તે જડનું ધારક-કારણ છે. તેને પ્રકૃતિ કહેવાનું કારણ કે, ચૈતન્યના એ આવિર્ભાવો સ્વાભાવિક નથી, પરંતુ ઉપાધિની અપેક્ષાએજ પ્રકટતા વિકારો છે. આવી 'પરા' અને 'અપરા' એ બેય પ્રકૃતિનું ધારક તો અવ્યક્ત 'સત્', કેવળ 'ચિત્' રૂપ પરમાત્મા જ છે. એજ નિર્ગુણ, અવ્યય, અને અજ છે. જુવો. ગીતા. ૨. ૧૬. જ્યોતિ. ભગવાન કહે છે કે એજ મારૂં 'સ્વ'રૂપ છે.

આ જીવ ભાવે થતો સદ્દેવતાનો પ્રવેશ 'જીવેશ્વર'ના નિત્યયુક્ત પક્ષીદ્વંદ્વરૂપે અથવા હંસ રૂપે, જગતને પાળી રહ્યો છે. જુવો શ્વેતા. ૧. (૯–૧૦)

ગ્રીસમાં ધર્મ વિકાસના કેર્ડના પુસ્તક. ૨. માંથી સર. જ્યુઇશ તત્વવેત્તા ફાઈલોનો સિદ્ધાન્ત : " And for Philo, who wrote in Greek and under the influence of Greek philosophical ideas, the stoic use of the word 'Logos' (આત્મા) to express the rational principle which is immanent in man, and in the universe, seemed to throw a new light on those numerous passages in the Old Testament in which the phrase " Word of God " (અક્ષર બ્રહ્મ) is used in a half personal way. We may thus explain how Philo arrives at the notion of the word, as a second divine principle, which connects the absolute divine power with the world, a God who reveals, as contrasted with the God who hides himself: a principle through which God creats and governs the universe, through which he binds all the parts of the finite world to each other and unites it as a whole to himself." P. 196. Evol. of Theology in Greece. Edward Caird. And expressing this principle in relation to God and man he further says...."In the former aspects, the word is declared

આથી જૂદીજ જીવભૂત મારી (બીજી) પરા (ઉત્કૃષ્ટ) પ્રકૃતિને તું જાણી લે, જેનાથી આ જગત્ ધારણ થઇ રહ્યું છે. (૬) સર્વે ભૂતો આ(બેય પ્રકારની પ્રકૃતિ)માંથી ઉત્પત્તિવાળાં છે, એમ તું સમજી લે. (અને એ બેયનો અધિષ્ઠાતા હું છું, તેથી) હું જ આખા જગત્નો પ્રભવ (મૂળ), તેમજ પ્રલય (અંત) છું. (૭) હે ધનંજય, મારા(સદ્) થી ઉપર (બીજું) કાંઇજ નથી;

---

to be the son of God, the first born (પ્રથમજન્મ), the highest arch angel, the oldest of angels: in the latter aspect, he is said to be the man who is immediate image of God, the ideal or prototype in whose image all other men, are created.'" P. 197. And at Page 199.... "In some passages it seems as if this duality of powers and even the Logos in whom they are united were regarded merely as an *appearance* (માયિક દૃશ્ય),which is due to the imperfect apprehension of truth by the finite mind: as when it is declared that God appears in his unity when the soul, being perfectly purified and having transcended all multiplicity, not only the multiplicity of numbers but even the dyad which is nearest to unity, passes on to the idea which is unmingled, simple and complete in itself."

જુવો. છાં. ૬. ૩. ૨; ગી. ૯. ૧૦; ગી. ૧૫. ૭.

(૬) સર. ગી. ૫. (૧૪. ૧૫). અને ગીતા. ૨. ૨૯ જ્યોતિ.

(૭) અહીં વિચારો ગી. ૬. (૨૯–૩૧) ની જ્યોતિ. એકજ અધિષ્ઠાનાત્મક સૂત્રના ઉપર ચઢેલા પ્રકૃતિમાંથી પ્રકટથતા ચૈતન્યના વિવિધ વિકારો રૂપી મણિયોની પેઠેજ આ સર્વ જ્ઞેયજગત્ સદ્માંજ જાણે પ્રકટ થઇ રહ્યું છે. અને તેથીજ પાછળ દૃશ્ય વિકારોના "સાર" રૂપ એમના મુખ્ય ગુણોને જાણે તેના અધિષ્ઠાનાત્મક શક્તિયુક્ત પરમાત્માની-પોતાની-વિભૂતિ રૂપેજ ઓળખાવે છે, અને કહે છે કે, 'જળોમાં રસ' હું છું, 'સૂર્ય ચંદ્રમામાં પ્રકાશ હું છું',ઇત્યાદિ.આજ વિચારને "અધ્યાત્મની વિભૂતિઓ"

અને સૂત્રમાં મણિયોની પેઠે આ બધું (દૃશ્ય) મારામાંજ (આમ) પરોવાયું છે.

(૮) હે કૌંતેય, જળોમાં રસ હું છું; સૂર્યચંદ્રમા(આદિ)માં પ્રકાશ હું છું; સર્વે વેદોમાં (તેમનો સાર) પ્રણવ, આકાશમાં શબ્દ, (અને) નરોમાં પૌરૂષ (મરદામી–પરાક્રમ) હું છું. (૯) પૃથ્વીમાં પવિત્ર ગંધ, અને અગ્નિમાં તેજસ્ હું છું, સર્વ પ્રાણીયો(ભૂતો)માં (તેમનું) જીવન, અને તપસ્વિઓમાં તપ હું છું. (૧૦) હે પાર્થ, મને તું સર્વભૂતોના (અધિષ્ઠાનાત્મક) સનાતન બીજ રૂપે ઓળખ. બુદ્ધિમાનોની બુદ્ધિ હું છું, (અને) તેજસ્વિઓનું તેજ હું છું. (૧૧) બળવાનોનું

રૂપે ગીતાના ૧૦ મા અધ્યાયમાં ભગવાન વ્યાસે પ્રત્યેક જાતિમાં તેની ભવ્યતામાં પ્રકટ થતા આત્માને સમજાવવા બહુ વિસ્તારથી પ્રકટ કર્યો છે. ઇન્દ્રિયોનાં, અનેક બાહ્ય દૃશ્યોને સ્પષ્ટ એક જ્ઞાનની સમગ્રતામાં ગુંથી બતાવતા કેન્ટના વિજ્ઞાન(understanding)ની સાથે, તેમજ ઉત્પન્ન થઇ થઈને અન્વયીભાવમાં પરિણમતા દૃસ્ય ગુણાત્મક વિકારોમાં એ સર્વના અધિષ્ઠાનરૂપે સર્વ કાળમાં સ્થિર છતાં ગુણાતીત રહેતી અવ્યક્ત વસ્તુ (substance)ની સાથે, આ નિશ્ચળ સૂત્રને સરખાવવા જેવું છે.

(૮) અહીંથી અપરા પ્રકૃતિને ભગવાન સમજાવે છે. આ દૃસ્ય સર્વ કાર્ય બ્રહ્મનો વિસ્તાર છે. પ્રકૃતિના આશ્રયે પરમાત્મા તેમાં પ્રવેશીને કેવે કેવે રૂપે યુક્ત જીવભાવને તે દેખાય છે, તે બતાવે છે. અર્થાત્ સદ્–દેવતાના ભાવમાંજ ભળેલો યોગી પોતાને કેવા કેવા ભાવે બાહ્ય પદાર્થોમાં જુવે છે, તે કહે છે. જુવો. છાં. ૬. (૪. ૫.) ખંડો. યોગીની ચાક્ષુસ દૃષ્ટિ બાહ્ય પદાર્થોનાં કાર્યાત્મક નામ રૂપોને ઈન્દ્રિયોએ દેખતાં છતાં એની બુદ્ધિ–આંતરદૃષ્ટિ તો એવાં કાર્યોના કારણાત્મક તત્વમાં જ જાગ્રત રહે છે. જુવો ગી.૨.૬૯.

(૧૦) જુવો. ગી. ૯. ૧૮; તથા ગી. ૪. ૧૩.

(૧૧) આ વિભૂતિના વર્ણનમાં બળમાં, કે કામનામાં જ્યાં અધર્મનો આવિર્ભાવ થાય તેવા ભાગનો ત્યાગ કર્યો છે; કારણ કે ઈશ્વરરૂપ યોગીનું

**કામ અને રાગરહિત એવું બળ હું છું, (અને) હે ભરતર્ષભ, ધર્મથી વિરૂદ્ધ નહીં એવો પ્રાણીઓમાંનો કામ હું છું. (૧૨) અને વળી જે સાત્વિક, રાજસિક, અને તામસિક ભાવો (પદાર્થો)**

---

કર્મ સ્વાભાવિક લોક સંગ્રહાર્થેજ છે, અને તેથી તેમાં એની જરાય આસક્તિ નથી તેથી તે સદા ધર્માભિમુખજ હોય છે. તેમજ કામ પણ હું છું, છતાં, તે ધર્મથી વિરૂદ્ધના કામનો ત્યાગ કરીનેજ. અહીં પણ ભગવાન પોતાનો વ્યક્તિગત જીવભાવ છોડી દઇને ઇશ્વરભાવનોજ ઉપદેશ કરી રહ્યા છે.

(૧૨) આ ત્રિગુણાત્મક ભાવો જે પ્રકૃતિનાં કાર્ય છે, તેમને સદ્-આત્મા-ઈશ્વર અધીન નથી, પણ એ બધા ભાવો ઇશ્વરને અધીન છે; અને તેથી તેમનામાં સદ્દેવતા પ્રવેશીને તેમને પોતાની ઇચ્છાએ નિર્માણ કરેલા નિયમોમાંજ એ કાર્યકારણ સંઘાતને દોરી રહ્યા છે, એમ શ્રુતિ પુકારે છે. ગુણો જો એને અધીન ના હોત તો ગુણોનો વ્યવહાર નિશ્ચિત થાત નહીં, અને જગત્માં કર્મ ફળની અનુભવાતી વ્યવસ્થા અસંભવિત જ થાત.વળી ઈશ્વરના ભાવમાંજ ગુણોનો ભાવ છે, એના અભાવે ગુણોનું અસ્તિત્વ નથી. તેથી ગુણોના વ્યવહારને ઇશ્વર જ નિયમે છે. જીવાત્મા ભોગેચ્છાએ આવા ગુણોની પાછળ દોડે છે, ત્યાં એ ગુણોને અધીન થતાં પોતાનો ઇશ્વરભાવ ભુલે છે; અને જ્યાં ગુણોમાં પ્રવર્તી ગુણોના કર્મફળનો તે ભોક્તા થાય છે, (ગી. ૭. ૧૨), ત્યાં એ જીવને કર્મનું ફળ આપનાર ઇશ્વર નથી, પણ ગુણોજ છે. કારણ કે, એ જીવે અમુક ગુણમાં પ્રવૃત્તિ કરી તેથીજ ઈશ્વરે તે ગુણની સાથે એવું ફળ જોડી દીધું એમ નથી. એટલે કે એ જીવની જોડે તેના અમુકજ કર્મમાં ફળના સંબંધનો એ ઇશ્વર કર્તા નથી; એણે તો માત્ર ગુણોના અન્વયી ભાવોજ મૂળથી નિશ્ચિત કર્યા છે, તે જે પુરૂષ એવા અમુક ગુણને ગ્રહે, તેને તેનો અન્વયીભાવ પણ એની મેળેજ પ્રાપ્ત થાય. જીવ જો સ્વેચ્છાએ તેવા ગુણને છોડી દે, તો અન્વયીભાવ ઇશ્વર તેને કદિ આપી શકે નહીં. તેથી ઇશ્વર ગુણોનો પ્રેરક છતાં, જીવાત્માના કર્મ 'સ્વાતંત્ર્ય'માં જરાય અંતરાય રૂપ નથી. જુવો ગીતા. ૨. ૪૭ જ્યોતિ. યોગીનો તો ઇશ્વર ભાવજ

છે, તેમને મારામાંથીજ (થએલા) તું જાણ; ત્હોય તેમનામાં હું (અધીન) છું એમ નથી, તેઓ મારામાંજ (અધીન) છે.

(૧૩) ત્રણે ગુણમય આવા(પ્રકૃતિના) ભાવોથી આ સર્વ જગત(એવું તો) મોહિત થયું છે,કે એમનાથી પર (શ્રેષ્ઠ),અને અવ્યય ( નિર્વિકાર–નિશ્ચળ) એવા મને તે ઓળખીજ શકતું નથી ! (૧૪) કારણ કે,મારી આ દૈવી (દિવ્યશક્તિવાળી) ગુણાત્મક ‘માયા’ દુસ્તર છે, (તેથી) જે મનેજ સેવે છે–શરણે આવેછે ( **प्रपद्यन्ते** ),તે જ (પુરૂષો) એવી માયાને તરી જાય છે.

(૧૫) દુષ્કર્મ (વિકર્મ) કરવાવાળા અને મૂઢ અધમ નરો મને સેવતા નથી,(કારણ કે) તેઓ માયાએ હરેલી પ્રજ્ઞા (બુદ્ધિ) વાળા ( હોઇને ) અસુરોનાજ ભાવને પામેલા છે.

---

પ્રવર્તી રહ્યો છે, તે બતાવવા જીવની પેઠે યોગી પ્રકૃતિના તંત્રને અધીન નથી, પણ પ્રકૃતિ એનાજ નિયમને અધીન છે, એમ કહ્યું છે. જુવો બ્ર. સૂ. ૨. ૨. ૩૭ જ્યોતિ. સર. ગી, ૯. (૪. ૫) સર. Moreover when it (universe) is begotten, it is not God that seeks it, but it that seeks God P. 315 Vol. 2. of Evo. Thes. by E. Caird.

(૧૩) પ્રકૃતિના ગુણ વિસ્તાર માટે જુવો છાં. ૬. (૪.૫.) બ્રહ્મ. સર.ગીતા. ૫. ૧૫. ગુણમયી માયા, એટલે ગુણોનો વિસ્તાર તેજ પદાર્થો-ભાવો છે,અને તેથી એજ જેનું સ્વરૂપછે તેવી માયા-શક્તિ.જુવો શ્વેતા.૧.૩.

(૧૪) ભગવાનના શરણ માટે જુવો ગી.૧૮.(૬૫-૬૬).અને યોગ માયાનું જોર જુવો ગી. ૯. (૪–૫) માં. કાર્યાત્મક જગત્ ચંચળ છે, અને નાશવાન છે, માત્ર કારણાત્મક તત્વજ સ્થિર છે, તેથી તેનોજ આશ્રય કરવા ભગવાનનો ઉપદેશ છે.

(૧૫) અસુરના ભાવ માટે જુવો. છાં. ૮. ૮.(૪–૫). યોગ માયાથી થતા આત્મહરણ માટે જુવો ગી. ૨. (૬૦, ૬૧, ૬૭) માં. ગીતા. ૪. ( ૧૭, ૩૧ ). અસુર ભાવનું ફળ જુવો. ગી. ૯. ૧૨. માં. અને તેમનું જ્ઞાન વિપરિતજ હોય છે તે જુવો ગી.૧૬ (૭,૨૦)માં.

(૧૬) હે અર્જુન, સુકૃત કરનારા ચાર પ્રકારના જનો મને ભજે(ઉપાસે)છે. હે ભરતર્ષભ,તેઓ આર્ત (દુ:ખથી કાયર થયેલા), જીજ્ઞાસુ ( જ્ઞાનના અર્થવાળા ), અર્થ( વિષય-ભોગ)ની ઇચ્છાવાળા, અને (પ્રાપ્તજ્ઞાનવાળા) જ્ઞાનીઓ છે.

(૧૭) આમાંનો સદા (મારામાંજ) યુક્ત ( યોગી થતાં ) એક-અનન્ય-ભક્તિવાળો એવો જ્ઞાની અધિક છે. કારણ કે,એવા જ્ઞાનીને હું (સદ્દેવ) અત્યંત પ્રિય છું,અને તે મને પ્રિય છે. (૧૮) એ બધાય(સુકૃત કરનારા ઉપાસકો)સારા છે,પણ જ્ઞાની તો મારો આત્માજ છે એમ હું માનું છું, કારણકે એવો યુક્તાત્મા (યોગી) ઉત્તમોત્તમ ગતિરૂપ મનેજ પામી રહ્યો છે.

---

(૧૬) સર. ગીતા. ૪. (૨૫ થી ૩૧). ત્યાં કર્મના કરનારાઓનાં કાર્ય એવાં સુકૃતોને વર્ણવ્યાં છે. એ સુકૃતમાં બ્રહ્મજ્ઞાનના સંપૂર્ણ ઉપદેશ સુધીની ઉપાસનાઓનો સમાવેશ છે. અને તેવી ઉપાસનાથી સત્વનો મેલ ધોવાયલા જ્ઞાનીમાં પરમાત્મા સ્વતઃ પ્રકટ થતાં યુક્ત થએલા યોગીનું પદ પમાય છે. એવા ઉપાસકોનું વર્ણન અહીં 'જીજ્ઞાસુ' સુધીમાં આવી જાય છે. અને પરમાત્મામાં જોડાયલા યોગીને 'જ્ઞાની' કહીને આ શ્લોકમાં સમજાવ્યો છે. અને તેના નિરાસક્ત કર્મને પાછળના ૧૭–૧૮ શ્લોકોમાં સમજાવ્યું છે, જેને વિસ્તારથી ગીતા. ૪. (૧૮ થી ૨૪) માં આગળ પ્રકટ કર્યું છે. વળી જીજ્ઞાસુ–મુમુક્ષુ અને પૂર્ણ જ્ઞાનીનો આવો ભેદ અહીં શ્લોકમાં ૧૯ માં સ્પષ્ટ કરી બતાવ્યો છે.

(૧૭) અહી વાંચો ગીતા. ૪.(૧૮ થી ૨૪).અને ગીતા. ૬. ૩૦. જ્ઞાની ભક્તના સ્પષ્ટી કરણઅર્થે વાંચો ગીતા. ૧૧.(૫૪.૫૫)જ્યોતિ.

(૧૮) જુવો ગી. ૧૨. ૨૦. જ્ઞાની-યોગી આત્મવાન થતાં ભગવાન ભાવેજ થઇ રહ્યો છે. અને શ્રીકૃષ્ણ કહે છે કે, આવા મારા ભાવને પામવું તેજ, જેનાથી બીજી કોઇ વધારે ઉત્તમ ગતિ નથી એવી, સર્વોત્તમ ગાત છે. જુવો બ્ર. સૂ. ૪. ૩. ૭. આ શ્લોક ૧૭ અને ૧૮ માં જ્ઞાન, ભક્તિ, અને યોગ એકજ અવસ્થાનાં નામો છે, એમ સ્પષ્ટ બતાવ્યું છે. એ ત્રણ જૂદી અવસ્થાઓ નથી, કે મુક્તિના જૂદાજ માર્ગો પણ નથી.

(૧૯) (શાસ્ત્રના) જ્ઞાનવાળો બહુ જન્મને અંતે મને પામે છે; (પણ) વાસુદેવ(સદ્દેવ) જ આ સર્વ છે એમ (અનુભવતો) મહાત્મા (યોગી) તો બહુ દુર્લભ છે.

(૨૦) વિવિધ કામનાઓથી હરાયલી પ્રજ્ઞા(સ્થિરજ્ઞાન) વાળા પુરૂષો પોતાની પ્રકૃતિએ દોરાઇને વિવિધ વ્રત-નિયમોને આચરતાં બીજા દેવતાઓને સેવે છે. (૨૧) જે જે (દેવતાના) રૂપને શ્રદ્ધાથી સેવવા જે જે ઇચ્છે છે, તેને તેને હું એવીજ અચળ શ્રદ્ધા આપું છું. (૨૨) (પછી) તે એવી શ્રદ્ધાવાળો થઇને તે(દેવતા)નું આરાધન કરે છે, એટલે તેમાંથી તે કામો( ઇષ્ટફળો)ને મેળવે છે; કારણ કે મેંજ તેમને (એ ક્રિયાઓમાં ફળરૂપે) નિર્મેલાં છે. (૨૩) પણ ટુંકી બુદ્ધિવાળાઓનું એવું ફળ તો નાશવંતજ છે. (કારણકે) દેવોને સેવનારા દેવોનેજ પામે છે, અને મને જ ભજનારા મને પામે છે.

(૨૪) એ (બાપડા) બુદ્ધિ વિનાના (ઉપાસકો) મને અવ્યક્તને વ્યક્તિવાળો થએલો માને છે, (કારણકે) મારા પર, અને

---

(૧૯) સર. ગીતા. ૪. (૩૩–૩૯). ગી. ૬. ૪૫. જીવભાવની પરિચ્છિન્નતાને ત્યજીને વિશ્વાત્મનની મહત્તાવાળા ઈશ્વરભાવને અનુભવી રહેલો આત્મવાન યોગી જરૂર મહાત્માજ છે. આવો યોગીજ મહાત્માના પદને યોગ્ય છે; અન્ય જીવ નહીં. સર. ગી. ૯. ૨૨.

(૨૦) જુવો ગી. ૪. ૧૨. એનાજ અનુસંધાનમાં આ શ્લોકો રચાયા છે.

(૨૧) જુવો ગીતા. ૪. (૧૧–૧૩). ગી. ૯. (૨૩ થી ૨૫). 'શ્રદ્ધા'નો અર્થ જુવો ગીતા. ૪. ૪૦, અને ગી. ૧૭. ૩. જ્યોતિ.

(૨૨) સર. ગી. ૯. ૧૦.

(૨૩) સર. યો. સૂ. ૨. (૪૪–૪૫).

(૨૪) ભગવાનને એક શરીરી તરીકે વ્યક્ત થએલા સમજતા પુરૂષોને ભગવાન પોતેજ અહીં પામર કહીને નિંદે છે. ગીતામાં સર્વત્ર

**ઉત્તમોત્તમ (એવા) અવ્યય ભાવને તેઓ સમજતા નથી. (૨૫) (અને) યોગમાયાએ ઢંકાએલો હું બધાયને એવો પ્રકટ**

---

ભગવાને પોતાને તત્વદૃષ્ટિએજ સમજવાનો આગ્રહ કર્યો છે. જુવો ગી. ૪. (૧, ૯, ૧૦). સર. ગી. ૯. (૧૧–૧૨). જુવો ગીતા. ૨. ૨૯ જ્યોતિ.

(૨૫) અહીં માયાને 'યોગમાયા' કહી છે. હું સ્વભાવે અવ્યય અને અસંગ છું, છતાં વ્યક્તની સાથે મને જોડનારી જે માયા, એટલે કે જે 'વ્યક્ત'એવો હું નથી તેને હું તેવો છું, એમ અજ્ઞાની જોનારાને એવો મિથ્યા અનુભવ કરાવનારી મારી શક્તિ,તે 'યોગ'માયા. સર.ગી.૯.(૫-૬).વ્યવહારમાં પણ માયાનું આવુંજ સ્વરૂપ સ્વીકારાયું છે. ઇન્દ્રજાળને આપણે 'માયા'કહીએ છીએ,કારણ કે ત્યાં દેખાતું ગાંધર્વ નગર વસ્તુતાએ નથી છતાં તે એવું છેજ, એમ અનુભવ થાયછે,તેથી તે'માયા' છે; અને આવા વિપરિત દર્શનનું કારણ તે જોનારનોજ યથાર્થ જ્ઞાનનો–વિદ્યાનો–વિપરિત ભાવ અથવા અવિદ્યા છે, તે જ છે. એટલે કે આ વ્યાવહારિક માયા પણ યથાર્થ જ્ઞાન થતાં ઉડીજ જાય છે, અને ગાંધર્વનગર નથીજ એમ પછી પ્રતીત થાય છે. તેમજ આત્મનું સમ્યક્ જ્ઞાન થતાં, એટલે આ વ્યક્ત જગત્ તે અવ્યય આત્માજ છે એમ નિશ્ચય થતાં, જગત છે જ એવો જે મિથ્યા, માયાજનિત-આભાસ છે, તે ઉડી જાય છે. આમ માયાના લક્ષણનું આ બીજું અંગ બને છે. એટલે માયાનું સ્વરૂપ આવું બંધાય છે કે,(૧) જેનાથી વસ્તુતાએ નથી છતાં તે છે જ એમ અજ્ઞાનથી કાંઈ અનુભવાય, અને (૨) યથાર્થ જ્ઞાન થતાં તેનું એવું અયથાર્થ જ્ઞાન ઉડી જાય. આવો જોનારનો બધો વ્યાપાર–અનુભવ તે " માયા. " જુવો બ્ર. સૂ. ૧. ૧. ૨. જ્યોતિ. આ માયા સમ્યક્ જ્ઞાન થતાં ઉડી જાય છે, તેથી એ માયા પોતેય અસત્–મિથ્યા છે, છતાં જોનારાની અવિદ્યાવાળી અવસ્થામાં તે દેખાય છે, તેથી એને વળી "સદસદ્" એમ કહીને પણ શાસ્ત્રકારો વર્ણવે છે. વળી આવી અસત્ શકિતને 'સદ્' સિવાય બીજાનો આશ્રય નથી, કારણ કે સદ્ વિના અન્ય વસ્તુનો અનુભવજ થતો નથી,તેથી એ માયાશકિત એવા સદ્-દેવનીજ શકિત છે, એમ શ્રુતિએ કહ્યું છે. જુવો શ્વેતા. ૧. ૩. વળી સર્વો. ૧. ૪. માં પણ 'માયા'નું આવુંજ સ્વરૂપ શ્રુતિએ પ્રકટ કર્યું છે.

(દેખાતો) નથી;(એટલે)મોહ પામેલો આ લોક-સમૂહ મને અજ, (જન્મ રહિત,અને) અવ્યય (નિર્વિકાર) ને ઓળખી શકતો નથી.

(૨૬) હે અર્જુન, (આથીજ) થઇ ગએલાં, ચાલતાં, અને થનારાં ભૂતોને હું જાણું છું, પણ મને કોઇ જાણતું નથી.

(૨૭) હે ભારત, ઈચ્છા અને દ્વેષથી ઉપજેલા દ્વંદ્વના મોહે કરીને બધાં પ્રાણીઓ,હે પરંતપ, સૃષ્ટિ( આવા દૃશ્યની ઉત્પત્તિ) માં સંમોહ પામે છે. (૨૮) પણ, જે પુણ્ય કર્મવાળા જનોનાં પાપનો અંત આવી રહ્યો છે, તેઓ તો દ્વંદ્વના મોહથી મુક્ત થએલા દૃઢ વ્રતવાળા થઈને મનેજ સેવે છે. (૨૯) જરા અને મરણમાંથી છૂટવા મારોજ આશ્રય લેઇને પ્રયત્ન કરે છે,તેઓ 'તે' એવા પૂર્ણ (કૃત્સ્ન) 'બ્રહ્મ'ને, તેમજ 'અધ્યાત્મ' ('હું' એવા અહંભાવવાળા પ્રત્યક્ )ને, અને સંપૂર્ણ 'કર્મ'

---

વ્યક્ત જગત્રૂપે પ્રકટ થતાં આમજ દેખાવું તે ઈશ્વરની શક્તિ, અને એવા જગતરૂપે જ તેને જોવું એ ભોક્તૃભાવની અવિદ્યા શક્તિ. આ બેય વિભિન્ન શક્તિના યોગ અથવા સહકારથી આવા સંસારની રચના થાય છે. જુવો ગી. ૬. ( ૨૯–૩૧ ) જ્યોતિ. અને તે ઉભય શક્તિઓ એકજ પરમાત્માને આશ્રયે રહી છે, તેથી તેને એકજ શબ્દથી ' યોગ-માયા ' કહી છે. જુવો ગી. ૪. ૮. જ્યોતિ. અને બ્ર. સૂ. ૧. ૧. ૨. જ્યોતિ. વિ. ચૂ. (૨૨૯–૨૩૮).

(૨૬) જુવો ગી. ૪. (૫, ૬).

(૨૭) સર. ગી. ૨. (૨૮-૨૯) જ્યોતિ. કાર્યાત્મક સૃષ્ટિનું મૂળ અને અંત નહી સમજાતાં તેમાં લોકને આશ્ચર્ય થાય છે. ઈચ્છા એટલે રાગ–કામ.

(૨૯) પૂર્ણ બ્રહ્મના દર્શન માટે, જુવો. બૃ. ૫.૧.૧. અને ઈશા.નો શાન્તિપાઠ, અને જ્યોતિ. છાંદો. ૧. (૧–૩) ખંડો, અને શ્વેતા. ૧. ૧૨. આવાજ યોગીઓ મને બ્રહ્મ એટલે અવ્યય તત્વરૂપે, ભોગેચ્છાએ પ્રકટતા અહંભાવે, અને ભોગાર્થે માયા-શક્તિ યુક્ત પ્રકૃતિના નિયંતા ઇશ્વરરૂપે, જ્યારે ઓળખે છે, ત્યારે તે પૂર્ણજ્ઞાનને પહોંચેલા થાય છે.

(યજ્ઞ)ને સમજે છે. (૩૦) જે મને 'અધિભૂત' અને 'અધિદૈવ' સહિત, અને 'અધિયજ્ઞ' સહિત ઓળખે છે, તેઓ (મારામાંજ) જોડાયલા ચિત્તવાળા હોઇને મરણ વખતે પણ મનેજ જાણી રહે છે.

( જ્ઞાનવિજ્ઞાનયોગ નામના સાતમા અધ્યાયનું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત. )



---

(૩૦) અધિભૂત એટલે ભોગ્ય જડ પદાર્થભાવે, અને અધિદૈવ એટલે પ્રકૃતિમાં વ્યક્ત થતા ચૈતન્યાત્મક ઈશ્વરભાવે, અને અધિયજ્ઞ એટલે ભોગેચ્છાએ કર્મમાત્રમાં કર્તા-ભોક્તા થઇ પ્રવર્તતા 'જીવ'ભાવે પણ એજ એક સદ્ તત્વને ઓળખનારોજ કૈવલ્ય મુક્તિને પામે છે. જુવો શ્વેતા. ૫.૭.

( યોગીના વ્યવહારદર્શનની 'જ્યોતિ' સમાપ્ત ).

# અધ્યાય ૮.

## ( યોગીનું અક્ષરદર્શન. )

(૧) (અર્જુન૦) હે પુરૂષોત્તમ, ( તમે કહ્યું ) તે 'બ્રહ્મ' શું? 'અધ્યાત્મ' શું? અને 'કર્મ' શું? વળી 'અધિભૂત' કેને કેહેવાય? કે 'અધિદૈવ' કેને કેહેવાય? (૨) હે મધુસૂદન, વળી, 'અધિયજ્ઞ' કેવો, (અને) આ દેહમાં છે તે કયો? વળી મરણ સમયે સંયમિત ચિત્તવાળાઓને તમે કેવી રીતે જણાઓછો ( તે બધું મને સમજાવો. )

(૩) (ભગવાન૦) પરમ અક્ષર તે 'બ્રહ્મ.' (તેનો) 'સ્વ'-ભાવ (अहं, "હું"ભાવ) તે 'અધ્યાત્મ' કહેવાય છે, અને ભૂત પદાર્થોને ઉત્પન્ન કરતો (તેનો)સૃષ્ટિ વ્યાપાર તે 'કર્મ' એવા નામે ઓળખાય છે.(૪) 'અધિભૂત'તે (મારો ભૂતાત્મક) ક્ષર (નાશવાન) ભાવ છે,(અને) 'અધિદૈવત્'તે (પુરરૂપી ક્ષર ભૂતોમાં અંતર્યામી થઈને સૂતેલો)પુરૂષ (અમર વ્યક્તભાવ) છે,અને હે દેહધારીઓમાં

---

(૩) આગળ ગીતા. ૭. (૨૯–૩૦)માં બતાવેલાં સ્વરૂપોનાં આ ત્રીજા શ્લોકમાં લક્ષણ આપે છે. આ 'અક્ષર સત્' તત્વને અર્થે જુવો. બૃ. ૩. ૯. ૨૬; ૨. ૩. ૬; ૧. ૫. (૨૧–૨૩); ૧. ૩. બ્રાહ્મણ; અને છાંદો. ૩. ૧૮. અને ૧. (૨–૩) ખંડો. શ્વેતા. ૧. ૧૨; કૌષી. ૪. (૧૨–૧૩), અને ગીતા ૨. ૧૮ જ્યોતિ..

પરમ અક્ષરનું વળી ગી. ૮.૨૧. માં વર્ણન છે. અને શકિત યુકત સ્વભાવ જે જગતના બીજરૂપે કારણાત્મક બ્રહ્મ છે, તેનું ગી. ૮. ૨૦. માં સ્વરૂપ બતાવ્યું છે. આવું કારણાત્મક બ્રહ્મ તે કાર્યાત્મક અસત્ જગતની અપેક્ષાએ સત્ છે, અને એ સદસદ્ ઉભય 'જ્ઞેય' છે. જુવો.ગી.૧૩.(૧૨–૧૩). પણ આ 'જ્ઞેય' તે 'પરમ અક્ષર'ની અપેક્ષાએ તો અસત્ જ છે; અને પરમ અક્ષર તેની પારનું છે, તેથી તેને "નેતિ" કહીને જ સમજાવાય છે. જુવો ગી. ૧૧. ૩૭.

(૪) સર. ગી. ૫. ૨૯,અને ગી. ૯. ૨૪.ત્યાં ભગવાન કર્મ માત્રનો ભોક્તા,તેમજ કાર્યકારણનો નિયંતા પણ હુંજ છું,એમ કહીને 'ઇશ્વર' અને 'જીવ'

શ્રેષ્ઠ (અર્જુન), 'અધિયજ્ઞ' તે આ દેહમાં કર્મનો કર્તા-ભોકતા "હું" (એવા 'જીવ' રૂપે પ્રકટ થાઉં) છું.

(૫) અને જે અંતકાળે (આવું) મારૂંજ સ્મરણ કરતાં દેહ છોડીને જાય છે, તે મારા ભાવને પામે છે, એમાં જરાય સંશય નથી. (૬) અથવા હે કૌંતેય, જે જે ભાવનું સદા

---

ભાવનું ઐક્યજ સાધે છે. જુવો શ્વેતા ૫.૭. આ જ સત્યનું અહીં વિવેચન કર્યું છે.અધિભૂત એટલે ભૂતાત્મક મારો જે માયિક ભાવછે તે કાર્યાત્મક અપરાપ્રકૃતિ હોઇને નાશવાન છે.જુવો ગીતા.૭.૫.અધિદૈવત અને અધિયજ્ઞ ભાવોને નાશવાન કહ્યા નથી. એ ભાવો તો માત્ર શકિત અને તેના કાર્યાત્મક પરિણામોને સંગે પ્રગટ થતા ચૈતન્યના 'ઇશ્વર' અને 'જીવ'ભાવો છે, તે પરા પ્રકૃતિ છે. ઇશ્વરભાવ ભૂતમાત્રમાં નિશ્ચળ"જ્ઞ"રૂપે અંતર્યામી થઇને ભૂતોના ગુણોને નિયમી રહે છે.અને જીવભાવ મહાભૂતોમાં દેવતા તરીકે, અને અધ્યાત્મમાં જીવાત્મા અથવા પ્રત્યક્ આત્મારૂપે પ્રકટે છે. આવા એ ઇશ્વર ભાવને અહીં અધિદૈવત કહ્યો છે, કારણ કે, એનું દૈવત અથવા શકિત જગતની નિયંતા થાય છે; અને અધિયજ્ઞ તે કર્મનો કર્તા-ભોકતા ભાવ છે. આ ભાવમાં આત્મા જાણે પ્રત્યક્ષ થઇને પ્રકટે છે, તેથી તે અધિયજ્ઞને "હું" છું, એમ ભગવાને કહ્યું છે. અધિદૈવત તે દવત અથવા શકત્યાત્મક, કે ઇશાત્મક, અને અધિયજ્ઞ તે યજ્ઞ–કર્માત્મક, ભાવો છે. જુવો. પ્ર. સ. ૨. ૩. ૧૩. જ્યોતિ. અને ગીતા. ૪. (૧, ૧૦.) જ્યોતિ.

(૫) આવું મારૂંજ સ્મરણ, એટલે કે જે અદ્વૈત અને નિર્વિકાર હું નિત્ય સત્–બ્રહ્મ સ્વરૂપે છું, તે મારી માયાના યોગે કરીનેજ અધ્યાત્મ, કર્મ, અધિદૈવ, અધિભૂત, કે અધિયજ્ઞ રૂપે માત્ર ઉપાધિવશાત્ અજ્ઞાનીને જૂદો જૂદો દેખાઉં છું, છતાં, વસ્તુતાએ તો હું નિત્ય સદ્રુપેજ નિશ્ચળ છું, એમ જે મને સ્મર્યા કરે છે, તે મારાજ ભાવને પામે છે. કર્મને માટે જુવો બૃહ. ૧. ૫. ૨૧.

(૬) જુવો. પ્રશ્ન. ૫. ૨. અહીં વળી ભગવાન ઉપાસનાનું રહસ્ય પ્રકટ કરે છે કે, વળી મને ઉપાધિવાળા જે જે સ્વરૂપે ઉપાસક ઉપાસે છે, તે તે રૂપેજ તેવો ઉપાસક થાય છે; તેથી મારા તત્વ સ્વરૂપને ઓળખનારો

સ્મરણ કરતાં છેવટે (પુરૂષ) દેહને છોડે છે, તે તે ભાવરૂપ થએલો તે તેનેજ પામે છે. (૭) તેથી, બધી વખતે મારૂંજ ચિંતન (अनुस्मर) કર; અને યુદ્ધ કર. મારામાં અર્પણ કરેલી (ચોંટાડેલી) બુદ્ધિવાળો તું જરૂર મનેજ પામીશ. (૮) (કારણકે) હે પાર્થ, અભ્યાસથી યોગમાં જોડેલા, અને બીજે કહીંય નહીં ચળતા, એવા ચિત્ત વડે ચિંતન કરતાં (યોગી) પરમ દિવ્ય પુરૂષને પામે છે.

(૯) પુરાણ (જૂના છતાં નવા), કવિ (સર્વજ્ઞ), અને સૂક્ષ્મથીય અધિક સૂક્ષ્મ, એવા (સર્વના) નિયંતાને, (તથા) સર્વના (અધિષ્ઠાન રૂપે) ધારક, ( અને ) તમસ (અવિદ્યા–માયા) ની પાર ( હોઇને ) અચિંત્ય રૂપવાળા, આદિત્ય જેવા તેજસ્વી (ચૈતન્ય)ને જે (પુરૂષ) સદા સ્મર્યા કરે, (૧૦) (અને) મરણ સમયે સ્થિર ચિત્તે અને યોગના બળવડે (એનીજ) ભક્તિએ યુક્ત હોય, તે (પુરૂષ) બે ભ્રમરોની મધ્યે બરાબર પ્રાણને ઠેરવીને તે (પ્રસિદ્ધ) પરમ દિવ્ય પુરૂષને પામે છે.

(૧૧) વેદોને જાણનારા જેને 'અક્ષર' કહે છે, અને રાગ (આસક્તિ) રહિત થઇને યતિયો જેમાં પ્રવેશી રહે છે, (વળી) જેની ઇચ્છા કરતા (પરિવ્રાજકો) બ્રહ્મચર્ય આચરે છે, તેવા પદ(સ્થિતિ)ને વિષે (હવે) હું તને સંક્ષેપમાં કહીશ.

(૧૨) બધાં (ઇન્દ્રિયરૂપી)દ્વારોનો સંયમ કરીને, મનને હૃદયમાં રૂંધી પોતાના પ્રાણને (मूर्ध्नि) બ્રહ્મરંધ્રમાં સ્થાપીને, યોગની

---

મારાજ રૂપ થાય છે; અને બીજા ઉપાધિવાળા સ્વરૂપને ઓળખનારા તેવા દેવતાઓનાજ રૂપે થાય છે.

(૭) 'મને' એટલે શ્લોક આઠમાં કહેલા પરમ દિવ્ય પુરૂષનેજ, બ્રહ્મનેજ, પામે છે. ગીતા. ૪. ૧. જ્યોતિ. અને ગીતા. ૯. (૧૧,૧૪).

(૯) 'પુરાણ' માટે જુવો ગીતા. ૨. ૨૦. જ્યોતિ.

(૧૧) વિચારો પ્રશ્ન. ૫. (૧–૭).

ધારણા કરી રહેલો એવો, (૧૩) 'ૐ' એવા એક અક્ષર બ્રહ્મને ઉચ્ચારતાં, અને મારૂં સ્મરણ કરતાં, જે દેહ છોડીને ઉપડી જાય છે તે પરમ ગતિને પહોંચે છે. (૧૪) કારણ કે, અનન્ય ચિત્તે જે નિત્ય અને અખંડ મારૂંજ સ્મરણ કરે છે તેવા નિત્યયુક્ત યોગીને, હે પાર્થ, હું સુલભ છું. (૧૫) (અને) પરમ ગતિને પામેલા મહાત્માઓ મને મળીને નાશવંત (અને)દુઃખના ઘર રૂપ પુનર્જન્મને પામતા નથી. (૧૬) બ્રહ્મલોક (**ભુવન**) સુધીથી પણ હે અર્જુન, લોકો,(સંસારમાં) પાછા ફરવાવાળા છે, પણ હે કૌંતય, મને મળીને તો (તેમને) પુનર્જન્મ છે જ નહીં.'

(૧૭) રાત્રિ અને દિવસ (કાલ)ને સમજનારા જનો બ્રહ્માના દિવસને (આપણા) હજાર મહાન યુગ પર્યન્ત (લાંબો), (અને) રાત્રિને પણ એવીજ હજાર યુગની (લાંબી) જાણે છે (૧૮) (બ્રહ્માનો આવો) દિવસ આવતાં સર્વે વ્યક્તિયે (દૃશ્ય પદાર્થો) અવ્યક્તમાંથી નિસરે છે, (અને) રાત્રિ પડતાં તેઓ અવ્યક્ત સંજ્ઞાવાળામાં જ (પાછાં) લય પામે છે (સમાઇ) જાય છે). (૧૯) એ ને એજ ભૂત સંગ્રામ થઇ થઇને (એમાંજ)

---

(૧૫–૧૬) સર. ગીતા. ૧૪.૨. બ્રહ્મલોકમાંથીય થતી પુનરાવૃત્તિ નીચેના શ્લોકો ૧૭, ૧૮ માં ભગવાન બતાવે છે.

(૧૮)આ અવ્યકૃત સંજ્ઞાવાળાને પણ નાશવાન એવી વ્યક્ત વિભૂતિઓની અપેક્ષાએ કૂટસ્થ 'અક્ષર' કરીને પણ વર્ણવ્યો છે. જુવો ગી. ૧૨. ૧. અને ૧૫. ૧૬. ત્યાં 'અક્ષર'નો અર્થ પાછળ ગી. ૮. ૨૧.માં કરેલો પરમ'અક્ષર'ધામરૂપ પરમાત્મા નથી.'અક્ષર'ને વળી આવા શક્તિયુક્ત બ્રહ્મા, જેમાંથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ, અને લય, થાય છે તેવા કારણાત્મક અવ્યકૃતનાજ અર્થમાં ગી. ૧૨. ૩ માં પણ વાપર્યો છે. આવું અવ્યકૃત સંજ્ઞાવાળું સત્વ તો જેના ગુણો વ્યક્ત થયા નથી એવી પ્રકૃતિ–શક્તિએ યુક્ત પરમાત્મા, જેને કારણબ્રહ્મ કહેવાય છે તે છે. જુવો પાછળ શ્લોક ૨૧ ની જ્યોતિ.

(૧૯) કાર્યકારણના અસ્ખલિત નિયમમાં દોરાયલો એ ને એજ

સમાય છે, એવો પરવશ (સમુદાય) રાત્રિ આવતાં (સમાય છે), અને હે પાર્થ, દિવસ આવતાં, પ્રકટ થાય છે.

(૨૦) વળી એવા અવ્યક્તથી પર (ઉપરનો) એવો જૂદો જ બીજો પણ અવ્યક્ત ભાવ છે, તે સનાતન છે; જે સર્વે ભૂતોનો નાશ થતાંય નાશ પામતો નથી. (૨૧) (એવો એ બીજો) અવ્યક્ત તે 'અક્ષર' એમ કહેવાય છે; તેને (વિદ્વાનો) 'પરમગતિ' કહે છે, જેને પામીને (સંસારમાં)પાછું ફરવાનું થતું નથી; એજ મારૂં 'પરમધામ' છે. (૨૨) હે

---

ભૂતસમુદાય અવ્યક્તમાં સમાઇને પુનઃ પ્રકટ થાય છે. નહીં તો, કરેલાં કર્મોના ફળનો નાશ થાય, અને નહીં કરેલાં કર્મોના ફળરૂપે નવાં થતાં પ્રાણીઓને શરીર પ્રાપ્ત થાય. તેથી, ભગવાન કહે છે કે, આજ કર્મના ફળે અન્વયીભાવને પામતો ભૂતસંઘ એ ને એજ પ્રકટ થાય છે.

'અવશતા', એટલે જ્યાં વશતા–સ્વની પોતાનીજ વશતા–નથી, એવી પરવશતા. તેને માટે જુવો. ગી. ૯. ૮.

(૨૧) આ "પરમ અક્ષર" ભાવ, તે સર્વ જગતના અધિષ્ઠાનરૂપ અવ્યય પરમાત્મા જ છે. સર. ગી. ૯. ૪. આ 'અક્ષર' શબ્દનો ઉપયોગ જગતના બીજાત્મક અવ્યયરૂપે પણ ગી. ૧૨. ૩; અને ગી. ૧૫. ૧૬. માં કર્યો છે, ત્યાં એનો અર્થ પરમાત્મા નથી. એનું અક્ષરત્વ તો ત્યાં મૂર્તબ્રહ્મની અપેક્ષાએજ કહ્યું છે. આ બ્રહ્મને ગી. ૮. ૩. માં 'પરમ' 'અક્ષર' કહીને ઓળખાવ્યો છે. અહીં એને જ 'પરમ' 'ધામ' કહ્યો છે. કાર્યકારણ સંઘાતમાં બીજમાં કારણભાવે રહેલું બ્રહ્મ તે અક્ષર, અને એવા કાર્યકારણ સંઘાતની પાર અસંગ અધિષ્ઠાન રૂપેજ રહેલું પરમ અક્ષર, તે ઉભય અવ્યક્ત છે, કારણકે તેમનામાં બુદ્ધિ-ગ્રાહ્ય ગુણોનો આવિર્ભાવ દેખાતો નથી.'પરમ અક્ષર'માં તો એ અવ્યય હોઇને તેવો વિકાર અત્યંત અસંભવિતજ છે. અને કાર્યકારણસંઘાતમાં એ કારણરૂપ હોવાથી એનો આવિર્ભાવ હજુ પ્રકટ થયો નથી, પણ શકિતના વિકારની સાથે તેનું માયિક દર્શન શક્ય તો છે જ.

(૨૨) અહીં 'પુરૂષ' છે, તે 'પુરૂષોત્તમ' 'પરમપુરૂષ', અથવા

પાર્થ, જે(અધિષ્ઠાન)ની અંદર સર્વે ભૂતો સ્થપાઇ રહ્યાં છે, અને જેણે કરીને આ સર્વ વિસ્તરેલું (તત) છે, એવા પરમ પુરૂષ (અક્ષર)ને અનન્ય ભક્તિથી જ પમાય છે.

(૨૩) હે ભરતર્ષભ, જે કાળે ઉપડી ગએલા (મરેલા) યોગીઓ પુનર્જન્મને પામતા નથી, કે પુનર્જન્મને પામે છે, તેવા કાળને વિષે (હવે) હું કહું છું. (૨૪) અગ્નિ, જ્યોતિ, દિવસ, શુક્લપક્ષ, અને ઉત્તરાયણના છ માસો હોય ત્યારે (દેહ છોડીને) ઉપડી જનારા બ્રહ્મવિદ્ પુરૂષો બ્રહ્મને પામે છે. (૨૫) ધૂમ, રાત્રિ, કૃષ્ણપક્ષ અને દક્ષિણાયનના છ માસો હોય ત્યારે (મરતા) યોગી ચંદ્રમાની જ્યોતિને પામીને (ત્યાંથી) પાછા ફરે છે. (૨૬) જગત્‌ની આ શુક્લ અને કૃષ્ણ, એવી બે ગતિયો કાયમની મનાય છે. એકથી પાછું ફરવાનું થતું નથી, અને બીજીથી પાછું ફરવાનું થાય છે. (૨૭) હે પાર્થ,

'પરમાત્મા'છે, જુવો, કઠ. ૩. ૧૧; જેનાથી ઉપરનું કાંઇજ નથી. વળી. જુવો. ગી. ૧૫. (૧૭–૧૮)

(૨૩) સર. બ્ર. સૂ. ૪. ૨. (૧૮ થી ૨૧). આ બ્રહ્મસૂત્રોમાં ગીતામાં પ્રકટ કરેલા આવા કાલ વિચારનો અસ્વીકાર છે; અને સૂત્રકાર તેને એ 'સ્મૃતિ'નો અભિપ્રાય 'શ્રુતિ'અનુસાર નથી, તેથી અપ્રમાણ છે, એમ કહે છે. કાળ એટલે સમય, અથવા સૂર્યચંદ્રની અપેક્ષાએ મપાતો પરિચ્છિન્ન કાળ. આ મતાન્તરનો વિષય મહત્વનો નથી.

(૨૬) અક્ષર બ્રહ્મમાંજ જોડેલી વૃત્તિવાળા, તેથી નિષ્કામ થએલા આત્મવાન યોગીની દશા તેજ જ્ઞાનદશા હોવાથી તેની ગતિને શુક્લ કહી છે; પરંતુ કામનાથી પ્રેરાયલાં કાર્યકર્મ વાળાઓની વૃત્તિ અવિદ્યા–માયાથી છવાયલી હોઈ એવા અજ્ઞાનવાળાની ગતિને, શુક્લગતિની અપેક્ષાએ, કૃષ્ણ-ગતિ કહી છે. પ્રાણીમાત્ર સંસારમાં આ બેમાંની એક ગતિને સેવનારૂં છે. આ બેમાંથી એકેયનો આશ્રય નહીં કરનાર એવાં ક્ષુદ્ર જંતુઓનું જીવન તો કર્મરૂપ નથી. સર. બૃહ. ૬. ૨. ૧૬.

આ બે માર્ગો(સંસરણો)ને જાણી રહેલો કોઈ યોગી મોહમાં પડતો નથી. તેથી, બધોય વખત, હે અર્જુન, તું યોગયુક્ત જ રહે. (૨૮) વેદોના(અભ્યાસ)માં, યજ્ઞમાં, તપમાં, કે દાનમાં, જે પુણ્ય બતાવ્યું છે, તે સર્વથીય યોગી આ(બ્રહ્મ)ને ઓળખીને આગળ વધી જાય છે, અને તે 'આદ્ય' એવા પરમ સ્થાને પહોંચે છે.

(અક્ષરબ્રહ્મયોગ નામના આઠમા અધ્યાયનું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત.)

---

(૨૮) બ્રહ્મવિદ્યાનો મહિમા બતાવતાં ભગવાન કહે છે કે, એ વેદ પ્રવચનરૂપી યજ્ઞ, કે બીજાં તપ દાનાદિ એવાં ઉપાસનાનાં બધાં સાધનો કરતાં આદ્ય એવા પરમ સ્થાનમાં ભળવાનું–મુક્તિનું ઉત્કૃષ્ટ સાધન તો બ્રહ્મજ્ઞાનજ છે. એજ સાધન પરમાત્મજ્ઞાનમાં આરૂઢ કરે છે. જુઓ. બ્ર. સૂ. ૩. ૪. (૧–૨૫)

(યોગીના અક્ષરદર્શનની 'જ્યોતિ' સમાપ્ત.)

# અધ્યાય ૯.

## ( યોગીની રાજવિદ્યા. )

(૧) (ભગવાન૦) હવે, તું અસૂયા (દોષદૃષ્ટિ) રહિત છું, (તેથી)તને હું આવું ગુહ્યતમ જ્ઞાન વિજ્ઞાન સહિત સમજાવું છું, જે જાણીને તું મૃત્યુ(અશુભ)માંથી છુટી જઇશ. (૨) રાજવિદ્યા, (અથવા) રાજાઓનું આવુ ગુહ્ય જ્ઞાન

---

(૧) બ્રહ્મવિદ્યા અથવા આત્મવિદ્યા તે પૂર્વે રાજ્યવિદ્યા અથવા રાજાઓનું ગુહ્યજ્ઞાન–ઉપનિષદ્ એવા નામથી ઓળખાતી હતી.ભગવાન અર્જુનને હવે એ રાજવિદ્યા તે આવા યોગીના કર્મયોગનુંજ જ્ઞાન છે, એમ કહીને એ આત્મજ્ઞાનને, અને કર્મમાં થતા તેના યોગના સારને ફરી કહી જુવો જાય છે. ગી. ૪. ૨.

(૨) 'રાજવિદ્યા' અને 'રાજગુહ્ય'ને શંકરાચાર્ય વિદ્યાઓનું અને ગુહ્યનું 'શ્રેષ્ઠ'–સર્વોપરી, એમ કરીને સમજાવે છે. પણ ગીતા. ૪.૨. માં સ્પષ્ટ કહ્યા પછી, અને બૃહદારણ્યકાદિ શ્રુતિમાં આ વિદ્યા રાજાઓ-નીજ પાસે હતી અને બીજાને તે અપાતી નહોતી, એવી સ્પષ્ટ પરંપરા કહ્યા પછી,ગીતાનો અમે લીધેલો જ અર્થ શ્રુતિને તેમજ ગીતાના પૂર્વ કથનને અનુકૂલ હોઈ યોગ્ય જણાય છે. રા. તિલક આ જ અર્થને સ્વીકારે છે.

રાજાઓએ તે આત્મવિદ્યાને પોતાના આત્મનિરિક્ષણથી જ પ્રાપ્ત કરેલી. અને તેથી તેમને તે પ્રત્યક્ષ સમજાય એવી, અને ગુરૂની પાસે જઇ શાસ્ત્રોનો અભ્યાસ કરવાની ત્યાં જરૂર નહીં હોવાથી તેમને સ્હેલાઇથી પ્રાપ્ત થાય એવી, અને આચરાય તેવી, તેમજ સ્વરૂપાનુભવ વાળી હોઈને સત્ય, તેથી નિત્ય, એમ કહી છે. અને આ વિદ્યા, મુખ્યત્વે આવા પ્રત્યક્ષ પ્રમાણ ઉપર જ આશ્રિત હોવાથી, પાંચમા શ્લોકમાં ભગવાન કહે છે કે, મારી યોગમાયાને તું અનુભવી જો, તો તને દેખાશે કે હું કેવળ ભૂતોનો ધારણ કર્તા જ છું,તેમનામાં વસ્તુતાએ પ્રવેશીને તે રૂપે અવસ્થાવા-ન થએલો નથી,કે તેઓ મારામાં અવસ્થાવાળાં થએલાં નથી.આથી સાંખ્યો-નો વસ્તુતાએ પરિણામવાદ ગીતાને માન્ય નથી, એમ સ્પષ્ટ સમજાય છે.

આ બ્રહ્મવિદ્યા અથવા રાજવિદ્યા પૂર્વે રાજાઓની જ પાસે હતી, અને તેનો ઉપદેશ માત્ર ક્ષત્રિયોને જ થતો હતો, અને પ્રવાહણ જૈ-

**પવિત્ર અને ઉત્તમ છે. (અને વળી)તે પ્રત્યક્ષ સમજાય તેવું, ધર્મ્ય, સ્હેલાઇથી આચરાય એવું, (અને) નિત્ય છે. (૩) હે પરંતપ, આવા ધર્મની શ્રદ્ધા (નિષ્ઠા) વગરના પુરૂષો મને વગર મળ્યે જ મૃત્યુવાળા સંસારના માર્ગમાં પાછા ફરે છે.**

**(૪) સ્વરૂપે અવ્યક્ત રહીને જ આ સર્વ જગતને મેં વિસ્તાર્યું છે, (તેથી) સર્વે ભૂતો મારામાં અવસ્થા પામી રહ્યાં છે, પણ તેમનામાં હું અવસ્થા પામી રહ્યો (अवस्थितः)નથી. (૫)**

વલિએજ એનો ઉપદેશ પહેલ વ્હેલો ગૌતમ બ્રાહ્મણને કર્યો હતો. તે વખતે શ્રુતિએ આ પુરાણ કથાને પ્રકટ કરી છે. જુવો. છાં.૫. ૩. ૭. વળી આ વિદ્યાના મૂળ ઉપદેશકો પણ રાજાઓ જ હતા,તે શ્રુતિમાં ઘણે સ્થળે પ્રસિદ્ધ છે. જુવો. છાં. ૧. ૮. ૮. બૃ. ૨. ૧. (૧૪–૧૫), બૃ. ૬. ૨. ૮; છાંદો. ૫. ૧૧. ૩. જ્યોતિ.રાજાઓનેજ જન્મમરણનો વિચાર ઘણો અગત્યનો હતો, અને તેથી યુદ્ધમાં શરીરનો ભય દૂર કરવા અર્થે આત્માનું તત્વચિંતન એમના પ્રયત્ને જ પ્રકટ થયું હોવું જોઇએ. તેથી તે સંબંધી શ્રુતિનું કહેવું સ્વાભાવિક અને સત્ય છે. આ વિદ્યાને 'રાજ-વિદ્યા' કહેવામાં આવો ગૂઢ અને ઐતિહાસિક અર્થ ઉઘાડો દેખાય છે.

જે કેટલાક એમ કહે છે કે, આ રાજવિદ્યા તે ભક્તિ માર્ગ છે, જે સર્વને બહુ સ્હેલો જ લાગે તેવો છે, તેથી તેને અહીં સ્હેલાઈ-થી આચારાય એવું જ્ઞાન કહ્યું છે. આ વાદ ઉપરનો વિચાર જોતાં ખરો જણાતો નથી. ક્ષત્રિયને આ સ્વરૂપાનુભવ સદાય કરવાનો હોઈને તેમને અંગે તો એ અવશ્ય સ્હેલો જ છે. અને આ ઉપદેશ પણ ભગવાન કૃષ્ણ ક્ષત્રિય અર્જુનને જ કરી રહ્યા છે, અને તે પણ તેને યુદ્ધમાં પ્રેરવા જ. ભગવાનના રામ, કૃષ્ણ, અને બુદ્ધ; અને મહા-વીરાદિ અવતારો પણ ક્ષત્રિય વંશમાં જ થયા છે, અને તેમણે આવાજ આત્મજ્ઞાનનો બોધ કર્યો છે.

(૩) જુવો ગી. ૨. ૧૬. જ્યોતિ.

(૪) જુવો ગી.૭. ૧૨. અવ્યક્તમાંથી થએલા આ બધા વિસ્તાર માટે જુવો ગી. ૮. (૨૦ થી ૨૨.) સ્વરૂપે અવ્યક્ત રહીને કરેલો સૃષ્ટિ વિસ્તાર કેવળ માયિક જ હોઇ શકે, કારણ કે સ્વરૂપનું તો પરિણામ નથી જ.

(૫) જુવો ગી. ૧૫. ૧૭. મારી યોગમાયાનો વિચાર કરતાં

અને ભૂતો (ખરેખર તો) મારામાં અવસ્થા પામી રહ્યાં છે એમ પણ નથી. મારા ઐશ્વર યોગ(યોગમાયા)ને તું જો, પ્રત્યક્ષ કર, અનુભવ, તો તને જણાશે કે) ભૂતોને સૃજતો (भूतभावन.) મારો આત્મા ભૂતોનો (અધિષ્ઠાનરૂપે) ધારક જ છે; પણ ભૂતોમાં અવસ્થિત (વિકૃત) નથી. (૬) જેમ સર્વત્ર ફરતો મહાન વાયુ નિત્ય (નિશ્ચળ) આકાશમાં જ રહેલો હોય છે, તેજ પ્રમાણે સર્વે ભૂતો મારી અંદર (સમાઇ) રહેલાં છે, એમ તું સમજી લે.

(૭) હે કૌંતેય, બધાં ભૂતો કલ્પ પૂરો થયે મારી પ્રકૃતિમાં સમાય છે, અને પાછાં કલ્પની શરૂઆતમાં હું તેમને બહાર કાઢુ છું. (૮) હું પોતાની પ્રકૃતિને આધારે પુનઃ પુનઃ આ ભૂતોના આખા સમુદાયને સૃજુ-કાઢું-છું, (અને)

---

તને સમજાશે કે, તત્વમાંથી હુ ચળતો જ નથી; હું તો નિત્ય અવ્યય અજર અને નિર્ગુણ છું. અજ્ઞાનીને હું વિકાર પામતો દેખાઉ છું તે તે માયાનું જ વિકાર પામતું રૂપ છે, અને તેથી જ તું પણ ભૂલથી અજ્ઞાને કરીને મને જ વિકાર પામતો દેખું છું. હું તો માત્ર વ્યાપક અધિષ્ઠાન જ છુ, તેથી આ જગતનાં ભૂત માત્રનો ધારક જ છું. વસ્તુતાએ ભૂતોય થયાં નથી, કે હું પણ વિકારની અવસ્થાને પામ્યો નથી. જુવો. ગીતા. ૭. (૨૪. ૨૫.)

(૭–૧૦) સર. ગી. ૪. (૭, ૮, ૧૩). ગી. ૭,(૪થી૭, ૨૨.) વળી સરખાવો. "On the other hand though Plotinus (the mystic) holds that all things and all minds presuppose the absolute unity and that we can understand neither the world nor ourselves except in relation to it, he cannot admit that it is immanent in them or they in it. Rather he conceives the One as complete in itself apart altogather from the natural, and even from the spiritual world; nor will he admit that either sense or intelligence can apprehend God in his essential being" Page 235. વળી ભૂતોના ધારકત્વને માટે સરખાવો પાને ૨૪૮ મે. "that the consciousness of self and the

એ (સમુદાય) પ્રકૃતિને વશ હોવાથી પોતે અવશ (પરાધિન) છે.(૯) અને હે ધનંજય, તે કર્મોમાં આસક્તિ રહિત થઇને ઉદાસીનની પેઠે બેસી રહેલા (કૂટસ્થ) એવા મને એ કર્મો બંધન કર્તા નથી. (૧૦) હું અધ્યક્ષ (પ્રેરક) થતાં, પ્રકૃતિ આ સચરાચર(જગત્)ને જણી-કાઢી-રહી છે. હે કૌંતેય, આવા કારણે કરીને જગત્ બધેય વિશિષ્ટરૂપે ફરી રહ્યું છે. (विपरिवर्तते).

(૧૧) મૂઢ (મોહિત) પુરૂષો જ મને માનુષી શરીરવાળો (થએલો) સમજે છે. (તેઓ બાપડા) ભૂતોના મહેશ્વર રૂપ મારા પરમ (આદિ) ભાવને જાણતા નથી. (૧૨) એ વિહ્‌વલ ચિત્તવાળા (અજ્ઞાની–મૂઢો) રાક્ષસી અને આસુરી એવી મોહિની રૂપ પ્રકૃતિના આશ્રિતો નિષ્ફળ આશાવાળા, નિષ્ફળ કર્મોવાળા, અને નિષ્ફળ જ્ઞાનવાળા (થાય) છે.

(૧૩) પણ, હે પાર્થ, દૈવી પ્રકૃતિના આશ્રિત મહાત્માઓ મને ભૂતોના મૂળ અવ્યયરૂપે ઓળખીને અનન્યચિત્તે ભજી(સેવી) રહે છે.(૧૪) એવા ભક્તિએ નિત્યયુક્ત (ભ-

---

consciousness of the not-self cannot be made intelligible unless they are both referred back to that which is deeper and more comprehensive than either, the consciousness of God." Vol. 2. Evo. Theo. By, E. Caird.

(૯) સર. ગી. ૪. ૧૪. જુવો. શ્વેતા. ૧. ૯.

(૧૦) સર. ગી. ૭. (૫–૬); શ્વેતા ૧. ૩. બ્રહ્મચક્રને માટે જુવો. શ્વેતા. ૧. ૪.

વળી સર. વિ. ચૂ. ૨૩૫. જુવો શ્વેતા. ૧. (૧–૩) જ્યોતિ, અને ગી. ૬. (૨૯–૩૧) જ્યોતિ.

(૧૧) સર. ગી. ૭. (૨૪–૨૫), આ શ્લોક પણ ઘણી જ સ્પષ્ટતાથી જગત્‌ની વસ્તુતાએ થતી ઉત્પત્તિની માન્યતાને તિરસ્કારે છે. સર. સર્વો ઉપનિષદ્ ૧.૪. નું માયા સ્વરૂપ.

(૧૨) જુવો ગી. ૭. ૧૫; છાં. ૮. ૮. (૪–૫).

(૧૩) જુવો ગી. ૧૮. ૬૪; સર. શ્વેતા. ૧. ૭.

કતો) સતત મારૂંજ કીર્તન કરતાં, અને પ્રયત્નશીલ (તીવ્ર) દૃઢ વ્રતવાળા મનેજ નમન કરતાં ઉપાસી રહે છે.

(૧૫) વળી બીજા (કેટલાક) જ્ઞાનયજ્ઞવડે પૂજતા (જીજ્ઞાસુઓ), એકત્વ (અભેદ) કે નાનાત્વ (ભેદ)ભાવે, એમ બહુ પ્રકારે સર્વત્ર મુખવાળાને મને ઉપાસે છે. (૧૬) હું જ ક્રતુ (શ્રૌતયજ્ઞ), હું (સ્માર્ત) યજ્ઞ, હું જ સ્વધા (પિતૃયજ્ઞ), હુંજ ધાન્યો, હું જ મંત્ર, હું જ આજ્ય, હું જ અગ્નિ,(અને) હું જ હોમાતું (હવિ) છું. (૧૭) આ જગત્‌નો હું પિતા, માતા, ધાતા (ધારણ કર્તા), (અને) પિતામહ છું. (અને) સમજવા યોગ્ય પવિત્ર ૐકાર, ઋક્, સામ, અને યજુર્વેદ (હું જ)છું. (૧૮) (વળી, સર્વની) ગતિ, ભર્તા, પ્રભુ, સાક્ષી, નિવાસ, શરણ, સુહૃદ્, ઉત્પત્તિ, લય, સ્થિતિ, અને (ભૂતોના) ભંડાર (રૂપ) અવ્યય બીજ–મૂળ (હું જ) છું. (૧૯) અને હું જ

---

(૧૬) ભગવાનની ઉપાસ્ય વિભૂતિઓને અહીંથી ગણાવવામાં આવે છે. સર. કૈવ. ૨. (૧–૫).

(૧૭) ગીતા થઇ ત્યારે અથર્વાંગિરસો વેદની પ્રતિષ્ઠાએ પહોંચ્યા નથી એમ અહીં સ્પષ્ટ અનુમાન થાય છે.

(૧૮) સર. ગી. ૭. ૧૦

(૧૯) સરખાવો. બૃ. ૨. ૩. નું મૂર્તામૂર્ત બ્રાહ્મણ. ત્યાં આકાશ અને વાયુ, એ બે અમૂર્તોને અમર કહ્યાં છે; તે સિવાયનાં ત્રણ મૂર્તો, અગ્નિ, જળ, અને પૃથ્વી તત્વો, અને તેમનાં કાર્યોને મર્ત્ય, એટલે મરણધર્મ વાળાં કહ્યાં છે. પ્રથમનાં બે આકાશ અને વાયુને 'ત્ય' એટલે પરોક્ષે જ અનુભવાય, તેથી 'પ્રત્યક્ષ' અથવા 'સત્' નહીં, એવાં કહ્યાં છે. અને આ મૂર્ત અને અમૂર્ત એ બેય બ્રહ્મનાં જ રૂપો છે, એવો ત્યાં શ્રુતિનો બોધ છે. ગીતાના આ શ્લોકમાં એજ શ્રુતિનો સાર પ્રકટ કર્યો છે, એમ સ્પષ્ટ સમજાય છે. અહીં ભગવાન પોતાનું જગત-કારણ સ્વરૂપ પ્રકટ કરે છે; પરમાત્મ સ્વરૂપ નહીં. જો કે જગત્‌કારણ સ્વરૂપમાં તેના અધિષ્ઠાનરૂપે તો પોતાનું પરમાત્મ સ્વરૂપ જ સ્થાપિત થાય છે. વળી જુવો. ગી. ૧૩. ૧૩. જ્યોતિ. ત્યાં જ્ઞેયમાત્ર ભૂત પ્રપંચને 'સદ-

(સૂર્યરૂપે) તપું છું, હું વર્ષાદના જળને (ઉંચે)ખેંચું છુ, અને પાછું (નીચે) છોડું છું. (અને) અમૃત તેમજ મૃત્યુ, અને હે અર્જુન, સદ્ તેમજ અસત્ (सदसत्) હું જ છું. (૨૦) ત્રણે (વેદ) જાણનારા,સોમપાન કરનારા, (એવા) પાપ ધોએલા (યાજ્ઞિકો) યજ્ઞોથી મને પૂજીને સ્વર્ગની ગતિને યાચે છે. તેઓ પુણ્ય સુરેન્દ્રના (દેવ)લોકને પામીને ત્યાં સ્વર્ગમાં દેવોના ભોગને ભોગવે છે. (૨૧) તેઓ તે વિશાળ સ્વર્ગ લોકને ભોગવીને પુણ્યક્ષીણ થતાં મર્ત્યલોકમાં પેસે છે. આ પ્રમાણે ત્રણે (વેદોમાંના) ધર્મોને સેવનારા કામભોગની ઇચ્છાવાળા જાવ આવ કરે છે.

(૨૨) જે જનો અનન્ય ચિંતન કરતાં મનેજ સર્વત્ર સેવી રહ્યા છે, તેવા નિત્ય મારામાં જ યુક્ત યોગીઓનું યોગક્ષેમ હું જાળવું છું. (૨૩) વળી જે અન્ય દેવતાના ભક્તો શ્રદ્ધા-

---

સત્' કહ્યું છે. સદ્ અને અસદ્ શબ્દોમાં, સદ્‌ને 'ચિત્ત'રૂપે લેતાં અસદ્‌ને તેથી વિલક્ષણ એવું માયિક જડ–દશ્ય ગણીને સંસારના પ્રપંચ દર્શનને 'સદ સદ્' રૂપે ઓળખતાં, અધિષ્ટાનાત્મક અવ્યક્ત, કેવળ ચિદ્રુપ પરમાત્મ સ્વરૂપ તે 'સદ્' છે: અને એની શક્તિએ અને તેના આશ્રયે થતું તેનુંજ માયિક વિકારાત્મક જગતદર્શન તે,તેથી, 'અસદ્' એમ કહ્યું છે. એમ જગતને અથવા 'જ્ઞેય' માત્રને સદસદ્‌રૂપે અહીં વર્ણવ્યું છે.

વળી જુવો શ્વેતા. ૧. (૧–૩) જ્યોતિ.

(૨૧) સર. બૃ. ૬. ૨. ૧૬; બૃ. ૪. ૪. ૬; ગી. ૨. ૪૫.

(૨૨) સર. ગી. ૭. (૨૦ થી ૨૩). દેવાદિ સર્વ કાર્યાત્મક જગત્‌ના અધિષ્ટાન રૂપે હું જ પ્રેરક છું, એમ હું જ એ સર્વનો આત્મા છું, એટલે તેઓ ખરી રીતે મને જ ભજે છે. છતાં, તે ભજનારાની દષ્ટિ અનુસાર જ ઉપાસનાનું ફળ છે, તેથી તેવો ભક્ત દેવતાનું જ ધ્યેય રાખીને એને ભજે છે, તેથી એ દેવતાને જ પામે છે, મને નહીં. એનું તત્વદષ્ટિનું અજ્ઞાન જ્યારે આવી ઉપાસનાથી ધીમે ધીમે ખસે છે, ત્યારે જ્ઞાનનો ઉદય થતાં તે મારોજ પરમ ભક્ત થઇને મનેજ–મારા પરમ ધામને પામે છે.

યુક્ત થઇને ભજે છે, તે પણ હે કૌંતેય, મનેજ ભજે છે, (પણ) તે વિધિ પૂર્વક નહીં. (૨૪) કારણ કે, સર્વ યજ્ઞ(કર્મો) નો ભોક્તા અને પ્રભુ(નિયંતા)તો હું જ છું; પણ તેઓ મને તત્વે કરીને ઓળખતા નથી; તેથી, તે (બાપડા) ખશી પડે છે. (૨૫) દેવોના વ્રતધારી (પુરૂષો) દેવોને પામેછે, અને પિતૃવ્રતવાળા પિતૃઓને પામે છે; ભૂતોના પૂજારી ભૂતોને પામે છે,અને મને પૂજનારા પણ મને પામે છે.

(૨૬) જે પુરૂષ ભક્તિએ કરીને મને પત્ર, પુષ્પ, ફલ, કે જળ, અર્પણ કરે છે, તેવું ભક્તિએ આણેલું તે સંયમિત ચિત્તવાળા (ઉપાસક)નું હું ભોગવું છું. (૨૭) તું જે કરે, જે ભોગવું, જે હોમું, જેનું દાન કરે, કે જે તપ કરે, તે હે કૌંતેય, મનેજ અર્પણ કરતો જા. (૨૮) એમ(કરીને)જ કર્મનાં બંધનવાળા શુભ કે અશુભ ફળોથી તું છુટી જઈશ; અને (સંકલ્પના) સન્યાસવાળા યોગમાં જોડાયલો તું (અશુભથી) મુક્ત થઇને મનેજ પામીશ.

(૨૯) સર્વ ભૂતોમાં હું સમ (સમાન) ભાવે રહ્યો છું, (તેથી) મને કોઇ પ્રિય કે અપ્રિય નથી; પણ જેઓ મનેજ ભકિતથી સેવે છે,તેઓ મારામાં છે; અને હું પણ તેમનામાંજ (તાદાત્મ્ય ભાવે) રહું છું.

---

(૨૪) જુવો. શ્વેતા. ૧. ૧૨.

(૨૫)મહાભારત શાંતિ. ૩૫૨–૩માં **यस्मिन्यस्मिंश्च विषये यो यो- याति विनिश्चयम् । स तमेवाअभिजानाति नान्यं भरतसत्तम.** " જે જે પુરૂષ જે વિષયમાં જે નિશ્ચયને પ્રાપ્ત થાય છે, તેને અનુરૂપજ તે જ્ઞાન પ્રાપ્તિ કરે છે, બીજાને અનુરૂપ નહીં; એમ ત્યાં કહ્યું છે.

(૨૬) બીજાઓનું આણેલું તો બીજા દેવતાઓ જ ભોગવે છે. જુવો ગીતા. ૯. ૨૫.

(૨૭) સર. ગી. ૪. ૨૪.

(૨૮) જુવો. ઈશા. ૧. ૨. ગી. ૬. ૩.

(૨૯) સર. ગી. ૬. (૩૧–૩૨). આ ગતિ શ્લોક ૨૪–૨૫ માં બતાવેલા નિયમ પ્રમાણેજ થાય છે, એમ ભગવાનનો બોધ છે. અહીં, વળી ભક્તિનો અર્થ પણ કરી બતાવ્યો છે.

(૩૦) કદિ કોઇ દુરાચારી (કહેવાતો) મને (આમ) અનન્યભાવે ભજે, તો તેને સાધુ જ માનવો, કારણ કે, (હવે) એ બરાબર લક્ષ્યે લાગ્યો છે. (૩૧) એવો એ થોડીજ વારમાં ધર્માત્મા થાય છે, અને નિત્ય શાન્તિને પામે છે; કારણ કે હે કૌંતેય, તું નક્કી જાણજે, કે મારો (ખરો) ભક્ત નાશ પામતો નથી. (૩૨) કારણ કે, મારો આશ્રય કરીને, હે પાર્થ, પાપયોનિ હોય તે પણ, તેમજ સ્ત્રિયો, વૈશ્યો અને શૂદ્રો પણ પરમગતિને પામે છે. (૩૩) તો પછી, પુણ્ય બ્રાહ્મણો, કે ભક્ત રાજર્ષિઓની તો વાત જ શી! (તેથી) તું

---

(૩૦) જે માણસ ખરેખરો દુરાચારી જ હોય, જેનું મન એવા પાપમાં જ પ્રવર્તતું હોય, તે તો આત્માને અનન્યભાવે ભજી શકતો જ નથી. એટલે જ્યાં એ ખરેખરો આત્માનો ભક્ત હોય ત્યાં, એનો દુરાચાર કદિ દેખાય, તો તેવો દેખાવ પણ ઉપર ચોટીયો જ, અથવા અમુક અનિવાર્ય સંયોગોને અંગે જ થયો હોવો જોઇએ. એવા પ્રસંગ જતાં, રહેતાં જ્યાં એનું ચિત્ત નિત્ય આત્મામાં જ ઠરી રહ્યું છે ત્યાંજ, એની પ્રવૃતિ પાછી નિશ્ચળ ઠરી રહે છે. તેથી જ ભગવાન કહે છે કે એવો એ થોડી જ વારમાં ધર્માત્મા થાય છે.

આવે પ્રસંગે વ્યવહારમાં પ્રશ્ન માત્ર એટલો જ રહે છે, કે પરમાત્માને એ અનન્ય ભાવે ખરેખરો ભક્ત છે કે નહીં. જ્યાં તે એવો હોય, ત્યાં એનું દેખીતું વર્તન સ્વાભાવિક નહીં હોઈ માત્ર પ્રસંગાનુસાર જ છે, તેથી તેની ઉપેક્ષા કરી લેવી. જ્યાં એનું અધર્મ-વર્તન સ્વાભાવિક સમજાય, ત્યાં એનો આત્મભાવ જૂઠો અને કપટી જ સમજવો.

(૩૩) અહીં કરેલો ઉપદેશ મૂળની તત્વદૃષ્ટિની ધ્વનિવાળો છે કેવળ અજ્ઞાનના આવરણે જ અર્જુનનો જીવભાવ પરમાત્માથી જૂદો પડયો છે, અને તેમ જૂદો પડતાં, તે આવા દુઃખી લોકને પામ્યો છે, અને તેથી કઠ. ૩. ૧. માં, અને મું. ૩. ૧. ૧. માં કહ્યા પ્રમાણે તે ભોક્તા થઇને શોચ્યા જ કરે છે. તેથી જ્ઞાને કરીને તારા એવો

આ અનિત્ય, અને દુઃખી લોકને પામ્યા પછી (પાછો) મને જ ભજ. (૩૪) મારામય મનવાળો થા. મારો ભક્ત, મારો પૂજક થઇ મનેજ નમસ્કાર કર. આ પ્રમાણે આત્માને યોગમાં જોડીને મત્પરાયણ થએલો તું મનેજ પામીશ.

(રાજવિદ્યારાજગુહ્યયોગ નામના નવમા અધ્યાયનું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત.)

---

જ્ઞાનનો નાશ થતાં તું મારામાં જ ભળી જઇ, મારો યોગીભક્ત થઈને મને જ ભજ, એટલે તું મારા સ્વરૂપે થતાં સદા પરમ આનંદને જ પામીશ, એમ કૃષ્ણનો ઉપદેશ છે. સર. શ્વેતા. (૮–૯). તારો વિષયાસક્તિવાળો અશુભાવ કાઢી નાખતાં વિશુદ્ધ એવા તારા–મારા સ્વભાવમાંજ તું ભળીશ. જુવો અ. ૬ થી ૬. સર. ગીતા. ૫. (૧૬–૧૭.); ગી. ૧૮. ૬૫.

(યોગીની રાજ્યવિદ્યાની 'જ્યોતિ' સમાપ્ત.)

# અધ્યાય ૧૦

## (અધ્યાત્મવિભૂતિ)

(૧) (ભગવાન૦) વળી, હે મહાબાહો, આ મારૂં પરમ (શ્રેષ્ઠ) વચન તું સાંભળ. તું મને પ્રિય છું, તેથી તને હિત (કરવા)ની ઇચ્છાએ હું તે કહું છું. (૨) મારા પ્રભવ(ઉત્પત્તિ) ને સુરગણો તેમજ મહર્ષિઓય જાણતા નથી. કારણ કે, હું સર્વ રીતે દેવો અને મહર્ષિઓનું મૂળ (આદિકારણ) છું. (૩) મને જે અજ અને અનાદિ એવા લોકના મહેશ્વરરૂપે ઓળખે

---

(૧) ગીતા.૭.(૫-૬) અને ૯.(૭-૮)માં ભગવાને સર્વે ભૂતોની ઉત્પત્તિ પોતાની પ્રેરણાથી પરા અને અપરા પ્રકૃતિના આશ્રયે થતી બતાવી છે, અને પ્રત્યેક કલ્પે આવી પ્રકૃતિનો આશ્રય કરીને જગતની ઉત્પત્તિ બ્રહ્માનો દિવસ થતાં અવ્યક્તમાંથી થાય છે, અને રાત્રિએ તેમાંજ પાછી શમાય છે, એમ ગી. ૯. (૭-૧૦)માં કહ્યું છે. આવી નામ રૂપાત્મક સર્વ સૃષ્ટિનો વિસ્તાર ઈશ્વરનાં જ રૂપો છે. જુવો ગી. ૧૧. ૫. છતાં, જેમાં એનો પ્રભાવ પૂર જોસમાં પ્રકટી રહ્યો છે, તેવીજ **વિભૂતિ**યો ધ્યાનાર્થે સેવવાયોગ્ય હોવાથી મુખ્યત્વે એવાંજ રૂપોને ભગવાન અહીં ગણી બતાવે છે.

હવે આ પ્રમાણે થતી પ્રવૃત્તિ, અથવા અધ્યાત્મની વિભૂતિઓને ભગવાન આ અધ્યાયમાં અર્જુનને ઉપાસનાને અર્થે કહી બતાવે છે. અધ્યાત્મનો અર્થ "સ્વ-ભાવ" એવો ગીતા ૮. ૩. માં ભગવાને પોતે જ કહ્યો છે. અને અહીં જે વિભૂતિયો ગણાવી છે, તે વિભૂતિ પ્રત્યેક વર્ગમાં (Species)ના સ્વભાવ-આત્મતત્વની પ્રકાશક છે, તેથી તે અધ્યાત્મની એટલે તેમાં અહંભાવે પ્રકટતા મહદાત્માનીજ, એ વિશેષ ભૂતિયો અથવા વિભૂતિયો કહેવાય છે. કોઈ વર્ગમાં ભગવાનનું દર્શન કરવું હોય તો તેની વિભૂતિનું જ જ્ઞાન મેળવવું, તેને જ ભજવી; તો તે વર્ગના ઐશ્વર્યનું, મહિમાનું, તેના તેજનું, અને તેના સૌંદર્યનું પણ દર્શન થશે. એજ તેમાં પ્રકટતા ભવ્ય અને દિવ્ય મહદાત્મનનું દર્શન છે. જુવો ગી. ૯. ૪૧. વળી બૃ. ૬. ૧. ૧ જ્યોતિ; બૃ. ૧. ૩ (બ્રાહ્મણ); છાં. ૫. ૧. ખંડ.

(૨) સર. તૈત્તિ ૩. ૧૦. ૬; શ્વેતા. ૩. ૪.

છે, તે (માયાથી) મોહિત થયો નથી,(તેથી) મર્ત્યોમાં એવોજ સર્વ પાપોથી મુકત થાય છે.

(૪) બુદ્ધિ, જ્ઞાન, અસંમોહ, ક્ષમા, સત્ય, દમ, શમ, સુખ, દુઃખ, જન્મ, મૃત્યુ, ભય, અને વળી અભય, (૫) અહિંસા, સમતા, સંતોષ, તપ, દાન, યશ, અયશ : એ બધા

---

(૪–૬) આની સાથે સરખાવો પ્રસિદ્ધ માનસ શાસ્ત્રી વીલીયમ જેમ્સનો આત્મા અને તેના વિકારો વિષે લખતાં નીચે પ્રમાણેનો ઉતારો.

"After thirty years of laboratory experience Wundt the founder of 'New Poychology' makes this confession 'I attained an insight into the close union of all these psychic functions, usually seperated by artificial abstractions and names such as, ideation, feeling, will; and I saw the indi visibility and inner homogeneity, in all its phases of the mental life. The chronomatric study of association processes finally showed me, that the notion of distinct mental images was one of those numerous self-deceptions which are no sooner stamped in verbal terms than they forthwith thrust non-existent fictions into the place of the reality. I learned to understand an 'idea' as a process no less melting and fleeting than an act of feeling or of will, and I comprehended the older doctrine of association of ideas to be no longer tenable.

Besides all this experimental observation yielded much other information about, the span of consciousness, the rapidily of certain processes, the exact numerical value of certain psycho-physical data, and the like. But I hold all these more special results to be relatively insignificant bye-products, and by no means the important things."

Philosophische Studiere. Vol. X. Pages.121–125.

ભૂતો(પ્રાણીઓ)ના વિવિધ ભાવો મારામાંથી જ થાય છે. (૬) પૂર્વના સાત મહર્ષિઓ, અને તેજ પ્રમાણે ચાર મનુઓ, મારા માનસિક (મને કલ્પેલાજ) ભાવો થયા હતા, જેમની લોકમાં આ બધી પ્રજાઓ (વિસ્તરી રહી) છે.

(૭) જે મારી આવી વિભૂતિને અને યોગ(માયા)ને તત્વત: જાણે છે, તે નિષ્કંપ (અચળ) યોગે જોડાય છે, એમાં જરાય સંશય નથી. (૮) (કારણ કે) હું સર્વનો પ્રભવ (ઉ-

---

અર્થાત્, "ચૈતન્ય એક અને અદ્વૈતછે; અને તેના વિકારો માત્ર કલ્પિત અને અસત્ છે: અને નામ રૂપ આપતાં જ તે સાચાં જેવા જણાય છે. મારા ૩૦ વર્ષના પ્રયોગ શાળાના અનુભવનું આવું સત્ય નિરિક્ષણ છે."

(૬) આ શ્લોકનો અર્થ રા. તિલક ભાગવતધર્માનુસાર આવો કરે છે. "સાત મહર્ષિયો, પૂર્વના ચાર વ્યૂહો (વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અને અનિરૂદ્ધ" અથવા આત્મા,જીવ, મન અને અહંકાર), અને મનુઓ" અને કારણમાં કહે છે તે "પૂર્વના" શબ્દને મહર્ષિઓ સાથે લેતાં તેમની સંખ્યા સાત નથી, અને તેમને મનુઓની સાથે લેતાં પણ અર્થ બેસતો નથી, અને મહાભારતમાં ભાગવત ધર્મની પ્રથા શાન્તિપર્વમાં સ્વીકારી છે, તેમાં પૂર્વના વ્યૂહોની ચારની સંખ્યાની સાથે અર્થ ઘટે છે.

ચૌદ મન્વંતરો છે. એક અને બીજા મનુની વચ્ચેનું અંતર તે એક મન્વંતર કહેવાય છે. દિવસનો અને રાત્રિનો જૂદો જૂદો મનુ હોય છે, એટલે બ્રહ્માના આખા દિવસમાં બે મન્વંતરો આવે છે. વૈવસ્વત મન્વંતર તે સાતમો છે, એટલે, બ્રહ્માના ચોથા દિવસનો એ મનુ છે.

અમને આ અર્થ ખેંચીને કરેલો લાગે છે, તેથી શંકરનો સરળ અર્થ જ અમે સ્વીકાર્યો છે. ભગવાનના સત્ય સંકલ્પથી ઉઠેલા માયિક ભાવો તેજ અજ્ઞાની જીવને ઇન્દ્રિયો દ્વારા જણાતી વ્યાવહારિક સૃષ્ટિ છે. અજ્ઞાનનું આવરણ ચીરાતાં માયાતંત્ર ઉડી જાય છે.

(૭-૧૦) નિશ્ચળ યોગની સિદ્ધિ કેવી કઠણ છે, તે ગી. ૬.

ત્પત્તિ કારણ) છું, (એટલે મારાથીજ આ સર્વ પ્રવર્તે છે એમ માનીને બુદ્ધિમાનો ભાવયુક્ત મને જ ભજે છે. (૯) મારામાં ચિત્તવાળા અને મારામાં સ્થાપેલા પ્રાણ વાળા, મારોજ પરસ્પર બોધ કરતાં, અને (મારીજ) વાતો કરતાં, રોજ સંતોષને પામે છે, અને આનંદ ભોગવે છે. (૧૦) એવા સતતયુક્ત અને પ્રીતિપૂર્વક ભજતા(પુરૂષો)ને હું એવો (પ્રસિદ્ધ) બુદ્ધિયોગ આપું છું, કે જેનાથી તેઓ મનેજ મળે છે. (૧૧) (એટલે) તેમની અનુકંપ અર્થે આત્મભાવમાં (સાક્ષીરૂપે) ઠરી રહેલો હું અજ્ઞાનજન્ય અંધકારનો તેજસ્વી જ્ઞાનના દીવાથી નાશ કરૂં છું.

(૧૨) (અર્જુન૦) આપ પરબ્રહ્મ છો, પરમધામ છો, પરમ પવિત્ર છો, શાશ્વત પુરૂષ છો, દિવ્ય છો, આદિ દેવ (છો, તેથી) અજ અને વિભુ છો. (૧૩) આપને સર્વે

---

(૨૯–૩૨)ની જ્યોતિમાં સમજ્યા પછી, યોગસાધનાવાળી પરિપક્વ દશાનો ગીતાનો આ ઉપદેશ સમજવો કઠિન નથી.

જુવો. ગી. ૭.(૪–૭); ૫.(૧૪–૧૫).ત્યાં ભગવાન જગતના કેવી રીતે પ્રવર્તક થાય છે, તે સમજાવ્યું છે.

વસ્તુ માત્રનું ખરૂં સ્વરૂપ તે તેના 'સ્વ'ભાવ, અથવા આત્મભાવમાં જ રહ્યું છે. એવો સ્વભાવ તેજખરી વસ્તુ છે, અને તેનો વિશેષ ભાવ તે તો તેની ગુણાત્મક વૃદ્ધિ છે. વસ્તુનો આમ સ્વભાવ અને વિશેષ ભાવ એવા ભાગે વિચાર કરતાં તેનો સ્વભાવ તે કારણાત્મક હોઇને તેને શ્રીકૃષ્ણ પોતાના જ ભાવ રૂપે વર્ણવે છે.અને વિશેષ ભાવ વિકારાત્મક હોઇને તે માયિક અસત્ છે. વિભૂતિઓના આ વિસ્તારને યથાર્થ સમજવાની આજ કુંચી છે. તન્મયતાને માટે જુવો ગીતા. ૫.(૧૬.૧૭).

(૧૧) સર. ગી. ૧૧. ૧૩, કઠ. ૨. ૨૩; મુ. ૩. ૨. ૩.

(૧૨) આ દર્શન કૃષ્ણના અવ્યક્ત તત્વનું છે, એમના ઇશ્વર ભાવે થયેલા વ્યક્ત સ્વરૂપનું નહીં. જુવો ગીતા ૫. ૧૦. ૧૪.

ઋષિઓ અને દેવર્ષિ નારદ, તેમજ અસિત, દેવલ (અને) વ્યાસ (એવાજ) કહે છે; અને તમે પોતે પણ મને એવું જ કહી રહ્યા છો. (૧૪) હે કેશવ, તમે મને જે કહોછો તે સર્વને હું સત્ય જ માનું છું. કારણ કે, હે ભગવન્, દેવો કે દાનવો (તમારી) વ્યક્તિ(પ્રભવ)ને જાણતા નથી. (૧૫) હે પુરૂષોત્તમ, હે ભૂતભાવન, હે ભૂતેશ, હે દેવનાદેવ, હે જગત્પતિ, તમે પોતેજ પોતાને જાણોછો. (૧૬) (તેથી) તમારી જે વિભૂતિઓથી આ લોકને તમે વ્યાપી રહ્યા છો, તે દિવ્ય વિભૂતિઓ(વિશેષ વ્યક્તિઓ)ને પુરેપુરી કહેવા માટે તમેજ યોગ્ય છો. (૧૭) હે યોગિ, (તમારૂં—સદ્‌નું) સદા ચિંતન કરતાં હું તમને કેવા પ્રકારે ઓળખી શકું? અને હે ભગવન્, કેવા કેવા ભાવે મારાથી તમારૂં ચિંતન થઇ શકે, (તે કહો). (૧૮) અને હે જનાર્દન, તમારો પોતાનો (માયા)યોગ અને (તેની) વિભૂતિને વિસ્તાર

---

(૧૪) વ્યક્તિને, એટલે વ્યક્ત થતા માયિક પ્રભાવને, તમારા ઈશ્વર સ્વરૂપને.

(૧૬) આ સર્વ લોક તે ઇશ્વરની વિભૂતિઓનો જ પ્રભવ છે, તેથી તે વિભૂતિઓ જ લોકરૂપ છે. અને તે તમારી જ શકિત છે. તેથી તમે જ તે સમજી શકો, અને બીજાને બરાબર સમજાવી શકો તેમ છે.

(૧૭) જુવો. ગીતા. ૧૦. ૧૨. માં કૃષ્ણનું અવ્યય સ્વરૂપ કહ્યું છે તે. વળી જુવો. ગી. ૭ (૨૪–૨૬). આ વિભૂતિઓના વર્ણનનું પ્રયોજન પણ અહીં સ્પષ્ટ એવું સૂચવ્યું છે કે, પ્રભુની ઉપાસના કરવામાં એ વિભૂતિજ ચિંતનનો વિષય બને છે, તેથી જે વિભૂતિદ્વારા વસ્તુના આત્મરૂપને પહોંચાય, તેવી વિભૂતિને બરાબર સમજવાની જરૂર છે.

(૧૮) યોગ એટલે યોગમાયા-શકિત, અથવા ઐશ્વર્ય. આ યોગમાયાની સમજુત માટે જુવો. ગીતા. ૭. ૨૫. જ્યોતિ. આવી શક્તિએ યુક્ત થએલા સદ્‌નો, પરમાત્માનો, વિભવ અને તેમણે

પૂર્વક મને ફરી કહી બતાવો. કારણ કે, એવા આ (વચન રૂપી) અમૃતને સાંભળતાં મને તૃપ્તિ થતી નથી.

(૧૯) (ભગવાન૦) ઠીક ત્યારે, મારી દિવ્ય વિભૂતિઓને હું તને મુખ્ય મુખ્ય કહી બતાવીશ, (કારણ કે) હે કુરૂશ્રેષ્ઠ, મારા વિસ્તારનો તો અંત નથી.

(૨૦) હે ગુડાકેશ, સર્વે ભૂતોના આશય(હૃદય આશ્રય)માં રહેલો 'આત્મા' હું છું. હું જ ભૂતોનું આદિ, મધ્ય, અને વળી અંત પણ છું.

(૨૧) આદિત્યોમાંનો વિષ્ણુ હું છું,(અને) જ્યોતિઓમાંનો કિરણવાળો સૂર્ય (હું છું), મરૂતોમાંનો મરીચિ હું છું, (અને) નક્ષત્રોમાં શશી હું છું. (૨૨) વેદોમાંનો સામવેદ હું છું, (અને) દેવોમાંનો વાસવ હું છું; અને ઈંદ્રિયોમાંનું મન હું છું, (અને) ભૂતો(પ્રાણીઓ)માંની ચેતના હું છું. (૨૩) રૂદ્રોમાંનો શંકર હું છું, અને યક્ષ અને રાક્ષસોમાંનો વિત્તેશ (કુબેર) હું છું; વસુઓમાંનો પાવક (અગ્નિ)

---

પ્રકૃતિમાં કરેલા પ્રવેશથી થતી ગુણોની વિભૂતિઓનું વિસ્તૃત વર્ણન જુવો છાંદો. ૬. (૨–૩–૪) ખંડોમાં.

(૨૦) ભૂત-કાર્યમાત્રની ઉત્પત્તિ, સ્થિતિ, અને લયના સ્થાન, આશય–કારણમાં રહેલું આત્મતત્વ હું જ છું. જુવો પ્ર. સૂ. ૧. ૨. ૨ જ્યોતિ. સર્વ ભૂતોનું આશય આધારભૂત હૃદય છે, એવું સત્ય પ્રકટ કરતી શ્રુતિ જુવો. બૃ. ૩. ૯ (૨૦ થી ૨૪). આ શ્લોકમાં ભગવાને પાછળ વિવેચન કરેલી વિભૂતિઓના હાર્દનું સ્પષ્ટીકરણ કર્યું છે. પ્રત્યેક વિભૂતિમાંનું તત્વ તે વિભૂતિનું આત્મસ્વરૂપ જ હોઇને તેવા વિશિષ્ટ ગુણ પ્રાકટ્યને પોતાના સ્વરૂપ તરીકે બતાવ્યુંછે.

(૨૨) "ચેતના" એટલે પ્રાણીમાત્રના વ્યવહારમાં પ્રકટ થતું ચેતન, તેમજ જડ ભૂત માત્રના કાર્યકારણ સંઘાતમાં નિત્ય એકજ નિયમે પ્રકટ થતી સમજાતી 'ચિત્'–વૃત્તિ. આ ચૈતન્ય પ્રભાવને ભગવાન પોતાની જ વિભૂતિ કહે છે. તેજ ભગવાનની 'પરા' પ્રકૃતિ છે. ગી. ૭-૫.

હું છું, (અને) શિખરવાળાઓમાંનો મેરૂ હું છું. (૨૪) હે પાર્થ, પુરોહિતોમાંના મુખ્ય બૃહસ્પતિને તું મારા રૂપ જ જાણ. સેનાનીઓમાં સ્કંદ (કાર્તિકસ્વામી) હું છું, અને જળાશયોમાંનો સાગર હું છું. (૨૫) મહર્ષિઓમાંનો ભૃગુ હું છું, (અને) વાણીમાં એક "ૐ" અક્ષર હું છું, યજ્ઞોમાંનો જપયજ્ઞ હું છું; સ્થાવરો (અચળ પર્વતો) માંનો હિમાલય (હું છું). (૨૬) બધાં વૃક્ષોમાંનું અશ્વત્થ વૃક્ષ, અને દેવર્ષિઓમાંનો નારદ (હું છું). ગંધર્વોમાંનો ચિત્રરથ અને સિદ્ધોમાંનો કપિલ મુનિ (હું છું). (૨૭) મને તું અશ્વોમાંનો મંથનમાંથી ઉદ્ભવેલો અમૃત ઉચ્ચૈઃશ્રવસ જાણ;(અને) ગજેન્દ્રોમાંનો ઐરાવત, અને નરોમાંનો નરાધિપ (સમજ). (૨૮) આયુધોમાંનું વજ્ર હું છું, ધેનૂઓમાંની કામધુક્ હું છું, પ્રજાને ઉત્પન્ન કર્તાનો કંદર્પ (કામદેવ) હું છું, સર્પોમાંનો વાસુકિ હું છું. (૨૯) નાગોમાંનો અનંત (શેષનાગ) હું છું, યાદસો • (જલદેવતાઓ)માંનો વરૂણ હું છું, અને પિતૃઓમાંનો અર્યમા હું છું. સંયમ કરનારાઓમાંનો યમ હું છું, દૈત્યોમાંનો પ્રલ્હાદ હું છું. ગણત્રી કરનારઓમાંનો કાળ (સમય) હું છું. અને મૃગોમાંનો મૃગેન્દ્ર હું છું. અને પક્ષીઓમાંનો વૈનતેય (ગરૂડ) હું છું. (૩૧) વેગવાળાઓમાંનો પવન હું છું, (અને) શસ્ત્રધારીઓ(ક્ષત્રિયો)માંનો રામ હું છું. માંછલાંમાંનો મધ્ધર હું છું,(અને) નદીઓમાંની જાન્હવી (ગંગા)હું છું. (૩૨) હે અર્જુન, સૃજેલાંનું આદિ, મધ્ય, અને અંત હું છું.

---

(૨૭) નરોમાં બ્રાહ્મણને નહીં, પણ નરાધિપ ક્ષત્રિયને જ ભગવાન પોતાની વિભૂતિ તરીકે ઓળખાવે છે.

(૩૨) વિદ્યા તો 'અધ્યાત્મ', એટલે પ્રત્યયાત્માના કાર્યાત્મક સ્વભાવની જ હોઈ શકે; પરમાત્માની વિદ્યા સંભવે નહીં. કારણ કે, પરમાત્મા તો નિર્ગુણ છે, તેથી તે બુદ્ધિના ગ્રહણની બહાર છે. પરમા-

વિદ્યાઓમાંની અધ્યાત્મવિદ્યા, (અને) વિવાદ કરનારાઓનો વાદ હું છું. (૩૩) અક્ષરોમાંનો 'અ'કાર હું છું, અને સમાસસમૂહનો દ્વંદ્વ (સમાસ હું છું). અક્ષય(નિત્ય) કાળ હું છું. સર્વત્ર મુખવાળો ધાતા–બ્રહ્મા હું છું. (૩૪) વળી, સર્વને હરનાર મૃત્યુ હું (છું), અને થનારાનો ઉદ્‌ભવ (હું છું). અને સ્ત્રીઓમાંની કીર્તિ, શ્રી, અને વાણી, (તેમજ) સ્મૃતિ, મેધા–બુદ્ધિ, ધૃતિ, અને ક્ષમા (હું છું). (૩૫) તેમજ, સામોનો બૃહત્સામ, (અને) છંદોમાંની ગાયત્રી હું છું. માસોમાંનો માર્ગશીર્ષ માસ હું છું; અને ઋતુઓમાંનો વસંત–કુસુમાકર (હું છું). (૩૬) કપટ કરનારાઓનું દ્યૂત હું છું. (અને) તેજસ્વિઓનું તેજ હું (છું). (વિજયવાનોનો) જય (હું) છું. (વ્યવસાયીઓનો) વ્યવસાય (હું) છું. (અને) સત્વવાળાઓનું સત્વ હું છું. (૩૭) વૃષ્ણીઓ (યાદવો)માંનો વાસુદેવ હું છું, (અને) પાંડવોમાંનો ધનંજય (તું, તે હું જ છું). મુનિયોમાંનો વ્યાસ પણ હું (છું). કવિયોમાંનો ઉશના કવિ (હું છું). (૩૮) શિક્ષા કરનારાઓનો દંડ હું છું. જીતની ઇચ્છાવાળાની નીતિ (હું) છુ; અને ગુહ્યોનું મૌન હું છું. (અને) જ્ઞાનવાળાઓનું જ્ઞાન હું છું. (૩૯) અને વળી, હે અર્જુન, જે સર્વ ભૂતોનું મૂળ બીજ

---

ત્માનો તો જ્ઞાનાનુભવ–યોગ જ બની શકે. તેથી જ ઈશાવાસ્યામાં વિદ્યાને પણ અજ્ઞાનની જોડે જ મુકી છે. આવી અધ્યાત્મવિદ્યાથી પણ, જરૂર, ક્રમે કરીને પરમાત્માનું જ્ઞાન પમાય છે, તેથી વિદ્યાથી અમૃત પમાય છે એમ પણ ત્યાં કહ્યું છે. જુવો ઈશા. ૧૧, ૧૪.

(૩૭) આ 'ઉશના' કવિ શ્રેષ્ઠ ગણાતા હશે તેવે સમયે ગીતા લખાઈ હોવાનું અનુમાન કરી શકાય. પણ આ કવિ ક્યા તે જણાયું નથી.

(૩૮) જીતની ઇચ્છાવાળાને તેની કામનાને સિદ્ધ કરનારી 'નીતિ' જ ખરૂં સાધન છે, એવું ભગવાનનું અહીં સૂચન છે. અનીતિ નહીં.

છે, તે હું (છું). આ ચરાચરભૂતોમાંનું એવું કશુંય નથી, કે જે મારા વિનાનું હોઇ જ શકે. (૪૦) હે પરંતપ, મારી દિવ્ય વિભૂતિઓનો છેડો જ નથી. પણ આટલો વિસ્તાર તો મેં (તને) ઉદ્દેશ (આદેશ) પૂરતો જ કહી બતાવ્યો છે.

(૪૧) જે જે સત્વ (વસ્તુ) વિભૂતિ(ઐશ્વર્ય)વાળું, કે શ્રી(સૌંદર્ય)વાળું, કે ઉર્જીત(ઓજસ્)વાળું, હોય તેને તેને તું મારાજ તેજના અંશથી થએલું સમજ.

(૪૨) અથવા હે અર્જુન, એ બધાયને જાણીને તારે શું કામ છે? આ આખા જગતને માત્ર મારા એક જ અંશે હું વ્યાપીને રહ્યો છું.

(વિભૂતિયોગ નામના દશમા અધ્યાયનું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત.)

---

(૪૨) આવા અંશમાત્રથી વ્યાપી રહેલા બ્રહ્મને માટે જુવો બ્ર. સૂ. ૨. ૧. (૨૬-૨૬).

## અધ્યાય ૧૧ મો.
### (પ્રભુપ્રસાદે વિશ્વદર્શન)

૧ (અર્જુન૦) મારા અનુગ્રહાર્થે પરમ ગુહ્ય એવું "અધ્યાત્મ" નામનું જે પ્રવચન (જ્ઞાનબોધ) તમે કહ્યું, તેણે કરીને આ મારો મોહ ગળી ગયો. (૨) કારણ કે, ભૂતોની ઉત્પ-

---

(૧) શાસ્ત્ર નિયમે મનુષ્યની દૃષ્ટિ સદા પરિચ્છિન્ન વસ્તુને જ જોઇ શકે છે. કારણ કે, એની ઇન્દ્રિયો અને મન તેમજ બુદ્ધિ વસ્તુના-સ્વરૂપને એના એવા પરિછિન્ન રૂપમાંજ જોઈ શકે એવી એમની ઘટના છે. એટલે એમનાથી અપરિછિન્ન અને અનંત એવું અધિષ્ઠાનાત્મક વિશ્વસ્વરૂપ સમગ્રતાએ દેખી, અનુભવી, કે કલ્પી નાજ શકાય. એવાને જોવા માટે તો જીવભાવ ઇશ્વર ભાવમાં પરિણામ પામવા જ જોઇએ. તો જ એને, અનંતને, જોવા માટે વિશ્વદૃષ્ટિ આવી શકે, એવો શાસ્ત્ર સંશોધકોને જણાયલો ઈશ્વરી નિયમ છે.

તેથી આવી શાસ્ત્રમર્યાદાના સત્યને સ્વીકારીને જ ભગવાન અર્જુનને શ્લોક ૭-૮ માં કહે છે કે, હે અર્જુન તારી ઇચ્છામાં આવે તેવા સ્વરૂપને તું બુદ્ધિમાં પ્રકટ કરીને વિશ્વસ્વરૂપમાં જોઇ લે, પણ તું આ તારી ચર્મ ચક્ષુએ મારૂં એવું સમગ્ર વિશ્વનું એક સ્વરૂપ એકી વખતે નહીં જ જોઈ શકું. ઉભો રહે, એવી દિવ્યશકિત તો હું તને મારી પ્રસન્નતાએજ આપી શકુંછું. અર્થાત મારા-પ્રભુના-ઈશ્વરના પ્રસાદરૂપી કૃપાએ પ્રથમ તું મારા જ ભાવને પામ, અને એવો યોગસિદ્ધ યોગીશ્વર થતાં તું વિશ્વદૃષ્ટિને પામી શકીશ. આવી યોગીની પરમ સ્થિતિ પ્રાપ્ત કર્યા વગર એવું વિશ્વદર્શન અશક્ય છે. અને એવી સ્થિતિ તો પ્રસન્ન થઇને આત્મા પોતે જ પોતાને આપે તો મળે છે, તેથી લે, હું સર્વેશ્વર પરમાત્મા તે દૃષ્ટિ તને આ આપું છું, એમ ભગવાન ૮ મા શ્લોકમાં કહીને, અર્જુનને પોતાનું વિશ્વસ્પરૂપ બતાવે છે. આત્માની કામનાનો ઉપરામ તેજ તેનો 'પ્રસાદ'; એવી પ્રસન્નતા વિના એવું દર્શન નહીં જ બને, એમ શ્રુતિ પણ કહે છે. જુવો કઠ. ૨. ૧૩. આદિ. વળી સર. છાંદો. ૮. (૨-૩) ખંડો. ગીતા. ૨. ૬૪.

ત્તિ અને લય, હે કમલપત્રાક્ષ, મેં તમારી જ પાસેથી વિસ્તારથી સાંભળ્યાં, અને વળી તમારૂં અવ્યય એવું મહાત્મ્ય પણ (મેં સાંભળ્યું). (૩) હે પરમેશ્વર, આ તમે પોતાને જેવા વર્ણવ્યા તેવા જ (તમે) છો. (પણ) હે પુરૂષોત્તમ, તમારા એ ઐશ્વર રૂપને જોવાને (અનુભવવાને) હું ઇચ્છું છું. (૪) હે પ્રભુ, જો એવા (સ્વરૂપ)ને મારાથી જોવું (અનુભવવું) શકય છે એમ તમે માનતા હો તો, હે યોગેશ્વર, મને એવા (તમારા) અવ્યય 'સ્વ'રૂપને (आत्मानं)દેખાડો.

(૫) (ભગવાન૦) હે પાર્થ, આ સેંકડો અને હજારો મારાં રૂપોને તું જો. તે વિવિધ પ્રકારનાં, દિવ્ય, અને નાના પ્રકારના રંગ અને આકૃતિવાળાં છે. (૬) આ (બાર) આદિત્યોને, (આઠ) વસુઓને, (અગીઆર) રૂદ્રોને, (બે) અશ્વિનિકુમારોને, તેમજ (ઓગણપચાસ) મરૂતોને જો. હે ભારત, પૂર્વે નહીં જોએલાં, (તેથી) આશ્ચર્ય જેવાં, •આ અનેક(રૂપો)ને તું જો(અનુભવ). (૭) હે ગુડાકેશ, આ

---

(૩) અહીં સુધી, એટલે આગલા દશ અધ્યાયોમાં, ભગવાને જ્યાં પોતાના સ્વરૂપનું વર્ણન કર્યું છે, તે કૃષ્ણદેહનું નહીં. પરંતુ ત્યાં એમના ઐશ્વર સ્વરૂપને જ વર્ણવ્યું છે, અને અર્જુન પણ તેને એવુંજ સમજ્યો છે, તે આ શ્લોકમાંથીય સ્પષ્ટ સમજાય છે. કારણ કે, અર્જુન કૃષ્ણના દેહને તો જોઈ જ રહ્યો હતો. એટલે જો એવાજ દેહનું કૃષ્ણે જ્ઞાન કર્યું હોત, તો બીજા 'સ્વ'રૂપને જોવાની યાચના અર્જુન ના જ કરત. પણ એમણે સમજાવેલા એવા ઐશ્વર સ્વરૂપને જોવાની એને સ્વાભાવિક ઇચ્છા થતાં, અને તે તો આ કૃષ્ણદેહ દેખતો હતો તે ન હતો માટે, અર્જુન અહીં તેવા નહીં દેખાતા સ્વરૂપને જોવાની પ્રાર્થના કરી રહ્યો છે.

(૫) જગતમાં પ્રકટ થતાં તમામ નામ રૂપોનો વિસ્તાર જે કાર્ય રૂપે પ્રસરી રહ્યો છે, તે સર્વ મારાં જ રૂપો છે, એમ ભગવાન કહે છે. જુવો ગીતા. ૧૦. ૧. જ્યોતિ.

(૬) સર બૃ. ૩ ૨. ૨.

મારા (વિરાટ્) દેહમાં એકઠા થએલા આખા સચરાચર જગતને, અને વળી તારે જે જોવાની ઇચ્છા હોય તે(સર્વ)ને અત્યારે જોઇ લે. (૮) પણ, તું આ તારી પોતાની (ચર્મ)ચક્ષુએજ મને જોઇ શકીશ નહીં, (તેથી) હું તને આ દિવ્યચક્ષુ (બુદ્ધિ–દૃષ્ટિ) આપું છું. (હવે) મારા ઐશ્વર યોગ(માયા)ને તું જો, અનુભવ.

(૯) (સંજય૦) એમ કહીને પછી હે રાજન્, મહા યોગેશ્વર હરિ પાર્થને પોતાનું પરમ ઐશ્વર સ્વરૂપ દેખાડવા લાગ્યા. (૧૦) તે (સ્વરૂપ) અનેક મુખ અને નયનવાળું (હતું), અનેક અદ્ભુત દેખાવવાળું (હતું), અનેક દિવ્ય આભરણોવાળું, (અને) અનેક ઉગામેલાં દિવ્ય આયુધવાળું, હતું. (૧૧) (વળી) તે દેવ દિવ્યમાળાઓ અને વસ્ત્રોને ધારણ કરેલા એવા હતા, દિવ્યગંધોના લેપ કરેલા હતા, અને સર્વ આશ્ચર્યમય, અનંત, અને સર્વે દિશાઓમાં મુખવાળા હતા. (૧૨) એ મહાત્મનની કાન્તિ તો એવી હતી કે,

(૮) સર. ગી. ૯. ૫. ભગવાન પ્રસન્ન થઇને પોતાના જ્ઞાન–બુદ્ધિદૃષ્ટિરૂપી દિવ્યચક્ષુ આપે નહીં, તો અર્જુને દીઠું તેવું વિશ્વદર્શન તેને નહીં જ થાત. તેથી ચર્મચક્ષુએ જ થતું એવું આ દર્શન નથી. આત્મા પોતે પોતાના જ પ્રસાદથી પ્રકટ થાય છે, તેથી તેને સ્વયંપ્રકાશ કહે છે. સર. કઠ. ૨. ૨૩; મું. ૩. ૨. ૩, શ્વેતા. ૧. ૬; ગી. ૫. ૧૬, ગી. ૧૦. ૧૧; ગી. ૧૮. ૬૨. ભગવાન અર્જુનને તેથીજ દિવ્યચક્ષુ આપીને પોતાની યોગમાયાવાળું વિશ્વદર્શન કરાવેછે. શિષ્ય કે ભક્તની બુદ્ધિને સંમોહમાં નાખી, તેને પોતાનેજ વશ વર્તાવતાં, પોતાની બુદ્ધિની દૃષ્ટિનું સ્વેચ્છા દર્શન કરાવતી ગુરૂની મેસમેરીઝમની શક્તિ તો લોકમાં અત્યારેય પ્રસિદ્ધ છે; અને તેના અનેક પ્રયોગો વારંવાર કરવામાં આવે છે. મનુષ્યના દૃઢ સંકલ્પવાળી બુદ્ધિમાં આવી શક્તિનો વિદ્વાનોએ સ્વીકાર જ કર્યો છે.

(૧૨) "મહાત્મન્" એટલે મહદ્ આત્મા, અથવા વ્યક્તબ્રહ્મ, જે પ્રાણરૂપે જગતમાં સર્વત્ર વ્યાપી રહીને તેને નિયમમાં દોરી રહ્યો

જો આકાશમાં સહસ્ર સૂર્યોની પ્રભા એકી વખતે પ્રકટ થાય તો જ, તે કાંઇક એના જેવી થાય. (૧૩) અનેક પ્રકારે વિભક્ત (જૂદુ જૂદુ) થએલું આ આખું જગત્ ત્યાં દેવોના-ય દેવના એ શરીરમાં ત્યારે પાંડવે એકઠું થએલું દીઠું–અનુભવ્યું. (૧૪) (એટલે) પછી એ વિસ્મય પામેલો અને (તેથી) ખડાં થએલાં રોમાંચવાળો ધનંજય એવા દેવને માથુ નમાવીને પ્રણામ કરી, હાથ જોડીને કહેવા લાગ્યો કે:

(૧૫) (અર્જુન૦) હે દેવ, તમારા આ દેહમાં સર્વે દેવોને તેમજ ભૂતોના આ વિવિધ સંઘોને હું જોઉં છું. કમલાસને બેઠેલા બ્રહ્માને અને સર્વે ઋષિઓને, તેમજ દિવ્ય સર્પોને (હું જોઉંછું). (૧૭) હે અનેક બાહુ, ઉદર, મુખ, અને નેત્રવાળા દેવ, હું તમને સર્વત્ર અનંત-રૂપે જોઉંછું. હે વિશ્વેશ્વર, હું તમારો છેડો, કે મધ્ય, કે શરૂઆત, જોઇ જ શકતો નથી. (૧૭) તમને હું મુકુટવાળા, ગદાવાળા, અને ચક્રવાળા, બધેય દેદીપ્યમાન તેજના પુંજ-રૂપ (તેથી) નિરખવા મુશ્કેલ એવા, અને ચારે તરફ સળગેલા અગ્નિ કે સૂર્યની જ્યોતરૂપ, (ઇન્દ્રિયોથી) માપી (જાણી)

---

છે. તેવો એ પ્રથમજન્મ, સર્વદેવતા, હિરણ્યગર્ભ, ઇશ્વર, પ્રાજ્ઞ, કે પ્રાણ એવાં અનેક નામોથી ઓળખાય છે.

(૧૩) ભગવાનની કૃપાને માટે જુવો. ગી. ૧૦. ૧૧. અજ્ઞાનનો નાશ થતાં જ્ઞાનનાં પ્રકાશનું પ્રકટતું સ્વરૂપ જુવો. ગી. ૧૮. ૨૦. દેવોનોય દેવ તે મહદાત્મા, અથવા વ્યકૃતબ્રહ્મ, ઇશ્વર, હિરણ્યગર્ભ.

(૧૫–૧૮) આ શ્લોકોમાં ઇશ્વરનું જગત્ પાલક સ્વરૂપ પ્રકટ થયું છે. એવા જગત્ પોષક વિષ્ણુનો ભાવ આનંદજનક છે, મોહક છે.

(૧૭) જુવો. ગી. ૧૧. ૪૫. ત્યાં અર્જુન જે પહેલાંનું સ્વરૂપ પુનઃ જોવા-ને યાચના કરે છે, તે આઅહીં બતાવ્યું છે તેજ છે. જુવો. ગી. ૨. ૨૫ જ્યોતિ...

શકાય નહીં એવા જોઉંછું. (૧૮) તમેજ પરમ અક્ષર છો, (તેથી) જાણવા યોગ્ય છો. આ વિશ્વના તમે પરમ નિધાન—આધાર છો, તમે અવ્યય છો, નિત્યધર્મના રક્ષક છો. (તમે) સનાતન પુરૂષ છો, એમ જ હું માનું છું.

(૧૯)આદિ, મધ્ય, અને અંત રહિત, અનંતવીર્યવાન, અનંતબાહુવાળા, અને સૂર્યચંદ્રરૂપી નેત્રવાળા, અને પોતાના તેજથી આખા વિશ્વને તપવતા તમને હું જોઉં છું. (૨૦) કારણ કે, સ્વર્ગ અને પૃથ્વીની વચ્ચેનું અંતરિક્ષ તેમજ બધી દિશાઓ તમે એકલાએ વ્યાપ્ત છે, (અને) હે મહાત્મન્ (મહદ્ આત્મન્) તમારૂં આવું ઉગ્ર સ્વરૂપ જોઇને આ ત્રણે લોક થરૂથરી રહ્યું છે! (૨૧) આ સુરગણો (પાછા) તમારામાં જ

---

(૧૮) કાર્યકારણના સંઘાતમાં પ્રકટતા જે નિત્ય નિશ્ચિત નિયમો વડે જગતનું આવું ધારણ થઈ રહ્યું છે, તેમને જ અહીં ધર્મો કહ્યા છે. એવા ધર્મોના પ્રેરક અને રક્ષક જગતના અધિષ્ઠાનાત્મક શકિતયુકત પરમાત્મા તમે જ છો, એમ હું માનું છું.

(૧૯) અહીંથી ઇશ્વરના સંહારકભાવવાળું, અને જગતને ત્રાસદાયક, અને તેથી ભયાનક સ્વરૂપ પ્રકટ થાય છે; અને આ યુદ્ધમાં લડવાને તૈયાર થઈ રહેલા અનેક રાજાઓ આવા સંહારક વિરાટ્ ભગવાનના મુખમાં જ પ્રત્યેક ક્ષણે ધસ્યા જતા દેખાય છે. અર્જુન આવું સ્વરૂપ જોતાં ભયભીત થઇને કંપી રહ્યો છે. અને તે ગળગળો થઈ જઇને શ્લોક ૩૧ માં કહે છે, કે હું તમારા આવા ઉગ્ર સ્વરૂપને સમજી જ શકતો નથી, તેથી તમે પ્રસન્ન થઇને મને તો તમારૂં જગત્ ધારક—પોષક સ્વરૂપ જે તમે પ્રથમ દેખાડયું. હતું તેજ સ્વરૂપ પાછું દેખાડો. અને વળી શ્લોક ૪૫ માં કહે છે કે, હું ગભરાઈ ગયો છું, તેથી હવે મને તે શંખ, ચક્ર અને ગદા વાળુજ ચતુર્ભુજ સ્વરૂપ દેખાડો. જુવો. ગી. ૧૧. ૧૭.

(૨૦) બ્રહ્મના આવા ઉગ્ર સ્વરૂપને જોઇને ત્રણે લોક થરથરી રહ્યું છે. શ્રુતિ પણ એવો જ અનુભવ પ્રકટ કરે છે. જુવો તૈત્તિ. ૨. ૮ ૧. કઠ. ૬. (૨-૩).

પ્રવેશ કરી રહ્યા છે. અને કેટલાક (બ્હીકથી) હાથ જોડીને તમારી સ્તુતિ કરે છે, (અને) મહર્ષિઓ અને સિદ્ધગણો પુષ્કળ સ્તોત્રોથી સ્વસ્તિ! સ્વસ્તિ! એમ બોલતા તમારી સ્તુતિ કરી રહ્યા છે. (૨૨) રૂદ્ર અને આદિત્યો, વસુઓ, સાધ્યો, અને વિશ્વે દેવો, અશ્વિનો, મરૂતો, અને પિતૃઓ; ગંધર્વ, યક્ષ, અસુર, અને સિદ્ધસંઘો; એ બધાય વિસ્મય પામીને જ તમને જોઈ રહ્યા છે. (૨૩) હે મહાબાહો, તમારૂં આ બહુ મુખ અને નેત્રવાળું, બહુ બાહુ, ઉરૂ, અને પાદવાળું, બહુ ઉદરોવાળું, બહુ દાઢોવાળું વિકરાળ રૂપ જોઇને લોકો, તેમજ હું, કંપી રહ્યા છીએ! (૨૪) નભે અડકતા, દેદીપ્યમાન અનેક વર્ણવાળા, ફાડેલાં મુખવાળા, અને જળહળતાં વિશાળ નેત્રોવાળા એવા, તમને જોઇને જરૂર મારો અંતરાત્મા કંપી રહ્યો છે. અને હે વિષ્ણુ, મને ધૈર્ય કે શાન્તિ રહેતી નથી. (૨૫) અને, પ્રલયકાળના અગ્નિ જેવાં દાઢાથી વિકરાળ લાગતાં તમારાં મુખ જોઇને જ મને દિશાઓ સુઝતી નથી, કે કાંઇ ચેન પડતું નથી. હે જગન્નિવાસ! હે દેવેશ! તમે શાન્ત થાવ.

(૨૬) વળી, બીજા રાજાઓના સંઘો સાથે આ બધા ધૃતરાષ્ટ્રના પુત્રો, અને અમારા મુખ્ય યોદ્ધાઓ સહવર્તમાન ભીષ્મ, દ્રોણ, અને પેલો સૂતપુત્ર (કર્ણ), (૨૭) દાઢોથી વિકરાળ લાગતા અને ભયાનક તમારા મુખોમાં વેગથી પેશી રહ્યા છે! અને ચૂરા થઇ ગએલાં માથાં સાથે કેટલાક તો દાંતોની વચ્ચે ગાળાઓમાં વળગી રહેલા દેખાય છે! (૨૮) જેમ નદીઓના મોટા જળપ્રવાહો સમુદ્ર ભણી જ વહ્યા જાય છે તેમજ, આ નરલોકના વીરો તમારા પ્રજ્વ-

(૨૬) 'પેલો' સૂતપુત્ર કર્ણ, એમ કહીને શસ્ત્રવિદ્યાના ચઢેલા એના મિથ્યા ગર્વનું સૂચન કરે છે.

લિત મુખોમાં ધસ્યા જાય છે. (૨૯) પતંગીયાં જેમ મરવા માટે જ લાગતી જ્યોતમાં વધતા જતા વેગથી જઈને પડે છે, તેજ પ્રમાણે,વિનાશાર્થે (આ) બધા લોકો ત્વરાથી તમારા મુખોમાં પેસે છે. (૩૦) હે વિષ્ણુ, ચારે બાજુથી સમગ્ર લોકોને જ્વલંત મુખોએ કોળીયો કરતાં તમે (જીભે) ચાટો છો, (અને) આખા જગતને તેજોથી પૂરીને તમારી ઉગ્ર પ્રભાઓ તેને તપવે છે. (૩૧) આપ આવા ઉગ્રરૂપે કોણ છો, તે મને કહો. હે દેવવર, તમને મારા નમસ્કાર છે; તમે શાન્ત થાવ. આપને આદ્ય (પ્રથમના) રૂપેજ જાણુવા ઇચ્છું છું; કારણ કે, આપની આવી પ્રવૃત્તિને તો હું સમજી શકતો નથી.

---

(૩૦) ઉગ્ર પ્રભા અથવા રશ્મિઓને માટે જુવો ઇશા. ૧૬. આ વિષ્ણુ તે સર્વમાં પ્રવેશી રહેલો પ્રથમજન્મ પ્રાણ, અથવા હિરણ્યગર્ભ–મહત્, છે, જેને છાંદોગ્યમાં સંવર્ગ દેવતા પણ કહ્યો છે.

ભગવાનના અહીં પ્રકટ કરેલા ભયંકર સ્વરૂપમાં વળી જીભેથી ચાટવા રૂપી પ્રીતિનું પણ દર્શન કરાવ્યું છે, તે એમજ સૂચવવા કે, કાર્ય કારણ સંઘાતની ઘટમાળને દોરી રહેલા ઇશ્વરનો પરમ ઉદ્દેશ તો ભૂલા પડેલા જીવાત્માને પોતાના સ્વરૂપમાં જ પાછો વાળવાનો છે. તેથી તેના એવા કાર્ય માત્રને કારણમાં જ પાછું મોકલી કાર્યનો નાશ કરતો નિશ્ચિત નિયમ, આખરે અસત્ વસ્તુમાંથી કદિ સુખ નહીં જ મળે એવો અનુભવ કરાવી, જીવાત્માને સદા આનંદ સ્વરૂપ આત્માના દર્શનનીજ જીજ્ઞાસામાં પ્રેરે છે. જુવો. મું. ૧. ૨. ૧૨. આવો એનો આત્માભિમુખ કરતો જગત્ નિયામક ક્રૂર દેખાતો નિશ્ચિત નિયમ, તેજ તેથી, એની મહત્ કૃપા છે, તેજ એનું ખરૂં પ્રેમ સ્વરૂપ છે. કાર્યાત્મક જગત્ નાશવાનજ છે એવો એનો વિનાશક નિયમ એક દૃષ્ટિએ વિકરાળ, અને અજ્ઞાની જીવોને ભયંકર છે; છતાં, એમાં જ સ્વરૂપાનુસંધાન તરફ થતી એની પ્રવૃત્તિ સિદ્ધ થઇ રહી છે. આવું ઇશ્વરનું સ્વરૂપ ભય અને પ્રીતિએ યુક્ત છે, જેનો આ અધ્યાયમાં સુંદર ચિતાર ભગવાન વ્યાસે અર્જુન મુખે વર્ણવી બતાવ્યો છે.

(૩૨) (ભગવાન૦) લોકનો ક્ષય કરનારો (અને, અત્યારે) વૃદ્ધિને પામેલો હું 'કાળ' છું, અને લોકોનો સંહાર કરવા અહિં પ્રવૃત્ત થયો છું. તારા વિનાય જે આ પ્રત્યેક સેના-ઓમાં આવીને ઉભા છે તે બધા યોદ્ધાઓ (જીવતા) નહીં જ રહે. (૩૩) તેથી તું (યુદ્ધ કરવા) ઉભો થા, શત્રુઓને જીતીને યશને મેળવ, અને સમૃદ્ધિવાન રાજ્યને ભોગવ. આ બધાયને મેં પેહેલેથી જ મારી મૂકેલા છે. હે સવ્ય-સાચિ, તું નિમિત્તમાત્ર થા. (૩૪) દ્રોણ, અને ભીષ્મ, અને જયદ્રથ, અને કર્ણ, તેમજ બીજા પણ મેં મારેલા વીર યોદ્ધા-ઓને તું હણી નાખ. દુઃખી ના થા. તું જ રણસંગ્રામમાં શત્રુઓને જીતીશ.

(૩૫) (સંજય૦) કેશવનું આવું વચન સાંભળીને હાથ જોડી થરૂથરતો કિરીટી (અર્જુન) નમસ્કાર કરીને ગદ્‌ગદ્‌ કંઠે બ્હીતો બ્હીતો આગળ કહેવા લાગ્યો કે :

(૩૬) (અર્જુન૦) હે હૃશીકેશ, તમારાં કીર્તનોથી જગત્‌ હુર્ષ પામી પામીને રમી રહે છે તે યોગ્ય જ છે. રાક્ષસો ભય-ભીત થઇને ચારે દિશાઓમાં નાસે છે, અને સિદ્ધસંઘો બધા (તમને) નમસ્કાર કરે છે (તે યોગ્ય છે). (૩૭) હે મહાત્મન્‌, તેઓ તમને શ્રેષ્ઠને, અને બ્રહ્માનાય આદિ કર્તાને

---

(૩૨) આવા ભયાનક દર્શનનો દૃષ્ટાન્ત જગત્‌ના અન્ય કોઇ સાહિત્યમાંથી ભાગ્યે જ જડશે.

(૩૪) અર્જુને ગીતા. ૨. ૬.માં યુદ્ધના અનિશ્ચિત પરિણામથી પણ નહીં લડવાનો જે વાદ કર્યો હતો, તેને તોડવા યુદ્ધનું પરિણામ અવશ્ય તારા જ લાભમાં આવશે એમ કહીને અર્જુનને ધર્મયુદ્ધમાં ભગવાન અહીં પ્રેરી રહ્યા છે.

(૩૭) જુવો શ્વેતા. ૧. ૧૨, વળી જુવો. ગી. ૪. ૧૩; ગી. ૮. ૩ જ્યોતિ. સદસદ્‌ છે, અને તેનીય પારનાને માટે વળી જુવો.

તે કેમ ના નમે ? હે અનંત ! હે દેવેશ ! હે જગન્નિવાસ ! તમે અક્ષર(બ્રહ્મ)છો, સદસદ્ (છો, અને વળી) તેનીય પારના છો. (૩૮) તમે આદિદેવ છો, તમે પુરાણ પુરુષ છો, તમે આ વિશ્વના પરમ આધાર છો. તમેજ જાણનારા (જ્ઞાતા) છો, જાણવાની વસ્તુ (જ્ઞેય)છો, અને પરમ ધામ છો. હે અનંતરૂપ ! તમેજ આ વિશ્વ વિસ્તાર્યું છે. (૩૯) તમે વાયુ છો, યમ છો, અગ્નિ, વરુણ, શશાંક (ચંદ્રમા) છો, પ્રજાપતિ, અને અને પ્રપિતામહ (અક્ષર) છો. તમને હજારોવાર નમસ્કાર છે. અને વળી પુનઃ પુનઃ તમને નમસ્કાર હો. (૪૦) તમને આગળથી નમસ્કાર છે, તમને પૂઠેથી નમસ્કાર છે. હે સર્વરૂપ ! તમને સર્વેબાજુએથી (નમસ્કાર છે). તમે અનંતવીર્યવાન અને અનહદ પરાક્રમ વાળા છો. તમે સર્વને સમાન (એક સરખા

---

૮. (૨૦–૨૧): સદસદ્ તે જ્ઞેય છે, જુવો ગી. ૧૩. ૧૩. પરંતુ તેનીય પારનું પરમઅક્ષર તો અચિંત્ય હોઈને 'નેતિ' કરીને જ શ્રુતિ પ્રકટ કરે છે. જુવો. બૃ. ૨. ૩. ૬; બૃ. ૩. ૯. ૨૬. આદિ અને કૈવ. ૨. ૫. જગત્ રૂપે બ્રહ્મના વ્યકૃતસ્વરૂપમાં અવ્યકૃત એવા સદ્ અધિષ્ઠાન ઉપર જ માયિક વ્યક્ત કાર્યાત્મક પ્રપંચનું દર્શન થાય છે, એટલે એવા દર્શનમાં સદ્ અને અસદ્ ઉભયનો વિવેકરહિત સામાન્ય પુરૂષનેય અનુભવ થાય છે, છતાં, એ દર્શનને આવા તત્વજ્ઞાનની દૃષ્ટિએ સમજનારાને તો આવું જગત્નું દર્શન વિવેકદૃષ્ટિના ફળે સદસત્ રૂપ સમજાય છે: અને જ્યાં એ અસદ્ દર્શનને કેવળ માયિક ગણી તેનો અનાદર કરે છે, ત્યાં સત્ના કેવળ અવ્યક્ત, નિર્વિકાર, અને અવ્યય સ્વરૂપને પ્રકટ કરતાં તેને "નેતિ", "નેતિ", કહીને સદસત્ની પારનું કહીને વર્ણવે છે; ભગવાનના પ્રસાદથી અર્જુનની વિવેકદૃષ્ટિ અહીં આવી ચોખ્ખી થઈ ગઈ છે. (ગી. ૧૧. ૮).

(૩૮) તમેજ જ્ઞાતા અને જ્ઞેય એ ઉભયના, એટલે કે કાર્યબ્રહ્મનાય અવ્યય અને નિર્ગુણ અધિષ્ઠાનરૂપે પરમ અક્ષર છો. જુવો. ગી. ૮, ૩; ૪. ૧૩. ગૌ. કા. ૩. ૩૩.

ભાવે) વ્યાપી રહ્યા છો, તેથી (તમે) સર્વ છો.

(૪૧)(મારા) તમે મિત્ર છો, એમ માનીને મેં સ્હેજ આમ કહેલું કે, હે કૃષ્ણ ! હે યાદવ ! હે સખા ! તે તમારા આવા મહિમાનો હું અજાણ્યો તેથી જ ભૂલથી, કે વ્હાલથી જ (કહેલું). (૪૨) વળી, જે વિહાર કરતાં, સૂતાં, બેસતાં, કે જમતાં, મશ્કરી કરવા, એકલા કે અન્યની સમક્ષ, તમને અસત્કારેલા હોય તે માટે, હે અચ્યુત, તમે નહીં ઓળખાવ એવાની હું ક્ષમા માગુ છું. (૪૩) આ ચરાચર લોકના તમે પિતા છો, (તેથી) તમે એના પૂજ્ય અને મહાન ગુરૂ છો. આ ત્રણે લોકમાં તમારા સમાન જ કોઈ નથી, તો હે અનુપમ પ્રભાવવાળા, અધિક તો ક્યાંથી જ હોય ? (૪૪) તેથી, હું સાષ્ટાંગ પ્રણામ કરીને તમો પૂજ્ય ઇશ્વરને પ્રસન્ન થવા પ્રાર્થું છું. હે દેવ, પુત્રનો (અપરાધ) જેમ પિતા, કે એક સખાનો જેમ બીજો સખા (ક્ષમા કરે) તેમ, (મને) પ્રિય એવા તમારે (મારા) હિતાર્થે (મારો અપરાધ) ક્ષમા જ કરવો ઘટે.

(૪૫) પૂર્વે નહીં જોએલું એવું આ જોઇને હું હર્ષ પામ્યો છું, વળી ભયથી મારૂં મન ગભરાઇ પણ ગયું છે ! હે દેવ,

---

(૪૨) તમે કોઇથી ઓળખાવ તેવા નથી, તેથી કદિ હું તમારા સ્વરૂપને પહેલાં ઓળખી ના શકયો, તો હું અવશ્ય તમારી ક્ષમાને જ પાત્ર છું. હું સર્વ અજ્ઞાની જીવોની પેઠે તમને નાજ ઓળખું, તેમાં મારો બહુ દોષ નથી. તે દોષ બહુ તો પ્રકૃતિનો કહેવાય; માટે મને ક્ષમા કરો, એવી અર્જુનની પ્રાર્થના છે. આ નહીં ઓળખાય એવું એમનું જે સ્વરૂપ છે, તે અચ્યુત એટલે નિર્વિકાર, અને અસંગ, કે અજ એવું અધિષ્ઠાનાત્મક સદ્‌નું 'નેતિ' સ્વરૂપ છે, તેથી હે અચ્યુત, એમ કરીને એને અહીં સંબોધ્યું છે.

(૪૫) પહેલાંનું સ્વરૂપ જુવો શ્લોક ગીતા. ૧૧. ૧૭ માં. **વિરાટ્ ઇશ્વરનું** ભય તેમજ પ્રીતિએ ભરેલું સ્વરૂપ, ભેદ દૃષ્ટિએ **એના પ્રભાવથી**

હે દેવેશ, હે જગન્નિવાસ, તમે પ્રસન્ન થાઓ. મને તમારૂં એ(પહેલાનું)જ સ્વરૂપ દેખાડો. (૪૬) તમને હું એવા જ મુકુટવાળા, ગદાવાળા અને હાથમાં ચક્ર ધારેલા જોવા ઇચ્છું છું. હે સહસ્રબાહો, હે વિશ્વમૂર્તિ, તમે તેજ (પ્રસિદ્ધ) ચતુર્ભુજ રૂપે થાઓ.

(૪૭) (ભગવાન૦) હે અર્જુન, મેં પ્રસન્ન થઇને તને પોતાના યોગ(માયાશક્તિ)થી જે આવું પરમ રૂપ દેખાડયું, તે તેજોમય (અને) અંત કે આદિ રહિત વિશ્વરૂપ તારા વિના કોઇએ પૂર્વે દીઠેલું નથી. (૪૮) વેદોથી કે યજ્ઞોથી કે અધ્યયનથી, તેમજ દાનથી, કે બીજી કોઇ ક્રિયાઓથી, કે ઉગ્ર તપથી પણ, હે કુરૂપ્રવીર, આ મનુષ્યલોકમાં તારા વિના બીજા કોઇને હું આવા રૂપે દેખાવો શકય નથી. (૪૯) મારૂં આવું ઘોર સ્વરૂપ જોઇને તને વ્યથા ના હો; કે તું વિમૂઢ ના થા. ભય રહિત અને પ્રસન્ન મનવાળો થઇને તું પુનઃ મારૂં તેજ (પ્રસિદ્ધ ચતુર્ભુજ) સ્વરૂપ જોઇ લે.

(૫૦) (સંજય૦) આ પ્રમાણે અર્જુનને કહીને વાસુદેવ પાછા પોતાનું (પૂર્વ) રૂપ દેખાડવા લાગ્યા. અને વળી, પુનઃ સૌમ્ય (સુંદર માનવ) શરીરે થઇને મહાત્મા

---

ભયપ્રદ છે, પણ જોનારો જીવાત્મા સ્વભાવે તેની સાથે અભિન્ન છે, તેથી એવા એના ઐકયભાવે તે પ્રેમથીજ ભરેલું દેખાય છે.

(૪૮) આ મૃનુષ્યલોકમાં, એટલે અવિદ્યાની અવસ્થામાં, મારૂં અધિષ્ઠાનાત્મક અપરિચ્છિન્ન આત્મ દર્શન, પરમાત્માનુસંધાન, તો આત્મજ્ઞાનીને જ થઇ શકે છે, વિદ્વાનને પણ નહીં. કારણ કે, એને થએલા પરિછિન્ન વસ્તુના અનુભવ ઉપર રચાતો એનો તર્ક પરિછિન્નતાની પાર રહેલાનો સ્પષ્ટ અનુભવ કરાવી શકતો નથી.

(૫૦) મહાત્મા એટલે મહત્‌નેય પ્રેરી રહેલો એવો વ્યકૃત થતો પર આત્મા, અંતર્યામી, ભગવાન, જે અહીં કૃષ્ણ સ્વરૂપે પ્રકટ છે

(કૃષ્ણ) એવા બ્હીનેલાને આશ્વાસન આપવા લાગ્યા.

(૫૧) (અર્જુન૦) હે જનાર્દન, આ તમારૂં સૌમ્ય મનુષ્ય રૂપ જોઇને હવે હું સચેતસ થયો, અને પ્રકૃતિએ સ્વસ્થ થયો.

(૫૨) (ભગવાન૦) જે આ મારૂં રૂપ તેં જોયું તેનું દર્શન થવું બહુ દર્લભ છે. દેવો પણ એ રૂપના દર્શનની રોજ વાંચ્છા કરી રહે છે. (૫૩) જે પ્રમાણે તેં મને જોયો તેવા પ્રકારે દેખાવો હું વેદોથી, તપથી, કે દાનથી, કે હોમથીય શકય નથી. (૫૪) હે અર્જુન, અનન્ય ભક્તિએ જ હું એ પ્રમાણે તત્વે કરીને જાણવો, અને જોવો (અનુભવવો), અને (સ્વરૂપમાં) પ્રવેશવો શકય છું. (૫૫) હે પાંડવ, (ફળમાં) સંગ–આસક્તિ રહિત થઇ મારે

---

તે; જડથી વ્યતિરિક્ત એવું કેવળ ચૈતન્ય સ્વરૂપ.

(૫૪–૫૫) અહીં "ભકૃત" અને તેની "ભક્તિ", એ શબ્દો યોગમાં આરૂઢ થવાને પ્રયત્ન કરી રહેલા, અને સેવાની સામગ્રીનાં સાધનોને જ સેવતા ઉપાસક, કે તેની ભાવનાના અર્થમાં નથી. પરંતુ "ભકૃત" એ તો ઇશ્વરભાવમાં નિશ્ચળયોગે કરીને ભળીજ રહેલો એવો પરમ યોગી જ છે. અને "ભક્તિ" તે એવા આત્મવાન અથવા યોગબુદ્ધિવાળાની અવસ્થિતિને જ કહી છે. એટલે ગીતામાં જ્યાં 'ભકૃત' કે 'ભક્તિ' એવા શબ્દોનો ભગવાને પોતાને અંગે વપરાશ કર્યો છે, ત્યાં બધેય 'ભક્િત' તે યોગીની પરમયોગબુદ્ધિની સ્થિતિના બોધક શબ્દ તરીકે જ વપરાયો છે, અને 'ભકત' એટલે યોગી, એવા જ અર્થમાં બધેય એ શબ્દ વાપર્યો છે. એ શબ્દો જ્ઞાનીનાજ સૂચક છે, અજ્ઞાનીના નહીં. 'ભજ'ધાતુ તે મળવું, પામવું, તદ્રુપ થવું એવા અર્થમાં ગીતામાં અનેકવાર વપરાયો છે. જુવો. **ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहं.** ગીતા, ૪. ૧૧. અહીં ભજ ધાતુ સેવાના અર્થમાં નથી જ.

વળી જુવો ગીતા. ૬. (૪૬–૪૭); ૭. (૧૭–૧૮), ગી. ૮. ૨૮;

જ અર્થે (લોકસંગ્રહાર્થ) કર્મોને કરનાર, મારે જ પરાયણ જે મારો ભક્ત (યોગી) સર્વે ભૂતોની વિષે વૈર રહિત છે તે મને જ પામે છે.

(વિશ્વરૂપદર્શનયોગ નામના અગીઆરમા અધ્યાયનું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત.)



ગી. ૯. (૧૧-૧૨). ગી. ૯.(૨૬-૨૯. ૩૪). ગીતા. ૧૦. (૭-૧૦); ગીતા. ૧૨. (૧-૭, ૧૩-૧૪). ગી. ૪. ૨૪. અહીં બધે 'ભક્ત' અને 'ભક્તિ' શબ્દો યોગી અને આત્માના તાદ્રુપ્યના અર્થમાં જ વપરાયા છે.

આ દૃષ્ટિએ "અજ્ઞાની ભક્ત" એવો વિચાર વદતાં જ વ્યાઘાત-એટલે વિરૂદ્ધતાવાળો લાગે છે; અજ્ઞાની તો ખરો ભક્ત થતા સુધી માત્ર એક સાધક, ઉપાસક જ છે.

ભક્તિનુ લક્ષણ ભગવાન શંકરાચાર્ય પણ વિવેકચૂડામણિમાં આજ પ્રમાણે કરે છે. '**स्वस्वरूपानुसंधानं भक्तिरित्यभिधीयते.**' ૩૨. પોતાના સ્વરૂપમાં (ચિત્તનુ) અનુસંધાન તેજ ભક્તિ કહેવાય છે. એને જ ઉપનિષદ્‌માં યોગ કહ્યો છે. જુવો યોગશિખો. (૬૮-૬૯)

ડૉ. રવિન્દ્રનાથ ટાગોર પણ ભક્તિને આવાજ અર્થમાં સમજે છે, એમ એમની ગીતાંજલિમાંથી સ્પષ્ટ સમજાય છે.

(વિશ્વદર્શનની 'જ્યોતિ' સમાપ્ત.)

## અધ્યાય ૧૨.

### (યોગીભક્ત જ શ્રેષ્ઠ છે.)

(૧) (અર્જુન૦) આ પ્રમાણે જે સતતયુક્ત (યોગી) ભક્તો તમને (પરમ અક્ષરને) ઉપાસી રહ્યા છે તે, અને વળી જે અવ્યક્ત અક્ષરને (ઉપાસી રહ્યાછે), તેમાંના યોગને જાણનારા શ્રેષ્ઠ (યોગી) કયા ? (તે કહો).

(૨) (ભગવાન૦) મારામાં જ મન રાખીને જે નિત્ય-યુક્ત યોગીઓ મને (લોકસંગ્રહાર્થે કર્મને કરતાં) સેવી રહ્યા છે, એવા પરમ શ્રદ્ધાવાળા છે, તેમને હું શ્રેષ્ઠ યોગી માનુંછું. (૩) છતાં, જે અક્ષર, અવર્ણનીય, અને અવ્યક્ત

---

(૧) અક્ષરધામ રૂપ બ્રહ્મ–ભગવાનને માટે જુવો. ગી. ૮. ૨૧. અવ્યકૃત, તે વ્યકૃતની અપેક્ષાએ જગતના કારણરૂપ શક્તિ–પ્રકૃતિ યુકૃત મહદાત્મન્ અથવા બ્રહ્મા. જુવો. ગી. ૮. ૧૮. અને શ્વેતા. ૧. ૮. અવ્યકૃતનો ઉપાસક બ્રહ્મલોકને પામ્યા પછી ક્રમશઃ કૈવલ્યમુકિતને પામે છે. જુ. બ્ર. સૂ. ૪. ૩. (૭, ૧૦); અને બ્ર. સૂ. ૪. ૪. ૨૨. અક્ષરબ્રહ્મને અનુભવી રહેનારો તો જીવતાં જ મુકૃત છે, જીવનમુક્ત છે. જુવો. ગી. ૪. ૧૩. જ્યોતિ; બ્ર. સૂ. ૩. ૪. (૧–૨૫); ૪. ૧. (૧૩–૧૪); બૃ. ૪.૪. (૬–૭); છાં. ૬. ૧૪. ૨. વળી જીવતાં જ મુકિતને પામવા માટે જુવો. ગીતા. ૨. ૫૧. અને ગી. ૧૨. ૮.

(૨) જુવો. ગી. ૫. ૨. સર. મું. ૩. ૧. ૫. પરમશ્રદ્ધાવાળા એટલે પરમાત્મામાં જ ચિત્તની સ્થિરતાવાળા.

(૩) "અવ્યકૃત" હોવાથી અવર્ણનીય એવા કૂટસ્થ અક્ષરને માટે જુવો. ગી. ૧૫. ૧૬. માં. ત્યાં કહેલાને જ વળી અવ્યકત સંજ્ઞાત્મક કહીને વર્ણવેલો જુવો. ગી. ૮. ૧૮. માં. આ અવ્યકૃતને અહીં પણ એવા જ મૂળ પ્રકૃતિએ યુકૃત મહદાત્મનના અર્થમાં વાપર્યો છે. અહીં કહેલો અક્ષર તે પરમ અક્ષરધામ રૂપ, સદા અવ્યય, અને નિર્ગુણ એવો નિત્ય અવ્યકૃત પરમાત્મા નથી. વળી એને જ કારણાત્મક બ્રહ્મ પણ કહે છે.

છે, સર્વ વ્યાપક, અચિંત્ય, અને કૂટસ્થ, અચળ, અને ધ્રુવ છે તેને, (૪) ઇન્દ્રિયગ્રામનો સંયમ કરીને ઉપાસે છે તેવા (પણ) બધેય સમાન બુદ્ધિવાળા અને સર્વ ભૂતોના હિતમાં આનંદ લેતા (યતિયો ક્રમે કરીને) મને જ પામે છે. (૫) (પણ) એવા અવ્યક્તમાં આસક્ત ચિત્તવાળાને વધારે કલેશ પડે છે. કારણ કે, દેહધારીઓથી અવ્યક્તની ગતિ દુઃખે કરીને જ પ્રાપ્ત થાય છે. (૬) પણ જેઓ સર્વે કર્મોને મારામાં જ છોડીને મારે પરાયણ થએલા, મારૂં જ ધ્યાન કરતા,

આવા અક્ષરને અવર્ણનીય કહ્યો છે, કારણ કે એ માયાએ યુક્ત છે, તેથી જ, એમાંથી માયિક જગતની ઉત્પત્તિ છે, અને તેથી એના સ્વરૂપનું વર્ણન એવા વિરૂદ્ધભાવી ક્ષર–અક્ષર, વ્યક્ત–અવ્યક્ત, એમ જોડએ જ દેખાતા ગુણોથી શ્લો. ૧. ૮. માં કર્યું છે. કારણ કે, એ કેવળ સત્ નથી, તેમજ કેવળ અસત્ પણ નથી, અને વસ્તુતાએ તો એવા વિરૂદ્ધ ગુણો એકમાં હોયજ નહીં. આવી જ માયા છે, તેથી તેને અવર્ણનીય કહી છે. દશ્યાત્મક જડ–અસત, અને દ્રષ્ટારૂપે ચૈતન્ય સતના સંયોગથી જ જગત્ જણાય છે, એવો સર્વનો અનુભવ છે.

આવો માયાની પારનો જ કેવળ 'સત્'રૂપ પરમાત્મા જ અજ અને અક્ષર છે. તેને ગીતા. ૧૫. ૧૮. માં "પુરૂષોત્તમ" એમ કહ્યો છે. તે જ પરબ્રહ્મ છે. ત્યાં એજ તત્વને કૃષ્ણ પોતામાં વ્યક્ત થતા "આત્મા"રૂપે, "હું", 'મને', 'મારા'માં, એમ કહીને સમજાવે છે. આવા પુરૂષોતમનું દર્શન અહીંયાં પાછળના શ્લોકો ૬ થી ૮ માં કરાવ્યું છે. સર. કૈવ. ૨. ખંડ.

(૫) દેહધારી જીવાત્માથી અવ્યક્તગતિ દુઃખથી જ પ્રાપ્ત થાય છે. એટલે જીવાત્મા અવિદ્યા વાળો થઇ ભેદભાવે રહે, ત્યાંસુધી એને સર્વાત્મનભાવમાં પ્રવેશ કરવો અવશ્ય મુશ્કેલ છે. જો એને પરમાત્માનું જ્ઞાન થતાં તેની સાથેનો પોતાનો અભેદ સમજાય, તો જ સર્વાત્મતા સરળતાથી સધાયછે. આ દૃષ્ટિ યોગના અભ્યાસીને સરળ છે. આ વિચાર ભગવાન પાછળના શ્લોકોમાં ઘણી સ્પષ્ટ રીતે પ્રકટ કરે છે.

અનન્ય યોગ વડે (મને) ઉપાસે છે, (૭) તેવા મારામાં જ પરોવેલા ચિત્તવાળાનો તો થોડી જ વારમાં, હે પાર્થ, હું જ મૃત્યુરૂપી સંસાર સાગરમાંથી ઉદ્ધારક થાઉં છું. (૮) (તેથી) મારામાં જ મન રાખ, અને મારામાં જ બુદ્ધિને પરોવ, (એટલે) તું (જીવતાં જ મુક્ત થઇને) મારામાં નિવાસ કરીને રહીશ. પછી, અહીંથી ઉપરને માટે (મર્યાપછીનો) સંશય જ ના રહે.

(૯) હવે, જો (આવો બુદ્ધિયોગ સાધીને) મારામાં ચિત્ત ઠારવાને તું શક્તિમાન ના હોઉં, તો યોગના અભ્યાસ વડે (ધીરે ધીરે) મને પામવાની, હે ધનંજય, તું ઇચ્છા કર. (૧૦) (એવો) અભ્યાસ કરવામાંય તું અસમર્થ હોઉં, તો મારેજ અર્થે કર્મ કરતો થા, (કારણ કે) મારે (મને પામવાના)

(૭–૮) કારણ કે, એની કૈવલ્ય મુક્તિની અવધી શરીર છુટતા સુધીની જ છે, અને શરીર છુટતાં એને અવ્યકૃતના ઉપાસકની પેઠે બ્રહ્મલોકાન્તરને વિશે ગતિ નથી. પણ તરત જ એ હું બ્રહ્મ છું એવા ચિત્તવાળો બ્રહ્મવિદ્ બ્રહ્મમાં જ ભળી જાય છે. જુવો. ગી. ૪. ૧૪ જ્યોતિ; બૃ. ૪. ૪. ૨૩; છાં. ૬. ૧૪. ૨; બ્ર. સૂ. ૪. ૧. (૧૩–૧૪). યોગીભક્તની આ પરમ અવસ્થા છે. જુવો. ગીતા. ૧૨. ૮. સર. ગીતા. ૨. ૫૧.

(૯) આત્મવાન યોગીભક્તનું આવું સ્થાન અત્યંત દુર્લભ છે. તેથી જેની એટલી શક્તિ ના હોય, તેમને માટે હવે, ભગવાન ક્રમવાર એનાથી ઉતરતી કોટિઓ અજ્ઞાની ઉપાસકોના લાભાર્થે બતાવે છે. આવા પ્રયત્નશીલ પુરૂષો ધીમે ધીમે યોગારૂઢ થાય છે, એમ આગળ ગી. ૬. (૩૫–૩૬). માં, અને ગીતા. ૬. ૪૫. માં કહ્યું છે. વળી સર. ગી. ૧૩. (૨૫, ૨૬).

(૧૦) આ શ્લોકમાં, જે વસ્તુમાં પોતાની બુદ્ધિનો શાસ્ત્રપુરઃસર પ્રવેશ થતો ના હોય, ત્યાં શાસ્ત્રે જે ફળને અર્થે જે કર્મોની ઉપાસના બતાવી હોય, તેવી કર્મોપાસના કરવાનો ઉપદેશ કર્યો છે. અને

**અર્થે (કામનાએ) પણ (શાસ્ત્રે બતાવેલાં) કર્મોને કરતાં કરતાં તું એવી (મને પામવા રૂપી) સિદ્ધિને પામીશ. (૧૧) હવે, જો એનેય આચરવાને તું મારી યોગ(માયા-શક્તિ)ને આધીન (આશ્રિત) પડેલો રહીને અશક્ત હોઉં, તો પછી નિયમિત ચિત્તવાળો થઈને બધાય કર્મના ફળનો જ ત્યાગ કર. (૧૨) કારણ કે, અભ્યાસથી જ્ઞાન (યથાર્થ સમજ-**

---

એવી ઉપાસનામાં તેવા ફળને પામવા રૂપી અર્થની સિદ્ધિ કરવા જે કર્મો બતાવ્યાં છે તે કર્મો ગમે તો ફળની આસક્તિથી કરીશ, તોય હે અર્જુન, તું તેવા ફળની સિદ્ધિને પામીશ જ, એમ ભગવાનનું કહેવું છે.

(૧૧) અહીં "યોગ" શબ્દ "યોગમાયા"ના જ અર્થમાં વપરાયો છે. એવો જ અર્થ ગીતામાં અનેક સ્થળે ભગવાને પોતે જ કર્યો છે. જુવો. ગી. ૭. ૨૫; ૯. ૫. ગીતા; ૧૧. ૮; ૧૧. ૪૭. આ શ્લોકમાં ભગવાનની પ્રબળ યોગમાયાના મોહમાં સપડાયલા રાગ દ્વેષે ઇન્દ્રિયના વિષયોમાં ખેંચાતા, પણ અનીતિને માર્ગે નહીં ચઢેલા, એવા અજ્ઞાનીની દશાનું વર્ણન છે. તેવાએ તો જ્ઞાન માર્ગે ચઢવા અર્થે નિયમિત જીવન ગાળવાના નિશ્ચયવાળા થઈને, કર્મફળના ત્યાગનો ઉપાસનાના એક સાધન તરીકે ઉપયોગ કરવો શ્રેષ્ઠ છે, એમ ગીતાનો બોધ છે. કેટલાક "**मद्योगमाश्रितः**"નો અર્થ કર્મયોગવાળો કરે છે, પરંતુ તે અઘટિત લાગે છે. કારણ કે, એવા યોગને આચરવાની તેની અશક્તિને વિચારતાં '**आश्रितः**' શબ્દસંકલના રહિત થશે. અને જેણે એવો યોગ સિદ્ધ કરેલો હોય, તેવો પુરૂપ આગળ બતાવેલો અભ્યાસ પણ કરવાને અશક્ત કેમ હોય ? અને વળી, તેવો યોગ નહીં જ કરી શકનારાને, અરે, તેનો અભ્યાસ પણ કરવા અશકત છે તેને, પાછો તે યોગ જ કરવાનો આવો છેવટનો બોધ પણ કેમ હોય ? તેથી 'યોગ'નો અમે કરેલો 'યોગમાયા' એવો જ અર્થ બરાબર છે, તેજ આખા ઉપદેશને સરળ અને વ્યવસ્થિત કરે છે.

**(૧૨) અહીં જ્ઞાનનો અર્થ યથાર્થ વિવેકવાળી બુદ્ધિની સમજણ છે. જુવો ગી. ૧૮. (૩૦ થી ૩૨). ધ્યાન માટે જુવો. યો. સૂ. ૩. ૨. નિરંતર શાન્તિ એ પરમ જ્ઞાનવાન,આત્મવાન, યોગીની પૂર્ણ જ્ઞાન દશા છે.**

ણુ) શ્રેય છે, (અને) જ્ઞાનથી ધ્યાન (એકાગ્રતા) અધિક શ્રેય છે, (અને) ધ્યાનથી કર્મ ફળનો ત્યાગ, (અને) ત્યાગથી નિરંતર (યોગબુદ્ધિજન્ય) શાન્તિ (અધિક શ્રેય છે).

(૧૩) સર્વે ભૂતોની વિષે દ્વેષ રહિત, મિત્રતાવાળો તેમજ કરૂણાવાળો; મારા (તારા) વગરનો, અહંકાર રહિત, (અને) સુખ દુઃખને સમાન ગણતો, ક્ષમાવાન; (૧૪) સંતોષી, સતત યોગયુક્ત (યોગી), સંયમિત ચિત્તવાળો, દૃઢ નિશ્ચયવાળો, (અને) મારામાં જ મન અને બુદ્ધિને સ્થાપિત કરેલો, એવો મારો ભકત મને પ્રિય છે. (૧૫) જેનાથી

---

જુવો. ગી. ૧૮. (૨૦ થી ૨૨). પ્રથમ બુદ્ધિની વિવેકવાળી સમજણ અભ્યાસથી આવે છે. એવી બુદ્ધિની સ્થિતિ લાવવા અભ્યાસાત્મક ઉપાસનાને જ્ઞાનયજ્ઞ કહ્યો છે, જે ગુરૂની પાસે જઈને શાસ્ત્રના અભ્યાસથી સધાય છે; જુવો. ગી. ૪. (૨૮; અને ૩૩-૩૪). આવું બુદ્ધિને નિર્મળ કરનારૂં તત્વજ્ઞાન થતાં આત્માના અનુભવ વાળું, મનના સંયમને સાથેનું ધ્યાન થવા માંડે છે. અને જ્યાં મન આમ સ્વરૂપાનુભવ તરફ વળ્યું, ત્યાં કર્મફળના ત્યાગમાં અભિરૂચિ પેદા થાય છે; આવીજ અભિરૂચી સ્વાભાવિક છે, છતાં જે આત્માવસ્થાનું પરમ યોગીનું નિરંતર શાન્તિવાળું પદ-જ્ઞાન પામીને જ નૈસર્ગિક અવસ્થાએ પહોંચતાં પરિપકૃવ થાય છે. તેથી કર્મફળનો ત્યાગ જે પરમ યોગીને સ્વભાવાત્મક થયો છે, તે સાધકને યોગારૂઢ થવામાં એક સાધન તરીકે પણ શ્રેષ્ટ છે. તેથી જ, તેની પ્રથમથીય શરૂઆત કરવા ભગવાન ૧૧ મા શ્લોકમાં ઉપદેશ કરે છે. આ શ્લોક કર્મફળત્યાગના સાધનની પ્રશંસાર્થે યોજ્યો છે. સર. છાં. ૭. (૬-૭) ખંડોનાં ધ્યાન અને વિજ્ઞાન, જેમાં કર્મફળનો ત્યાગ કહ્યો નથી, તેમનો ક્રમ.

(૧૩-૧૪) આવો યોગારૂઢ, સ્થિતપ્રજ્ઞ છે, તેવા યોગીને જ અહીં ખરો ભક્ત કહ્યો છે. જુવો. ગી. ૧૨. (૬-૭). આ ૧૩ થી ૨૦ શ્લોકોને ગીતા. ૨. (૫૫-૬૮)ની સાથે વાંચો.

(૧૫) ઉદાસીનતા માટે જુ. ગી. ૪. ૪૧ જ્યોતિ.

લોક પિડાતા નથી; અને (તેથી) જે લોકોથી પીડાતો નથી, એવો, જે હર્ષ, શોક, ભયાદિ ઉદ્વેગોથી મુકત છે, તે મને પ્રિય છે. (૧૬) અપેક્ષા (કામના) રહિત, પવિત્ર, દક્ષ, (ફળમાં) ઉદાસીન, અને ગભરામણ વગરનો, (આમ) સર્વે આરંભોને ત્યાગેલો એવો જે મારો ભકત છે, તે મને પ્રિય છે. (૧૭) જે (કશાથી બહુ) હર્ષ પામતો નથી, કે દ્વેષ કરતો નથી, કે શોચતો નથી, કે આશા કરતો નથી, એવો શુભાશુભ (ફળને) કાઢી જ નાખનારો જે (મારી) ભકિતવાળો છે, તે મને પ્રિય છે. (૧૮) શત્રુ અને મિત્રમાં, તેમજ માન અને અપમાનમાં સમાન ભાવવાળો, શીત કે ઉષ્ણમાં, કે સુખદુ:ખ માં, સમાન રહીને (તેમના) સંગ (રાગદ્વેષ) વગરનો, (૧૯) નિંદા અને સ્તુતિને તુલ્ય ગણતો, મૌનવાળો, જેથી તેથી સંતુષ્ઠ થતો, નિકેત-વાસના રૂપી ઘર વગરનો, સ્થિર બુદ્ધિવાળો, (અને) ભક્તિવાળો (સ્થિતપ્રજ્ઞ) નર મને પ્રિય છે. (૨૦) પણ, જે મને જ પરમ (સર્વસ્વ) માનતા શ્રદ્ધાવાળા મારા ભક્તો, આ ઉપર બતાવ્યું તેવા ધર્મરૂપી અમૃતને સર્વ પ્રકારે સેવેછે, આચરે છે,તે તો મને અત્યંત પ્રિય છે.

(ભકિતયોગ નામના બારમા અધ્યાયનું ગુજરાતી
ભાષાન્તર સમાપ્ત.)

---

(૧૬) આરંભણ, એટલે કર્મફળની પરંપરાવાળી ફળમાં આસકિતવાળી કાર્યપ્રવૃત્તિ.

(૧૭) સર. ગી. ૫. ૨૦.

(૨૦) ભકિત કે ભકતની સ્પષ્ટતા અર્થે જુવો ગીતા. ૧૧. (૫૪–૫૫) જ્યોતિ. શ્રદ્ધાને માટે જુવો ગીતા. ૧૭. (૧–૩) જ્યોતિ. સર. ગી. ૬. ૪૭; ૭. ૧૮. અહીં ગી. ૧૨. (૬–૮)માં ઉપદેશેલો "મત્પરતા"નો મંત્ર ભગવાન પોતે હવે સમેટી લેછે. સર. મુ. ૩. ૧. ૪.

(યોગીભકતની શ્રેષ્ઠતાની 'જ્યોતિ' સમાપ્ત).

## અધ્યાય ૧૩.

(તત્વાર્થસાર.)

(*) (અર્જુન૦) પ્રકૃતિ તેમજ પુરૂષને, અને ક્ષેત્ર તેમજ ક્ષેત્રજ્ઞને, અને જ્ઞાન અને જ્ઞેયને: આટલાંને હે કેશવ, હું સમજવા ઇચ્છું છું.

(૧) (ભગવાન૦) આ શરીર તે, હે કૌંતેય, 'ક્ષેત્ર' છે એમ કહેવાય છે. એને જે જાણનારો છે તેને એ તત્ત્વના સમજનારા (વિદ્વાનો) 'ક્ષેત્રજ્ઞ' કહે છે. (૨) અને વળી સર્વે ક્ષેત્રોમાં હે ભારત, મને જ તું ક્ષેત્રજ્ઞ રૂપે જાણ. (કારણ

---

(*) આ શ્લોકને શંકરાચાર્યના ભાષ્યમાં લીધો નથી. શ્રી. તિલક પણ એને ક્ષેપક ગણી ટાળીજ મૂકે છે, કારણ કે એને રાખતાં એમની ગણત્રીએ ગીતાના શ્લોક જે ૭૦૦ જ થવા જોઇએ, તેને બદલે સંખ્યા વધીને ૭૦૧ ની થઈ જાય.

અમનેય પણ આ શ્લોક ટાળી જ મૂકવા યોગ્ય લાગે છે. પણ, જૂદા જ કારણથી. આખા તેરમા અધ્યાયમાં આગળના બારેય અધ્યાયોમાં જે તત્વજ્ઞાનનો ઉપદેશ અનેક પ્રસંગોમાં વખતો વખત કરેલો છે, તે તત્વજ્ઞાનના જ ભાગને તારવી કાઢી, તેનો અહીં ભગવાને ઉપસંહાર કરી બતાવ્યો છે.એટલે આવો જ્યાં ભગવાને પૂર્વે કરેલા ઉપદેશનો સાર જ આપવાનો છે, ત્યાં અર્જુનના આવા પ્રશ્નની નિરર્થકતા જણાય છે. એટલું તો નહીં, પણ એવો ઉપસંહાર કરવામાં, આખું ગીતાનું સુંદર અંગ વિચારતાં એવો પ્રશ્ન દોષ રૂપ જ બને છે. એટલે, આ શ્લોક ગીતાનું આવું સુંદર સ્વરૂપ બાંધનારનો તો ના જ હોય. તેથી, અમને પણ એ ક્ષેપક જ સમજાય છે, એટલે તેને ટાળીને જ અધ્યાય વાંચવા યોગ્ય છે.

(૧) જુવો. ગી. ૨. (૧૬–૧૮). ત્યાં જે સત્ અને અસત્ના વિભાગ છે, તેજ અહીં ક્ષેત્રજ્ઞ-જ્ઞાતા,અને જ્ઞેય-ક્ષેત્ર છે. અસદ્ નાશવાન છે: સત્ પરમ અક્ષર છે. અવ્યક્ત અક્ષર પણ પરમની અપેક્ષાએ અસત્ અને નાશવાન છે. અહીં વ્યક્તિગત ક્ષેત્રજ્ઞનું પરિચ્છિન્ન રૂપ છે.

(૨) જુવો. ગીતા ૭. ૫૫; ગીતા.૧૩. (૨૧, ૩૧).સર. ગી. ૧૧.

કે) ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ (વિજ્ઞાત્મા) એ બેયનું જે જ્ઞાન છે, તે મારૂં (સદ્દનું–પરમેશ્વરનું) જ જ્ઞાન મનાય છે.

(૩) (હવે) તે ક્ષેત્ર કેવું, કેના જેવું, કેવા વિકારવાળું, અને કેવા (વિકાર)માંથી કેવા અન્ય વિકાર (થાય) છે તે; તથા એ (ક્ષેત્રજ્ઞ) કેવો, અને કેવા પ્રભાવવાળો છે, તેનું ટુંકામાં મારૂં (વિવેચન) તું સાંભળ. (૪) ઋષિઓથી બહુ પ્રકારે અને વિવિધ છંદોવડે જૂદુ જૂદુ એ (જ્ઞાન) ગવાયું છે. તેમજ નિશ્ચિત

---

૩૮. ક્ષેત્રજ્ઞ એ ચૈતન્ય સ્વરૂપ સદ્દ છે. સર. ગી. ૬. (૨૯–૩૨)જ્યોતિ. એવું વ્યાપક ક્ષેત્રજ્ઞ સર્વે શરીરોમાં સમાનભાવે રહેલું હોઇ અપરિચ્છિન્ન છે, તેનું સમષ્ટિ સ્વરૂપ અહીં બતાવ્યું છે. અને શ્રીકૃષ્ણ તેને પોતાનાજ રૂપે ઓળખાવે છે.

(૪) અર્જુનના વિષાદનાં કારણોને એકે એકે પકડીને, તેનો મોહ તોડવાને ભગવાને કરેલો ગીતાનો ઉપદેશ તો દસમા અધ્યાયની સમાપ્તિએ પૂરો થાય છે. અને તેનું યથાર્થ ફળ પણ અધ્યાય ૧૧. ૧. માં અર્જુન પોતે જ પ્રકટ કરે છે કે, હે પ્રભુ, "અધ્યાત્મ" નામનું જે પ્રવચન–જ્ઞાનબોધ તમે કર્યો, તેણે કરીને આ મારો મોહ હવે ગળી ગયો. ત્યાંથી પાછળનો ગીતાનો ઉપદેશ તો અર્જુનને કરેલા જ્ઞાનબોધને વધારે દ્દઢાવવા, તથા ગીતાનો આ પ્રબંધ બંધાયો તે વખતે તે તત્વજ્ઞાન જે જે વિવિધરૂપે વિદ્વાનોમાં પ્રચલિત હતું તેને ચોખ્ખું કરી, શ્રીકૃષ્ણે અર્જુનને રણક્ષેત્રમાં કરેલા ઉપદેશના રૂપમાં સમજાવવા અર્થે જ છે, એમ જણાય છે. ભગવાને ઉપદેશેલું જ્ઞાન જ વિવિધનામે રૂપે ઋષિમુનિઓમાં પ્રચલિત હતું, તેના વિવિધ અર્થો કરાતા હતા, એને અનેક સૂત્રોમાં સંગ્રહાયું પણ હતું, એમ આ શ્લોકમાં ભગવાન પોતે જ પ્રકટ કરે છે. પ્ર. સ. ૨. ૩. (૧૬–૫૨.) સુધીમાં પણ એ તત્વજ્ઞાન વિવિધ દૃષ્ટિએ સમજાતું હતું તેમજ બતાવ્યું છે. જે એક જ જ્ઞાન, અધિકારી અનુસાર જૂદા જૂદા શબ્દપ્રયોગો વાપરીને તેનો ઉપદેશ કરવાને અર્થે આટલા વિસ્તારને પામ્યું હતું, તે વિવિધ શબ્દજાળની અંદર ગૂઢ છુપાયલું જ્ઞાન સ્વરૂપે તો એક જ છે, એમ હવે ગીતા અહીં સમજાવે છે.

# પ્રેસમાં છપાએલી ચોપડીઓ હજુર ડેપ્યુટી કલેકટર સાહેબની ઓફીસમાં ભરવાનું ફોર્મ.

( હીંદુસ્તાનની સરકારે ૧૮૬૭ માં પાસ કરેલા સેક્સન નંબર ૧૮ મુજબ. )

| નંબર. | બુકનું નામ. | કઇ ભાષામાં બુક છપાઇ. | બુકના કર્તા, તંત્રી, એડીટરનું નામ. | વિષય. | ક્યાં છપાઇ તથા ક્યાં પ્રગટ થઇ. | પ્રકટ કર્તા તથા છાપનારની પેઢીનું નામ. | કઇ તારીખે પ્રેસમાંથી ગઇ અથવા પ્રગટ થઇ. | બુકનાં પાનાં | સાઇઝ. | આવૃત્તિ | કેટલી નકલો. | પ્રિન્ટેડ અથવા લીથો. | જે કીમતે બુક વેચવાની હોય તે કીમત. | આખી કોપીનો અગર અમુક ભાગનો હક ધરાવતા સખસનું નામ તથા સરનામું. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ |
| | [illegible] | (૧) ગુજરાતી ભાષામાં | [illegible] | ધાર્મિક | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | [illegible] | ૩-૦-૦ | [illegible] |

તા. ૧૩-૪-૧૯૨૮ મેનેજર, સૂર્યપ્રકાશ પ્રેસ—અમદાવાદ.
[illegible]

કારણો બતાવતાં બ્રહ્મસૂત્રોનાં પદો વડેય (એ કહેવાયું છે).

(૫) મહાભૂતો, અહંકાર, બુદ્ધિ, (મહત્), અને વળી અવ્યક્ત (પ્રકૃતિ), અગિયાર ઇન્દ્રિયો, અને પાંચ ઇન્દ્રિયગોચર વિષયો. (૬) ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સંઘાત, ચેતના, ધૃતિ: આટલું મેં ટુંકામાં વિકારો સાથેનું 'ક્ષેત્ર' કહી દેખાડયું.

(૭) માન રહિતપણું, દંભરહિતપણું, હિંસા રહિતપણું, ક્ષમા, સરળતા, આચાર્યની ઉપાસના, શૌચ (પવિત્રતા), (બુદ્ધિ)સ્થિરતા, અને મનોનિગ્રહ, (૮) ઇન્દ્રિયોના વિષયોમાં વૈરાગ્ય, અહંકાર રહિતપણું, તેમજ જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિનાં દુઃખોમાં દોષદર્શન. (૯) (કર્મોમાં) આસક્તિરહિતપણું, પુત્ર, સ્ત્રી, કે ગૃહાદિમાં અલોલુપતા, અને ઇષ્ટ કે અનિષ્ટની પ્રાપ્તિમાં સમાન ચિત્તવૃત્તિ, (૧૦) વળી

---

(૫) આ શ્લોકમાં પ્રકૃતિના જડ વિકારોને સંક્ષેપમાં બતાવ્યા છે.

(૬) અને, આ સાતમા શ્લોકમાં જડ વિકારોની અપેક્ષાએ પ્રકટતા ચૈતન્યભાવો બતાવ્યા છે.

આ સર્વ ચૈતન્યભાવો તે અંતઃકરણ અથવા બુદ્ધિમાં પ્રકટ થતા આત્માના ગુણો કહેવાય છે. જુવો. બ્ર. સૂ. ૨. ૩. ૧૯.

આ ઉભય, જડ તેમજ ચૈતન્યના વિકારો, બુદ્ધિગમ્ય હોઇને, 'જ્ઞેય' છે. તેનો જ્ઞાતા 'ક્ષેત્રજ્ઞ' તો પરમાત્મા જ છે.

(૭) સર. ગી. ૧૬. (૧ થી ૬)માંની દૈવીસંપત્.

(૮-૧૨) આ શ્લોકોમાં ગણાવેલાં વિજ્ઞાનો, અથવા બુદ્ધિની ઉપાધિએ પરમાત્મામાં દેખાતા વિકારો, પરમાત્માને છાવરનાર અજ્ઞાનને કાપનારા હોવાથી તેમને 'જ્ઞાન' એમ કહ્યા છે. સર. ગી. ૧૮. (૩૦ થી ૩૨). આ ભાવો પરમાત્માના સ્વરૂપને ઓળખાવનારા થાય છે, એમ પૂર્વના ઋષિમુનિઓના અનુભવથી સિદ્ધ થએલું છે. તેથી, તેનું શાસ્ત્રજ્ઞાન નિશ્ચિત અને સત્ય છે.

આ અને તેમનાં સહાયક એવાં વિજ્ઞાનોથી ઉલટાં બીજાં બધાંય વિજ્ઞાનોને અજ્ઞાન કહ્યાં છે.

**અનન્યયોગે કરીને મારામાં જ અચળ ભક્તિ, એકાંતસ્થળનું સેવન, માણુસોની મેદનીમાં અણુગમો, (૧૧) અધ્યાત્મજ્ઞાન ("હું" એવા ભાન)નું નિત્યત્વ (સમજવું તે), અને તત્વજ્ઞાનના વિષય(અક્ષરબ્રહ્મ)નું (સાનુભવ) દર્શન: આટલાં ને 'જ્ઞાન' કહેવાય છે. અને આમનાથી ઉલટાં બધાંય તે 'અજ્ઞાન' છે.**

**(૧૨) હવે જે 'જ્ઞેય' (જાણુવા યોગ્ય) છે, તેને વિષે**

---

(૧૧) "અધ્યાત્મ"નો અર્થ ભગાવને પોતે જ ગીતા. ૮. ૩. માં અક્ષરનો "સ્વભાવ"–'હું' એવો પ્રકટભાવ–કર્યો છે. એને પરાપ્રકૃતિ પણ કહી છે.જુવો ગીતા. ૭. ૫. તેજ અર્થમાં એ શબ્દને અહીં વાપર્યો છે, અને એજ અર્થ બીજાઓએ કરેલા અર્થથી વધારે યથાર્થ અને સુંદર છે. કારણ કે 'હું' એવું મનુષ્ય જાતિને જે ચૈતનાત્મક 'ભાન' રહે છે, તે સ્વતઃસિદ્ધ અને નિત્ય છે. વસ્તુ માત્ર નષ્ટ થાય, છતાં 'હું',જે એ સર્વનો નાશ થતાં એવા નાશને અથવા અભાવને પણ જુવે છે, તે તો નિત્ય અનુભવાય છે. આવા એના નિત્યત્વનું ભાન એજ ખરૂં જ્ઞાન છે, એવો જ ગીતાનો અર્થ યથાર્થ છે. આથી અધ્યાત્મજ્ઞાન, એટલેકે આત્મા સંબંધીનું જ્ઞાન–શાસ્ત્ર, તેનું નિત્યત્વ, એવો બીજાઓએ કરેલો અર્થ અમે સ્વીકાર્યો નથી. કારણકે, એવા જ્ઞાનનું નિત્યત્વ શું ? એ સમજવું જ મુશ્કેલ છે. કદિ એનો અમે લીધો છે, તેવોજ અર્થ કરવામાં આવે, તો તે અમને અમાન્ય નથી. વળી, "**तत्त्वज्ञानार्थ दर्शन**"નો પણ કાંઇક એવો જ મારી મચડીને કેટલાક અર્થ કરે છે, કે તત્વ જ્ઞાનના અર્થોનું નિત્યપરિશિલન. પણ આવું પરિશિલન તે 'જ્ઞાન' નથી, પણ જ્ઞાન પ્રાપ્ત કરવાનું માત્ર એક ક્રિયાત્મક સાધન જ છે. તેથી, અમે સ્વીકારેલો અર્થ વધારે સારો છે. અને જે અનન્ય યોગભક્તિનો ઉપદેશ ભગવાન આગળ કરી જ ગયા છે, તેને અનુસરતો જ એ અર્થ છે. ઉપરના ૮ થી ૧૧ મા શ્લોકોમાં ચિત્તવૃત્તિયો ગણાવી છે, તેથી તેમને 'જ્ઞાન' એમ કહ્યું છે.

(૧૨) સરખાવો ગી. ૯.૧૯. અને ગીતા. ૧૧. (૩૭–૩૮). સદસત્‌ને માટે જુવો ઋ. ૧૨૨. ૮. ૭. ૧૭. ત્યાં શક્તિયુક્ત બ્રહ્મને

કહું છું. જેને જાણીને અમૃતને પમાય છે, તે આદિ રહિત એવું પર (કારણાત્મક) બ્રહ્મ છે; તેને (એકલું) 'સત્' કહેવાતું નથી, કે (એકલું) 'અસત્' (પણ) કહેવાતું નથી. (૧૩) તે સર્વત્ર હાથપગવાળું, સર્વત્ર ચક્ષુ, શિર, અને મુખવાળું, સર્વત્ર કાનવાળું, (એટલે કે) આ લોકમાં સર્વને વ્યાપીને રહેલું છે. (૧૪) એ સર્વેન્દ્રિયોના ગુણો(વિષયો)ને પ્રકાશનારૂ (છતાં), બધીય ઇન્દ્રિયોએ વર્જીત-રહિત એવું,(એમ) સર્વેને ધારણ કરનારૂં, (છતાં, એમના) સંગ વગરનું, અને ગુણો(વિષયો)નું ભોક્તા છતાં નિર્ગુણ એવું છે.(૧૫) બધાં ભૂતોની બહાર

---

"**नासदासीत् नो सदासात्**" "તે એકલું 'અસત્' નહોતું, તેમજ એકલું 'સદ્' પણ નહોતું". કારણ જ કાર્યરૂપે થતું એવું જ્ઞેય-બ્રહ્મ કાર્યકારણાત્મક છે, એમ કહીનેજ શ્રુતિ તેને વર્ણવે છે. જૈનોની સપ્તભંગીનું મૂળ આ પ્રસિદ્ધ વેદાન્તસુક્તમાં તો નહીં હોય ? અસત્ અથવા નાશવાન્ ભૂતાત્મક કાર્યની અપેક્ષાએ સદ્ એટલે અમર, એવું આ જગતના બીજવાળું વ્યક્ત બ્રહ્મ છે.

આવું સદસત્, એટલે વ્યક્તાવ્યક્ત બ્રહ્મનું સ્વરૂપ, તે અવશ્ય જ્ઞાનનો વિષય છે, જ્ઞેય છે. આ સર્વને જ્ઞેય અથવા કાર્યબ્રહ્મ પણ કહેવાય છે. અને તે ગુણોએ અથવા ગુણાભાવે બુદ્ધિગ્રાહ્ય હોઇને વ્યક્ત છે. તેથી ઉભય ભાવાભાવે તે બુદ્ધિનો વિષય બને છે. પરમાત્મા તો તેથી પર-ઉપરનો છે. એને તો 'નેતિ'થી જ વર્ણવાય છે. જુવો. બૃ. ૩. ૯. ૨૬.

આમાં વ્યકૃત—અસત્ તેટલું કાર્ય છે, અને અવ્યકૃત-સત્ તેટલું કારણાત્મક હોઇને પર છે. પરજ અપરરૂપે દેખાતું આ કારણબીજવાળું આવું બધુંય કાર્ય જગત્ સદસત્ બ્રહ્મ છે, તે 'જ્ઞેય' છે. પરમાત્મા તો સદા બુદ્ધિથી અજ્ઞેય, અને અચિંત્ય છે. સર. ઇશા. ૧૧. વળી સર. શ્વેતા. ૧. (૧, ૩) જુઓ ત.

(૧૩) સર. શ્વેતા. ૩. ૧૬.

(૧૪) સર. શ્વેતા. ૩. ૧૭.

(૧૫) સર. ઈશા. ૫; મું. ૩. ૧. ૭.

અને અંદરનું, ચર અને અચર એવું, સૂક્ષ્મ હોવાથી જાણી શકાય નહીં એવું, દૂર રહેલું, તેમજ (આત્મરૂપે) અત્યંત નજીકનું છે. (૧૬) અને વિભાગ (ભેદ) રહિત, (છતાં) ભૂતોમાં જાણે વિભક્ત થઇ વેંચાઇ રહ્યું હોય તેવું, જે જ્ઞેય (બ્રહ્મ) ભૂતોનું પાળક છે, (તે જ) સંહારક, અને ઉત્પાદક છે. (૧૭) એ જ્યોતિઓની પણ જ્યોતિ, અને તમસની પારનું કહેવાય છે. તેજ "જ્ઞાન" રૂપ, "જ્ઞેય" રૂપ, અને 'જ્ઞાન વડે પ્રાપ્ય' એવું સર્વના હૃદયમાં અધિષ્ઠિત છે. (૧૮) આ પ્રમાણે ક્ષેત્ર, તેમજ જ્ઞાન અને જ્ઞેયને મેં ટુંકામાં કહ્યાં. મારો ભકત એવાને સમજીને મારા જ ભાવને પામેછે.

(૧૯) પ્રકૃતિ(યોગમાયા)ને, અને પુરૂષને પણ જાણી લે. એ બેય અનાદિ છે. (જ્ઞાનના) વિકારો, અને (ભૂતોના)

---

(૧૭) સર. બૃ. ૪. ૪. ૧૬; શ્વેતા. ૩. ૮; ગી. ૧૧. ૩૮.

આ બધાય જ્ઞાન વડે જાણવા યોગ્ય ચીજ તો સર્વ વ્યકતાવ્યક્ત જગતના અધિષ્ઠાનરૂપે રહેલું અવ્યય, પરમાત્મ તત્વ છે, તે જ છે. વળી પ્રકૃતિને નિશ્ચિત નિયમે તેના ગુણોમાં પ્રેરી રહેલો ઈશ્વર ભાવ, અને પ્રકૃતિના ગુણોને ઇન્દ્રિયોમાં અહંભાવ પામી રહીને ભોગવતો જીવભાવ, એ બેયના અધિષ્ઠાનરૂપે એજ રહ્યું છે. એટલે એ ઉભયનો વ્યવહાર એના વગર થાય નહીં; તેથી એ વ્યવહાર એ પરમાત્માના જેવોજ દેખાતો છતાં, તે માયિક વ્યવહાર જીવેશ્વર ભાવોનો જ છે. તેથી જ આગળ શ્લોક ૧૪ થી ૧૬ સુધીમાં આવા જ્ઞેયનું કરેલું વર્ણન સુંદર, બોધક, અને યથાર્થ જ છે.

(૧૯)વિજ્ઞાનના વિકારોમાં, આ શરીરમાં જીવભાવે અથવા જીવાત્માએ કામનારૂપે પ્રકટ કરેલા, તેમજ ભૂતોના ગુણાત્મક પ્રત્યાઘાત રૂપે બુદ્ધિમાં જ્ઞાનના સંસ્કાર રૂપે ખડા થતા સર્વ વિકારો, જેમને "જીવભાવ" રૂપે ઓળખાય છે તે, અને વળી બાહ્ય પંચભૂતાત્મક વિષયોના ગુણો જે'આ' એવા અવ્યક્ત વિજ્ઞાનાત્મામાંથી જ થએલા છે તે, એમ સર્વ આવી જાય છે.

ગુણોને પણ તું પ્રકૃતિથી જ થએલા સમજ. (૨૦) કાર્યકારણ(પરંપરા)ના કર્તૃત્વમાં હેતુ પ્રકૃતિ કહેવાય છે; (અને) સુખદુઃખોના ભોક્તૃત્વમાં હેતુ પુરૂષ કહેવાય છે. (૨૧) કારણ કે, પ્રકૃતિમાં (અહંભાવે) અધિષ્ઠિત થએલો પુરૂષ પ્રકૃતિથી નીકળેલા ગુણોને ભોગવે છે, (અને) સારી કે નઠારી યોનિમાં થતા જન્મનું કારણ એવા(પુરૂષ)નો ગુણોમાં રહેલો સંગ(રાગદ્વેષ)જ છે. (૨૨) (તેમને) જોયા કરતો, અને

---

(૨૦) અહીં વાંચો ગીતા. ૫. ૧૪. અને જ્યોતિ, તેમજ ગી. ૩. ૨૮ અને ગી. ૪. ૧૩. અને ગીતા. ૭. ૧૨ જ્યોતિ. કાર્યકારણ સંઘાતમાં ઉપાદાન હેતુ, અથવા કારણ, પ્રકૃતિ જ કહેવાય છે. એજ પ્રકૃતિ ઇશ્વરની પ્રેરણાથી અને એના અંકુશતળે રહીને જ નિશ્ચિત નિયમે અનેક ગુણોનો પોતામાં આવિર્ભાવ કરે છે, એટલે તેવી ગુણ પરંપરામાં તે પ્રકૃતિ જ પરિણમતી દેખાય છે. એવા પરિણામી દશ્યોનો ભોક્તા બુદ્ધિમાં પ્રતિબિંબરૂપે પ્રકટેલો પ્રત્યગાત્મા 'પુરૂષ' છે.

(૨૧) ગુણકર્મોને માટે જુવો. ગી. ૩. ૨૮. જ્યોતિ. વળી સર. શ્વેતા. ૧. (૮, ૯, ૧૦, ૧૨.) એકજ સદ્-ક્ષેત્રજ્ઞ-ચૈતન્યાત્મા અજ્ઞાનનો સંગ રહે ત્યાં સુધી જીવ ભાવે ભોક્તા, (ગી. ૧૩. ૧૨. ગી. ૨. (૬૨–૬૮), તેજ જ્ઞાની થતાં ઇશભાવે નિયંતા, જુવો. (ગી. ૧૩. (૮–૧૨); ગી. ૪. ૬.) અને માયાશક્તિ–પ્રકૃતિનાય સંગ રહિત એવા અસંગભાવે એ જ અક્ષર પરમાત્મા છે. (ગી. ૧૩. (૧૩–૧૫), 'સ્વ'રૂપે અસંગ એવા પરમાત્માને જ્ઞાન કે અજ્ઞાનનો સંગ ના જ થાય એવી વસ્તુસ્થિતિ છે, તેજ સત્ય છે; છતાં, એવો સંગ થતો સંસારમાં અનુભવાય છે દેખાય છે, તેથી તે સંગ અયથાર્થ જ હોવો જોઇએ. તેથી આવો જ્ઞાનઅજ્ઞાનનો સંસાર અનુભવ તે કેવળ માયાજાળ જ છે, પરત્માની એ અવર્ણ્ય, નહી કહી શકાય એવી, શક્તિ જ છે. ગી. ૧૩. (૩૦–૩૪). અને તે સંસારભોગને અર્થે જ પ્રયોજાયલી છે, એવો વેદાન્તનો તેમજ ગીતાનો નિર્ણય છે. શ્વેતા. ૧. ૯; ગીતા. ૧૩. ૨૭.

(૨૨) સર. ગી. ૯. (૫, ૧૦); અને ગીતા. ૧૫. ૧૭.

(તેથી) અનુમતિ આપનારો, (એટલે કે) પાળનાર (તેમજ) ભોગવનાર ('સ્વ'રૂપે) મહેશ્વર જ છે; અને આ દેહમાં એવા પરમ પુરૂષને પરમાત્મા પણ કહેવાય છે. (૨૩) આ પ્રમાણે જે (યોગી એવા) પુરૂષને અને ગુણોવાળી પ્રકૃતિને જાણે, તે ગમે તેમ પ્રવર્તતો હોય, છતાં ફરીને જન્મતો નથી.

(૨૪ કેટલાક ધ્યાન કરીને, તો બીજા સાંખ્યયોગવડે, અને બીજા કેટલાક કર્મયોગે કરીને, પોતાની મેળે પોતામાં જ આત્માને જુવે છે, અનુભવે છે. (૨૫) પણ બીજા એવું નહીં જાણનારા બીજાઓ પાસેથી (શ્રદ્ધાથી તેમના અનુભવ) સાંભળીને (પરમાત્માને) ઉપાસેછે, તેઓ પણ શ્રુતિને પરાયણ થએલા (ક્રમે કરીને) મૃત્યુને તરી જાય છે.

(૨૬) સ્થાવર કે જંગમ સત્વ (વસ્તુ) જેટલું ઉત્પન્ન

---

(૨૩) સર. બૃ. ૩. ૫. ૧. ત્યાં બ્રાહ્મણનું વર્ણન આપ્યું છે; અને તેનું બ્રાહ્મણત્વ કેવળ બુદ્ધિસ્થિતિ ઉપર જ રાખ્યું છે, માત્ર બાહ્ય દેખાતા આચરણ ઉપરજ નહીં. આવા યોગીની પ્રવૃત્તિ માત્ર કર્મના સંગ વગરની જ રહે છે, તેથી એને કર્મનો બંધ થતો નથી. જુવો ઇશા. ૨.

(૨૪) સર. ગી. ૧૨. (૯. ૧૨) સર. યો. સૂ. ૧. ૩; ૩. (૧૯. ૨૦); ૪. ૬; ૪. ૩૨. ગુરૂ કર્યો હોય તો જ મુક્તિ મળે, નહીંતો નહીં, એવી ખોટી માન્યતાને અહીં ગીતાએ નિવારી છે.

(૨૫) સર. ગી. ૪. (૩૯–૪૦). ગુરૂદ્વારા જ્ઞાન સંપાદન કરનારાનો માર્ગ આ શ્લોકમાં બતાવ્યો છે.

(૨૬) ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગનું તત્વદર્શન જુવો ગી. ૬. (૨૯–૩૨)ની જ્યોતિમાં. સર. યો. સૂ. ૨. ૧૭; ૩. ૩૫; અને યો. સૂ. ૨. (૨૩ થી ૨૫). જુવો છાં. ૬. ૩. (૧. ૩); બ્ર. સૂ.૧. ૧. ૨. ની જ્યોતિ. 'ક્ષેત્ર'માત્ર તે "જ્ઞાતા' એવા જીવેશ્વર ક્ષેત્રજ્ઞોના ભોગાર્થે થતા માયિક વ્યવહારના સંયોગે દેખાતુ પરિણામ છે. વિષયને ભો-

થતું દેખાય છે (તે બધુ), હે ભરતર્ષભ, ક્ષેત્રમાં ક્ષેત્રજ્ઞના (ભોગાર્થે થતા) સંયોગથી જ થાય છે, એમ તું જાણ.

(૨૭) સર્વે ભૂતોમાં સમાન રહેલા પરમેશ્વરનો, ભૂતોનો નાશ થતાંય, નાશ નથી જ થતો એમ જે દેખેછે, તે જ (ખરૂં) દેખે છે. (૨૮) કારણ કે, સર્વત્ર (ભૂતોમાં) સમાન પ્રસરી રહેલા ઇશ્વરને એક સરખો જોનાર–અનુભવનાર (માયાથી મોહ નહી પામેલો હોઇ) પોતે આત્માને હણતો નથી; તેથી એ પરમ ગતિને પામે છે. (૨૯) અને બધેય કર્મો તો પ્રકૃતિએ જ કરાયાં જાય છે, એમ જે દેખે છે, તેમજ, આત્માને જે (સ્વભાવે) અકર્તા (દેખેછે), તે જ (ખરૂં) દેખેછે. (૩૦) જ્યારે ભૂતોનો પ્રથક્(ભિન્ન)ભાવ

---

ગવવાની કામનાવાળો જીવ વિષયમાં તદ્રુપ થઇને તેનું ગ્રહણ કરે છે, ત્યારે જ વિષય પ્રકટ થાય છે; જ્યાંસુધી વિષયનું એને એવું ભાન રહે ત્યાંસુધી એનું પોતાના સ્વરૂપનું ભાન તો ભુલાયલું જ હોય છે. બુદ્ધિ પોતે પણ જ્યાં એના ગ્રહણનો વિષય બને છે, ત્યાં પણ એમ જ થાય છે. પણ જ્યાં બુદ્ધિનેય જોનારો બુદ્ધિથી જૂદો પ્રકટ થવા લાગે, ત્યાં પરમાત્માની ઝાંખી થવા, સમજાવા, લાગે છે.

(૨૮) સર. ગી. ૨. (૧૮–૨૫). ભૂત માત્રનું અધિષ્ઠાન થઇને સત્ પરમાત્મા 'જ્ઞ' રૂપે જ તેમને અસ્તિત્વ આપી રહ્યો છે. અને જોનારની બુદ્ધિમાં રહીને વિષયને પ્રકટ કરતાં 'છે' એમ સમાનતાએ સર્વ પદાર્થને તેજ પ્રકાશે છે. તે જ પરમેશ્વર જોવા યોગ્ય, સમજવા યોગ્ય, અને નિત્ય અનુભવવા યોગ્ય છે. કારણ કે તેજ તારો જીવાત્માનો 'સ્વ'ભાવ છે.

(૨૮) સર. ઇશા. ૧.

(૨૯) જુવો. ગી. ૩. (૫, ૨૭); ગી. ૧૮. ૧૧.

(૩૦) જુવો. કૌષી. ૩. ૬. જુવો. ગી. ૬. ૨૯ જ્યોતિ. વળી જુવો છાં. ૭. ૨૬. (૧–૨). આ શ્લોકમાં વિવિધતાનું દર્શન કેવળ

એક(આત્મા)માં જ રહેલો દેખાય, અને તેમાંથી જ તે વિસ્તરેલો (અનુભવાય), ત્યારે બ્રહ્મને પમાય છે.

(૩૧) આ પરમાત્મા અનાદિ છે તેથી, અને નિર્ગુણ છે તેથી, એ અવ્યય છે. (એટલે) શરીરમાં રહ્યા છતાં, હે કૌંતેય, તે (કર્મોને) કરતો નથી, અને (કર્મોથી) લેપાતો નથી. (૩૨) જેમ સૂક્ષ્મ છે તેથી સર્વવ્યાપક આકાશ (કશાથી) ખરડાતું નથી તેમ, દેહમાં બધેય રહેલો છતાં આત્મા લેપાતો નથી. (૩૩) જેમ એક સૂર્ય આખા જગતને પ્રકાશે છે તેમ, હે ભારત, ક્ષેત્રી આખા ક્ષેત્રને પ્રકાશે છે. (૩૫) ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ, એ બેના આવા અંતર(ભેદ)ને (જાણે), અને (સંસારના મૂળ) ભૂત પ્રકૃતિમાંથી (સંગ રહિત થઈને) વછુટવાનું જ્ઞાનચક્ષુએ જેઓ સમજે, તેઓ જ પરમ(ગતિ)ને પામે છે.

(ક્ષેત્રક્ષેત્રજ્ઞયોગ નામના તેરમા અધ્યાયનું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત.)

---

ચિત્તે કલ્પિત હોઈને માયિક જ છે, એમ સ્પષ્ટ ઉપદેશ છે. વિચારો. બ્ર. સૂ. ૧. ૧. ૨ ની જ્યોતિ; અને બ્ર. સૂ. ૨. ૩.૧૩ ની જ્યોતિ.

(તત્વાર્થસારની 'જ્યોતિ' સમાપ્ત.)

# અધ્યાય ૧૪

## (ત્રિગુણાત્મક ક્ષેત્રવિકાર.)

(૧) (ભગવાન૦) (હવે) જ્ઞાનોનું પરમ ઉત્તમ જ્ઞાન હું આ ફરીથી (તને) કહી સંભળાવુંછું, જે જાણીને બધા મુનિઓ અહીંથી પરમ સિદ્ધિને પામ્યા છે. (૨) એવા જ્ઞાનનો આશ્રય કરીને મારા સાધર્મ્ય(સ્વભાવ)ને પામેલા (જગત્‌ની) ઉત્પત્તિ વખતે જન્મતા નથી, તેમજ પ્રલય વખતે મરતા નથી.

(૩) મારી યોનિ (ઉત્પત્તિકારણ-ક્ષેત્ર) મહત્-બ્રહ્મ (મહાન્ મૂળ પ્રકૃતિ) છે; એમાં હું ગર્ભ મૂકુંછું. (તેનો પ્રેરક થાઉંછું.

---

(૧) આગલા તેરમા અધ્યાયમાં જે જ્ઞાનો કહ્યાં, તેમાંનું, જે એક પ્રકૃત કેવા ગુણોએ કરીને અને કેવી રીતે વૃદ્ધિને પામી જગત્‌માં પ્રકટી રહે છે, તે જ્ઞાન આત્મજ્ઞાનાર્થે અગત્યનું છે, તેથી તે પરમ ઉત્તમ જ્ઞાન છે; તેને અહીં ભગવાન હવે વિસ્તારથી સમજાવે છે. આવી વિવિધગુણી પ્રકૃતિએ પ્રેરાતા પ્રાણીઓ કેવા વ્યવહાર કરે છે, તે પણ અહીં સ્પષ્ટ કરી બતાવ્યું છે.

(૨) બ્રહ્મલોકમાં રહ્યા છતાં જેમનું દ્વૈત જ્ઞાન પૂર્ણ યોગને નહીં પામતાં ગળી ગયું નથી, તેવા યોગમાં આરૂઢ થવા મથતા ઉપાસકો પ્રલય વખતે પણ કૈવલ્યને નથી જ પામતા. અને જ્યાં પુનઃ કલ્પ શરૂ થાય છે ત્યાં તે બ્રહ્મલોકમાં પાછા ફરે છે. ત્યાં રહીને પરમ જ્ઞાનવાન થઈ યોગી થાય તો જ બ્રહ્મલોકમાંથી તેની કૈવલ્ય મુક્તિ થાય છે, એમ ગીતાનો મત છે. જુવો ગી. ૮. (૧૫–૧૯).

(૩) યોનિ એ પ્રાકૃત (Passive)ઉત્પાદક કારણ છે. અને સ્ત્રી-યોનિમાં બાયેલોજીષ્ટ એને–એવા જીવતા ઉત્પાદકકારણને–"Ovum" કહે છે. અક્ષર પુરૂષ જે એનો પ્રેરક છે, તેની અપેક્ષાએ આ મૂળ પ્રકૃતિને તેની યોનિ એમ કહ્યું છે. તે 'Passive' એટલે જડ, વીર્યધારક છે. આ મહત્ યોનિ જ્યારે અક્ષરના વીર્યને ધારણ કરીને તેની

**એટલે) હે ભારત, (પછી) એમાંથી બધાં ભૂતોનો સંભવ થાય છે. (૪) બધીય યોનિઓમાં (ક્ષેત્રોમાં) જે મૂર્તિયો (શરીરો) થાય છે, તે(યોનિઓ)ની (પણ) યોનિ મહત્ બ્રહ્મ છે, અને (તેથી) હું બીજ મૂકનાર (સર્વનો) પિતા છું.**

**(૫) સત્વ, રજસ્, અને તમસ્, એવા (ત્રણ) ગુણો પ્રકૃતિમાંથી થયા છે. હે મહાબાહો, તેઓ અવ્યય દેહીને**

---

પ્રેરણાથી જગત્‌ને સૃજવા માંડે છે ત્યારે, આ અવ્યકૃતમાંથી પ્રથમ પ્રકટ થતો 'હું'રૂપે હિરણ્યગર્ભ ઉદ્દ્ભવે છે. અને બધાં ભૂતો ક્રમશઃ તેમાંથી નીસરે છે. આ બધીય યોનિયોમાં મૂળ પુરૂષે પ્રેરિત પ્રકૃતિ જ વિસ્તાર પામી રહી છે, તેથી તેમની એ મહદ્દયોનિ માતારૂપ યોનિ મનાય છે. તેનો પ્રેરક પરમ અક્ષર તેથી આ સર્વનો પિતા જ છે.

(૫) સર. છાં. ૬. (૨–૪) ખંડો. પ્રકૃતિના ત્રણ ભાવને ત્યાં તેજ, જળ, અને અન્ન કહ્યા છે. અને તેમના ગુણોને લાલ, શ્વેત, અને કૃષ્ણ એવા રંગોએ વર્ણવ્યા છે. આવા ગુણોનો વિસ્તાર જગત્‌રૂપે પરિણમે છે. સત્વ, રજસ્ અને તમસ્ એ નામો ગીતામાંથી સાંખ્ય દર્શનમાં ગએલાં જણાય છે.

અનુભવમાં ગુણોના વિભાગ સર્વાંશે સ્પષ્ટ સમજી શકાય તેમ નથી, કારણ કે, પ્રકૃતિનાં કાર્યો વિવિધ અંશે બંધાયલા ગુણોનાં પરિણામો છે. તેથી માત્ર ગુણોના બે અંતિમ પરિણામો, જે બહુ સ્પષ્ટ જણાય છે, તેમને સ્પષ્ટ પ્રકટ કરી, જેમાં એ બે અંતિમ ગુણોના વિવિધ અંશો અનેક પ્રમાણમાં ભળીને અનંત પરિણામો ઉપજાવે છે તેમને સર્વને એક જ મધ્યમ ગુણમાં મુકીને, પ્રકૃતિના બધા ગુણોને સત્વ, રજસ્, અને તમસ્‌ના વિભાગથી તપાસ્યા છે. અર્થાત્, જે વસ્તુમાં પ્રકટ ઉત્તમતા જ, એટલે વિવિધતામાં ઐક્યનો અનુભવ કરાવવા તરફ સ્પષ્ટ વલણ હોય, તેનો સત્વગુણ કહ્યો. અને ઐક્યમાંય જે વસ્તુ વિવિધતાનો જ અનુભવ કરાવવા તરફ દોરે તેનો તામસ ગુણ કહ્યો. આ સિવાયના તમામ મિશ્ર ગુણોને રજસ્ કહ્યા. આ સિવાયના ગુણોના વિવેચન માટે બીજો સરળ માર્ગ નથી, માટે ગીતાએ તે-

(દેહભૂતને) દેહમાં (અહંભાવે) બાંધી રાખે છે. (૬) તેમાં સત્વ (ગુણ) નિર્મળ હોવાથી પ્રકાશક અને નિર્દોષ છે. હે નિષ્પાપ, (તેથી) તે (દેહીને) સુખના અને જ્ઞાનના સંગમાં બાંધે છે. (૭) રજસ્‌ને તું રાગાત્મક જાણ. તે તૃષ્ણાનો સંગ કરાવનાર છે. હે કૌંતેય, (તેથી) તે દેહીને કર્મ(ક્રિયા)ના સંગથી બાંધે છે. (૮) તમસને તું અજ્ઞાનથી થએલું જાણ. તે સર્વ દેહીને મોહ કરાવનાર છે. હે ભારત, (તેથી) તે (દેહીને) પ્રમાદ, આળસ, કે નિદ્રાદિથી બાંધે છે. (૯) હે ભારત, (આમ) સત્વ સુખમાં, અને રજસ્ ક્રિયામાં જોડે છે. પણ તમસ્ તો જ્ઞાનને ઢાંકી દઇ(છાવરી)ને પ્રમાદમાં જ જોડે છે.

(૧૦) હે ભારત, રજસ્ અને તમસ્‌ને ડબાવ્યાથી સત્વ પ્રકટ થાય છે. તેમજ સત્વ અને તમસ્‌ને (ડબાવ્યાથી) રજસ્, અને સત્વ અને રજસ્‌ને (ડબાવ્યાથી) તમસ્ (પ્રકટ થાય છે). (૧૧) આ દેહમાં સર્વે (ઇન્દ્રિયોરૂપી) દ્વારોમાં જ્યારે પ્રકાશ, (એટલે) નિર્મળ જ્ઞાન, ઉદય થાય (પ્રકટે), ત્યારે જાણવું કે સત્વની વૃદ્ધિ થઇ. (૧૨) હે ભરતર્ષભ, રજસ્‌ની વૃદ્ધિ થતાં લોભ, પ્રવૃત્તિ, કર્મોનો આરંભ, અશાન્તિ, અને તૃષ્ણા, એટલાં ઉત્પન્ન થાય છે. (૧૩) હે કુરૂનંદન, તમસ્‌ની વૃદ્ધિ થતાં (બુદ્ધિમાં) અંધારૂં (અપ્રકાશ), અપ્રવૃત્તિ,

---

મજ શ્રુતિએ પ્રકૃતિનો સંસાર સમજાવવા આવીજ પદ્ધતિ સ્વીકારી છે, તે યોગ્ય છે. કોઈ પરદેશી વિદ્વાનો આવી સયૌક્તિક પદ્ધતિને કેવળ પાંડિત્યના ડોળવાળીજ કહે છે, તે એમના વિવેકનો વિભ્રમ છે.

(૧૦) ગુણોને પ્રયત્ન કરીને ફેરવી શકાય છે એમ પ્રતિપાદન કરી, ગીતા પુરૂષાર્થની મહત્તા પ્રકટ કરે છે; અને સર્વ સત્વગુણી ઉપાસકોને બ્રહ્મજ્ઞાન પ્રાપ્તિમાં પ્રયત્નશીલ થવા પ્રેરે છે.

(૧૧) આ શ્લોકોમાં ગુણોના આવિર્ભાવનાં મનોવૃત્તિમાં સ્પષ્ટ પ્રકટ થતાં ચિન્હો બતાવ્યાં છે.

(આળસ, નિદ્રા) અને પ્રમાદ, અને મોહ, એટલાં થાય છે. (૧૪) સત્વની પ્રવૃદ્ધિ હોય ત્યારે જો દેહધારી મરી જાય તો, તે ઉત્તમ જ્ઞાનીઓના નિર્મળ લોકને પામે છે. (૧૫) રજસ્ (ની પ્રવૃદ્ધિ) વખતે મરી જઇને તે કાર્યમાં આસક્તિ વાળી યોનિઓમાં જન્મે છે. તેમજ, તમસ્ (ની પ્રવૃદ્ધિ) વખતે મરેલો મૂઢની યોનિમાં જન્મે છે.

(૧૬) વિદ્વાનો કહે છે કે, સુકૃત્ કર્મનું ફળ સાત્વિક અને નિર્મળ (સુખ) છે, રજસ્નું ફળ દુઃખ, અને તમસ્નું ફળ અજ્ઞાન છે. (૧૭) સત્વમાંથી જ્ઞાન પ્રકટ થાય છે, અને રજસ્માંથી લોભ જ (થાયછે), અને તમસ્ હોય ત્યારે પ્રમાદ અને મોહ (થઇને) અજ્ઞાન જ (થાય છે).

(૧૮) સત્વમાં ઠરેલા ઉંચે જાયછે, રાજસવાળા મધ્ય (ચંદ્રાદિ લોક)માં રહે છે. અને, કનિષ્ઠગુણની વૃત્તિમાં રહેલા તામસવાળા અધોગતિએ જાય છે.

(૧૯) જ્યારે દ્રષ્ટા (પુરૂષ), ગુણો સિવાય બીજા કોઇને (કર્મોના) કર્તા રૂપે અનુભાવતો નથી, અને ગુણોની પારના(પરમાત્મા)ને ઓળખે છે, ત્યારે તે મારાભાવને જ પામે છે. (૨૦) દેહનો ઉદ્ભવ કરનારા એવા આ ત્રણે ગુણોની પાર નીકળી જઇને દેહી જન્મ, મૃત્યુ, કે જરાનાં દુઃખોથી મુક્ત થતાં અમૃતને ભોગવેછે.

(૨૧) (અર્જુન૦) હે પ્રભુ, ત્રણે ગુણોની પાર ગ-

---

(૧૪) ગુણાનુસાર દેહાન્તર ગમનનો વિચાર અહીંથી શરૂ થાય છે.

(૧૯) અહીં યોગીની ગુણોને વિષે થતી બુદ્ધિને પુનઃ સમજાવે છે. યોગીને તેની નિશ્ચળ બુદ્ધિમાં થતી વ્યવહારની પરંપરા કેવળ ગુણોનો જ વિકાર છે એમ સ્પષ્ટ ભાન રહે છે, તેથી તે પોતાને તો સત્માં જ સ્થિર થએલો અનુભવે છે. સર. ગી. ૩. ૨૮.

(૨૧) અહીં સરખાવો ગીતા. ૨. ૪૫.

એલો (પુરૂષ) કેવાં લક્ષણોએ યુક્ત હોય છે? તે કેવા આચારવાળો (હોય છે), અને એ ત્રણે ગુણોની પાર કેવી રીતે તરી જાય છે? (તે કહો.)

(૨૨) (ભગવાન૦) હે પાંડવ, જ્ઞાનપ્રકાશ, કે પ્રવૃત્તિ, કે મોહ પણ, પ્રવર્ત્યા (થયાં) હોય તો, (જે તેમનો) દ્વેષ (અનાદર) કરતો નથી, અને તે નિવૃત્ત થયાં (શમ્યાં) હોય તો, (તેમની જે) આકાંક્ષા (ઇચ્છા) કરતો નથી. (૨૩) (એમ) ઉદાસીનની પેઠે રહેલો (આવા) ગુણોથી જે ચળાયમાન થતો નથી, અને ગુણો જ (ગુણોમાં) પ્રવર્તે છે, એમ (માનીને) સ્થિર જ રહેછે અને ડગતો નથી. (૨૪) (વળી જે) દુઃખસુખમાં સમાન ભાવ વાળો; સ્વસ્થ; માટી, પથ્થર, કે સુવર્ણને સરખું જ ગણનારો; પ્રિય અને અપ્રિય જેને સરખાં છે એવો; ધીર; અને જેને નિંદા, કે પોતાની સ્તુતિ સરખાં છે એવો; (૨૫) (વળી) માન કે અપમાનમાં સમતાવાળો; મિત્ર કે, શત્રુ પક્ષમાં સમતાવાળો; સર્વે આરંભોનો (પોતે) પરિત્યાગી (માનતો) હોય, એવો (હોય તે) જ ગુણોની પાર ગએલો કહેવાય છે. (૨૬) વળી, મને નિશ્ચળ ભકિતયોગવડે જે સેવેછે, તે એવા ગુણોને સંપૂર્ણ તરી જઇને બ્રહ્મભૂત થવાને યોગ્ય ગણાય છે. (૨૭) કારણ કે, અમૃત અને અવ્યય એવા બ્રહ્મની હું જ પ્રતિષ્ઠા છું, વળી શાશ્વત ધર્મની અને એકાન્તિક (પરમાવધિ) સુખની (પણ હું જ પ્રતિષ્ઠા છું).

(ગુણત્રયવિભાગયોગ નામના ચૌદમા અધ્યાયનું ગુજરાતી ભાષાન્તર સમાસ.)

---

(૨૨) સર. ગી. ૨. (૫૪. ૭૨), ૧૬. (૧. ૩); ૧૩. (૮. ૧૧).

(ત્રિગુણાત્મક ક્ષેત્રવિકારની 'જ્યોતિ' સમાસ.)

# અધ્યાય ૧૫ મો.

## (અશ્વત્થ વૃક્ષનો ક્ષરાક્ષરવિવેક)

(૧) ઉપર (અક્ષર રૂપી) મૂળ, અને નીચે (ભૂતોના વિસ્તાર રૂપી) શાખાઓ વાળો, અને (વેદના) છંદો રૂપી

---

(૧) આગલા અધ્યાયમાં વર્ણવેલો ત્રિગુણાત્મક ક્ષેત્રવિસ્તાર તેજ આ વ્યક્ત બ્રહ્માત્મક અનાદિ અશ્વત્થ નામક સંસારવૃક્ષ છે. તેને પીંપળો, કે વડ, કે સમડો કહીને વારંવાર શાસ્ત્રોમાં વર્ણવ્યું છે. અહીં તો એ વડ જ છે, તે એની મૂળાડીઓના વર્ણન ઉપરથી સ્પષ્ટ થાય છે. આ વૃક્ષને બ્રહ્મવૃક્ષ, કે બ્રહ્મવન પણ કહ્યું છે. જુ. (મહા. અશ્વ. ૩૫, ૪૭.)

આવા વૃક્ષનું કઠ. ૩. ૧; મુંડ. ૩. ૧. ૧. શ્વેત. ૬. ૬. આદિ ઉપનિષદોમાં કથન છે. વળી ન્યગ્રોધ એટલે વડવૃક્ષના બીનું દૃષ્ટાન્ત છાં. ૬. ૧૨. ૧. માં આપ્યું છે.

આ વૃક્ષનાં વર્ણન વળી સંહિતામાં પણ આવે છે. જુવો ઋ. ૧. ૨૪. ૭; ૧૦. ૧૯. ૫. ૧. અથર્વ ૫. ૪. ૩; વળી. ઋ. ૧. ૧૬૪. ૨૨; અને ૫. ૫૪. ૧૨. આ સંસારવૃક્ષ ક્ષરાક્ષર ભાવે વિસ્તરે છે, તેને માટે જુ. શ્વેતા. ૧. ૮.

આ વૃક્ષને 'અશ્વત્થ' કહેવાના કારણમાં તૈત્તિરીય બ્રાહ્મણમાં ૩. ૮. ૧૨. ૨. માં એમ કહ્યું છે કે, યજ્ઞ પ્રજાપતિ પિતૃયાણ વખતે દેવ લોકમાંથી ઉડી જઇને આ વૃક્ષમાં અશ્વરૂપે ગુપ્ત રહ્યા હતા. બૃહદારણ્યક ઉપનિષદ્‌ની શરૂઆત જ અશ્વમેધના ઉપદેશથી થાય છે.

અહીં "અશ્વ" એટલે આવતી કાલ, ત્યાં સુધી જ 'સ્થ' એટલે ટકનાર, એવું 'અશ્વસ્થ'; તેથી, કાર્યકારણ સંઘાતમાં નિયમાતો ચલિત—નાશવાન સંસાર એવો જ યોગ્ય અર્થ એમ કર્યો છે.

પરમાત્મ તત્વને જ અવ્યય, નિર્વિકાર, એવો શબ્દ લગાડવામાં આવે છે. એજ અવ્યય શબ્દ આ અધ્યાયમાં અનેક સ્થળે વપરાયો છે; તેથી અશ્વત્થ વૃક્ષને 'સ્વ'રૂપે જ અવ્યય કહી શકાય. એનું એજ સ્વરૂપ જાણવા યોગ્ય છે. દૃશ્ય કાર્યસ્વરૂપને તો સર્વ કોઇ જોઇ જ રહ્યું છે, તેને જાણવાને પ્રયત્ન શો?

આ શ્લોકમાં ભગવાનની યોગ માયા પ્રાણીમાત્રને ઇન્દ્રિયોના

જેનાં પાંદડાં છે, એવા (સંસારાત્મક) અશ્વત્થ વૃક્ષને ('સ્વ'-રૂપે) અવ્યય કહે છે; તેવા (સ્વરૂપ)ને જે સમજે છે, તે જ (ખરો) વેદવિદ્ છે. (૨) એની શાખાઓ નીચે અને ઉપર (બધેય) ફેલાયલી છે. તેઓ ગુણોએ કરીને વધેલી, અને વિષયોએ કરીને અંકુરિત (રોમાંચિત) છે. વળી કર્મમાં પરંપરાએ બાંધીજ રાખતી એની (વાસના રૂપી) મૂળાડીઓ મનુષ્યલોકમાં ઠેઠ અધઃ (નીચીગતિ) સુધી લંબાતી ગઈ છે.

(૩) આ લોકમાં એનું એવું (અવ્યય) રૂપ પકડાતું નથી; તેમ એનાં અંત કે, શરૂઆત કે, સ્થિરતા પણ (જડતાં નથી). સજ્જડ વધેલી મૂળાડીવાળા આ અશ્વત્થને દૃઢ અસંગતા(વિરાગ)ના શસ્ત્ર વડે છેદીને, (૪) પછી જેમાંથી (આ) પુરાણી (સંસાર)પ્રવૃત્તિ પ્રસરી રહી છે, તેવા આદિ પુરૂષને જ હું શરણે છું એમ (સંકલ્પ) કરી, જ્યાં ગએલા પાછા ફરતા નથી તેવા (અવ્યય) પદને શોધવું જોઇએ. (૫) માન અને મોહને ત્યજેલા, સંગ(આસકિત)ના દોષોને જીતેલા, અધ્યાત્મ જ્ઞાનમાં નિત્ય સ્થિર, શમેલી કામનાવાળા, સુખ દુઃખના દ્વંદોથી મુક્ત, એવા (પાપોથી) મોહિત નહીં થએલા છે, તેજ તે અવ્યય પદને પામે છે.

(૬) એ(પદ)ને સૂર્ય, ચંદ્ર, કે અગ્નિ પ્રકાશ કરી

---

વિષય ભોગમાં તાણી લાવી સંમોહ કરાવે છે, તેથી પોતાના સ્વભાવનું અવ્યય સ્વરૂપ સર્વે વિસરી જ જાય છે. આવા કારણથી તે રૂપ અસંયમીને પકડાવું મુશ્કેલ છે.

સંસારના કર્માશયને વધારનારી મૂળાડીઓને છેદનાર 'અસંગતા', એટલે કર્મના ફળમાં આસક્તિનો અભાવ, તે જ ઉત્તમ શસ્ત્ર છે, એમ ભગવાનનું કહેવું છે. જુવો. ગી. ૨. (૪૭–૪૮) જ્યોતિ. સર. બૌધોનું ધમ્મપાદ.

(૬) શ્વેતા. ૬. ૧૪. મુ. ૨. ૨. ૧૦; કઠ. ૫. ૧૫. સૂર્યચંદ્રા-

શકતા નથી. જ્યાં જઇને પાછા ફરવાનું થતું નથી એવું એ પરમ ધામ મારૂં જ છે.

(૭) મારો જ જાણે અંશ આ જીવવાળા લોકમાં જીવરૂપે થયો છે; (અને) તે સનાતન (નિત્ય) છે. તે મન સાથે છ (સૂક્ષ્મ) ઇન્દ્રિયો, જે પ્રકૃતિમાં રહેલી છે, તેમને આકર્ષે છે. (૮) (અને) એ (જીવભૂત) ઇશ્વર, જે શરીર લે છે અને વળી છોડે છે, તે એમને (ઇન્દ્રિયોને) સાથે પકડી રાખીને જ, આશય(પુષ્પાશ્રય)માંથી ગંધોને (પકડીને જ સંચરતા) વાયુની પેઠે, સંચરે છે. (૯) આવો એ (સંસારી સ્થૂળ) શ્રોત્ર, ચક્ષુ, સ્પર્શન, અને રસના, અને ઘ્રાણ, તેમજ મનનો અધિષ્ઠાતા થઇને વિષયોને ભોગવે છે.

(૧૦) આવા (શરીરમાંથી) ઉઠી જતા, ત્યાં રહેલા, કે ગુણોમાં (આસક્તિથી) જોડાઇને (તેમને) ભોગવતા(સંસારી)ને, જે મોહિત થએલા (મૂઢ) છે, તેઓ જોઈ શકતા (અનુભવતા)જ નથી; પણ જ્ઞાન રૂપી ચક્ષુવાળા તેને જુવે છે. (૧૧) પ્રયત્નશીલ એવા યોગીઓ એને આત્મામાં અવસ્થિત (પોતાના જીવાત્મારૂપે) થએલો જુવે છે. પણ પ્રયત્નશીલ છતાં આત્માને હાથ કર્યા વગરના (અકૃતાત્મા), તેથી, અ-

---

દિના જ પ્રકાશકને તે સૂર્ય ચંદ્રાદિ કેમ પ્રકાશી શકે ?

(૭) સર. પ્ર. સૂ. ૨. ૩. ૪૩. જ્યોતિ; ગી. ૭. ૧૦.

(૮) લિંગાત્મા દેહાન્તર ગમન કેવા રૂપે અને કેવી રીતે કરે છે, તે અહીંયાં સમજાવ્યું છે. લિંગાત્મા સૂક્ષ્મેદ્રિયોને સાથે પકડી રાખીને જ લોકન્તરમાં ફરે છે.

(૯) સર. કૌષી. ૩. ૫.

(૧૦) શરીર અને તેમાંથી સંચરતા લિંગાત્માને પણ કેટલાક મૂઢો તો સમજી શકતા જ નથી. જુવો. ગી. ૧૩. (૨૧-૨૨).

સ્થિર ચિત્તવાળાઓ, એને જોઈ શકતા નથી.

(૧૨) આદિત્યમાં રહેલું જે તેજ આખા જગતને પ્રકાશે છે, અને જે ચંદ્રમાં તથા અગ્નિમાં રહેલું છે, તેવા તેજને તું મારૂં જ જાણ. (૧૩) વળી પૃથ્વીમાં પેશીને હું મારા ઓજસ્થી ભૂતોને ધારણ કરી રહુંછું, અને રસાત્મક સોમ થઈને હું બધી ઔષધિઓને પોષુંછું. (૧૪) હું વૈશ્વાનર થઈને પ્રાણીઓના દેહમાં રહ્યો છું, અને પ્રાણાપાન સાથે જોડાયલો હું ચારે પ્રકારનાં અન્નને પચવું છું. (૧૫) હું સર્વના હૃદયમાં નિવાસ કરી રહેલો હોઈને, મારાથી જ સ્મૃતિ કે જ્ઞાન, અને તેમનો નાશ, થાય છે. બધાય વેદોથી હું જ વેદ્ય (જાણવા યોગ્ય) છું, અને હું જ વેદાન્તનો કર્તા, અને વેદનો જાણનાર છું.

(૧૬) આ લોકમાં બે પુરૂષો છે; એક ક્ષર, અને બીજો

---

(૧૫) સર. કૈવ, ૨. ૩. 'વેદાન્ત' શબ્દ ત્યાં સ્પષ્ટ વાપર્યો છે, અને વળી તે મુંડ. ૩. ૨. ૬. તથા શ્વેતા. ૬. ૨૨. માં પણ વપરાયો છે. એટલે, આવું જ્ઞાન 'વેદાન્ત' તરીકે ઘણા પુરાણ કાળથી ઓળખાતું. જુવો છાં. ૬. ૭. ૪. જ્યોતિ. ત્યાં 'સ્મૃતિ'નો વિષય ચર્ચો છે.

(૧૬) 'અક્ષર' અક્ષર શબ્દના બે અર્થ છે. (૧) ક્ષર અથવા વિનાશ રહિત, એવો સાપેક્ષ અક્ષર. તેમજ (૨) બીજું નિત્ય અને નિરપેક્ષ અવ્યય રૂપે અક્ષરબ્રહ્મ. ગી. ૮. ૩. માં આવા અક્ષર બ્રહ્મને વળી 'પરમ અક્ષર' કહ્યું છે. અને ગી. ૮. ૨૧ માં એજ અર્થમાં અક્ષર શબ્દ વાપર્યો છે,

અક્ષર એવું અવ્યક્ત મૂળ, જે ક્ષરની અપેક્ષાએ જ અક્ષર કહેવાય છે, તે અર્થમાં "અક્ષર"નો ઉપયોગ ગી. ૧૨. ૩. માં, તેમજ અહીં થયો છે. અને એજ જગતના મૂળનો "અવ્યક્ત" શબ્દે કરીને કરેલો ઉપદેશ ગી. ૮. ૧૮, ગી. ૧૨. ૧ માં થયો છે. આ શ્લોકનાં ક્ષરાક્ષર તે સાપેક્ષ, તેથી માયિક, છે.

વળી પરમાત્માના ક્ષરાક્ષર ભાવ માટે સર. શ્વેતા. ૧. (૮. ૧૨). ત્યાં પરમાત્મા દેવને અક્ષર જ કહ્યો છે. તે માયાયુક્ત થતાં

અક્ષર. ક્ષર છે તે સર્વે ભૂતો છે, અને કૂટસ્થ (ભૂત ગણમાં કારણભાવે અવ્યકત રહેલું) છે તે 'અક્ષર' કહેવાય છે. (૧૭) પણ (આનાથીય) બીજો ઉત્તમ પુરૂષ છે, 'તે પરમાત્મા' કહેવાય છે, જે અવ્યય ઇશ્વર (હોઇને) આ ત્રણેય લોકને (અધિષ્ઠાનરૂપે) વ્યાપીને ધારણ કરી રહે છે. (૧૮) જે કારણથી હું આ ક્ષરની પારનો છું, અને (ઉપર કહ્યા એવા) 'અક્ષર'થી પણ ઉત્તમ છું, તે કારણથી, આ લોકમાં અને વેદમાં હું "પુરૂષોત્તમ" તરીકે

---

ઇશ્વરભાવે જગત્ નિયંતા થાય છે ત્યાં ક્ષર—અક્ષર એવા બે રૂપે જોડએજ પ્રકટ થાય છે. તેમાં ક્ષરભાવ તે પ્રકૃતિ, અને અક્ષર તે જીવેશ્વર. તે અક્ષરના જોડખામાંનું એક ઇશભાવ, અને બીજો અનીશભાવ. આ ત્રણે અનાદિ હોઇ તેમને અજ કહ્યા છે.

(૧૭) જુવો. ગી. ૮. (૨૦—૨૨). અહીંના શ્લોક ૧૮ માં જે "અક્ષર" કહ્યો છે તે શ્લોક ૧૬ માંનો સાપેક્ષ અવ્યકૃત—બીજ ભાવ જ છે. નિત્ય અવ્યય રૂપ નહીં. અવ્યય તો એનીય પારનો પરમાત્મા, અથવા પરમઅક્ષર છે. વળી જુવો. ગી. ૧૩. (૨૨—૨૩) ત્રણ લોકના ધારક માટે જુવો. ગી. ૯. ૫.

વળી આવા પરમ અક્ષર રૂપ પરમાત્માને અહીં "પુરૂષોત્તમ" તરીકે પ્રકટ કર્યો છે. જેને કઠ. (૩. ૧૧માં) શ્રુતિએ 'પુરૂષ' એમજ કહ્યો છે, અને જે 'અવ્યકૃત' અક્ષરથીય પર છે.

( ૧૮ ) **यस्मात् अतो**, જે કારણથી, તે કારણથી, એવા ખાસ શબ્દો વાપરીને ભગવાન એવા 'કારણને' આ શ્લોકના વિચારમાં પ્રાધાન્ય આપવા ઇચ્છે છે એમ સ્પષ્ટ દેખાય છે, તેથી તે કારણને સમજવું આવશ્યક છે.

જે કારણથી એમની પુરૂષોત્તમતા છે, તે કારણ ગીતામાં બતાવ્યા પ્રમાણે આવું છે. ભગવાને પોતેજ આગળ કહ્યું છે કે, હું ચિદ્રુપ સત્ છું, તેથી જ એ સત્ આ સર્વ દશ્યથી ઉત્તમ છે. કારણ કે આવાં સર્વજ્ઞથી જ્ઞેય માત્ર વિલક્ષણ છે, અને તે અસત્ છે, તેથી તે નાશવાન છે. અને આખો કાર્યકારણનો સંઘાત 'જ્ઞેય' છે, તેથી નાશવાન જ છતાં, કાર્ય અને કારણની અપેક્ષાએ મહદાત્મ જે સર્વવ્યાપક કારણ છે, અને જ્યાંથી

પ્રસિદ્ધ છું. (૧૯) જે કોઈ મોહ નહીં પામેલો (મુમુક્ષુ) મને આમ પુરૂષોત્તમ રૂપે ઓળખે છે, તે સર્વને જાણનારો થાય છે. અને હે ભારત, એ સર્વભાવે મને જ ભજે છે. (૨૦) હે નિષ્પાપ, આમ આવું ગુહ્યતમ શાસ્ત્ર મેં (તને) કહ્યું. હે ભારત, એને સમજ્યા પછી જ બુદ્ધિમાન્ અને કૃતકૃત્ય થવાય છે.

( પુરૂષોત્તમયોગ નામના પંદરમા અધ્યાયનું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત.)

---

આ દસ્યની સંઘાતમાં ઉત્પત્તિ થઇ છે, તેને અક્ષર કહ્યું છે. એટલે અસત્ ક્ષરની અપેક્ષાએ સદ્રુપ હું તે અક્ષર અને ઉપરનો છું, એ તો કાર્યકારણ સંઘાતના નિયમે જ સ્પષ્ટ છે. છતાં, મારૂં 'સ્વ'રૂપતો તેની ય ઉપરનું, કેવળ ચિદ્રુપ અને અવ્યય એવું છે. આ સંઘાતચક્રના પણ અધિષ્ઠાન રૂપે એવો હું જ સૂત્ર છું, તેથી એવા સંઘાતના કારણાત્મક અવ્યકૃત અક્ષરની પણ ઉપરનો, એવો સર્વોત્તમ પુરૂષ છું. આમ કારણને ખાસ ધ્યાન ઉપર લાવી ભગવાન પરમાત્માનો સ્વભાવ પુનઃ પ્રકટ કરે છે કે, તે તો એકલું સત્જ છે, અને એવા અવ્યય સત્ના ઉપર દેખાતું આખું વિશ્વ જે ક્ષર તેમજ અક્ષરભાવે ખડુ થાય છે, તે અસત્ હોઇને તે મારૂં પુરૂષોત્તમનું 'સ્વ'રૂપ નથી, પણ એ તો દષ્ટાની અવિદ્યાએ મારામાં જણાતો માયિક પ્રપંચ જ છે. જુવો ગીતા. ૨. ૧૬. જ્યોતિ.

(૨૦) આવા પરમાત્માનો સાક્ષાત્કાર કર્યા પછી જ, એવા પરમાત્માને પામ્યા પછી જ, મનુષ્યને બુદ્ધિમાન્ અને કૃતકૃત્ય કહી શકાય. જ્યાં સુધી એણે આવા અદ્વૈત્ પરમાત્માને ઓળખ્યો નથી, અને તેને ઓળખીને જ્યાંસુધી તેવા જ્ઞાનથી તે રૂપે થયો નથી ત્યાંસુધીનું તેનું જ્ઞાન કેવળ માયિક જાળમાં જ ભટકતું હોઈને પરમાર્થની દષ્ટિએ અજ્ઞાન–અવિદ્યા રૂપ જ છે, એ પરમ વિદ્યાના અભાવવાળું જ છે, તેથી, તે સ્થિરબુદ્ધિ પણ નથી.

( ક્ષરાક્ષરની 'જ્યોતિ' સમાપ્ત ).

# અધ્યાય ૧૬.

## (દૈવાસુરી સંપત્)

(૧) (ભગવાન૦) અભય, સત્વ(અંતઃકરણ)ની સંશુદ્ધિ, જ્ઞાન, અને તેના યોગ(વ્યવહાર)ની બરાબર વ્યવસ્થા, દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, અને સરળતા; (૨) અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાન્તિ, હલકાટનો અભાવ, ભૂતમાત્ર ઉપર દયા, અલોલુપતા, મૃદુતા, લજ્જા, અને અચપળતા. (૩) આત્મતેજ (ઓજસ્), ક્ષમા, ધૃતિ, પવિત્રતા, અદ્રોહ, અને બહુમાનથી રહિતપણું : આટલા (ગુણો) હે ભારત, દૈવીસંપત્તિએ જન્મેલાના હોય છે.

(૪) દંભ, દર્પ, અને અભિમાન; ક્રોધ, અને કઠોરતા, અને અજ્ઞાન : એટલા (ગુણો) હે પાર્થ, આસુરી સંપત્તિએ જન્મેલાના હોય છે.

---

(૧) અહીં વાંચો ગી. ૨. (૫૪, ૭૨)માં સ્થિતપ્રજ્ઞનું વર્ણન; ગી. ૧૩. (૮–૧૧). અને ગી. ૧૪. (૨૨–૨૬).

આ દૈવી સંપત્તિની વૃત્તિઓ છે. દુનિયાના કોઈ પણ ધર્મમાં બતાવેલા આચાર કરતાં અહીં બતાવેલા આચારના ગુણોની સંખ્યા સંપૂર્ણ છે, તેમજ એ સર્વ ગુણોના આવિર્ભાવનું મૂળ પ્રાણી માત્રને ઐકયમાં જોડનાર પરમાત્માના સ્વીકારમાં જ રહ્યું છે, અને એના આચારની શ્રેષ્ટતાનું પ્રમાણ તેના પ્રયોજનાત્મક લોકસંગ્રહાર્થમાં જ સમાયલું છે. ધર્મના લક્ષણ માટે જુવો નારદપરિવ્રાજકોપનિષદ્ (૩. ૨૪), ત્યાં કહ્યું છે કે,

**धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।**
**धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणं. ॥**

(૪) અહીં આસુરી સંપત્તિની વૃત્તિઓ બતાવી છે. આવી વૃત્તિવાળાને અસુરો કહેવાય છે.

(૫) દૈવી સંપત્તિ મોક્ષને આપનારી, અને આસુરી (સંપત્તિ) બંધનમાં નાખનારી મનાય છે. હે પાંડવ, શોચીશ નહીં, તું તો દૈવીસંપત્તિએ જ જન્મ્યો છું.

(૬) આ લોકમાં બે પ્રકારનાં પ્રાણીઓ (જીવો) છે. દૈવ, અને આસુર. દૈવનું તો (ઉપર) વિસ્તારથી કહ્યું. હે પાર્થ, (હવે) આસુરને વિષે મારૂં (કહેવું) સાંભળ.

(૭) આસુર લોકો પ્રવૃત્તિને, કે નિવૃત્તિને, (તેમના વિવેકને) સમજતા નથી; એમનામાં પવિત્રતા, કે (શુદ્ધ) આચાર, તેમજ સત્ય, જણાતાં નથી. (૮) તેઓ એમ કહે છે કે, જગત અસત્ય–જૂઠું જ,(એટલે) પ્રતિષ્ઠા વગરનું, અને ઈશ્વર વગરનું, (કે) પરસ્પરે (કાર્યકારણની પરંપરાના નિયમે) થએલું નહીં, એવું છે. (ત્યારે) એ બીજે શે (અર્થે) હોય? (એ તો આપણા ભોગને જ અર્થે છે.

---

(૫) હવે ઉભય સંપત્તિનાં કર્મ અને ફળ બતાવે છે.

(૭) સર. ગી. ૭. ૧૩.

(૮) શ્રી.તેલંગ આ શ્લોકનું ભાષાન્તર આવું કરે છે. " They say the universe is devoid of truth ( Contains nothing that is entitled to belief as the Vedas), devoid of fixed principle ( no principle based on virtue and vice in the Government of the world ), and devoid of a ruler, produced by union ( of male and female ) caused by lust ( they do not believe in any unseen cause but say the lust of mankind is the cause of universe ), and nothing else. "

"**अपरस्परसंभूत**"માંનું પરસ્પરત્વ તે અન્યોન્યાશ્રય છે;તેજ"હેતુફલ" ન્યાય છે, અથવા "કાર્યકારણ" સંઘાત છે, જે આ માયિક જગતનો નિયામક ઇશ્વરી સ્વભાવ થાયછે,તેનાથી ઉત્પન્ન થએલું નહીં,એવું 'અપરસ્પરસંભૂત' જગત છે,એમ તેઓ માને છે. કારણ કે,ઇશ્વરને જ તેઓ માનતા નથી, તેમજ આવા કાર્યકારણરૂપે જણાતા તેના નિયામક સ્વરૂપને પણ

(૯) એ ટુંકી બુદ્ધિવાળા આવી દૃષ્ટિનો આશ્રય કરીને નષ્ટાત્માઓ (થાય) છે,અને (પછી) એવા જગત્‌ના શત્રુઓ (જાણે) એનો ક્ષય કરવા જ ઘોર કર્મ કરનારા પાકી ઉઠે છે. (૧૦) નહીં પૂરાય એવી કામનાનો આશ્રય કરીને, દંભ, માન, અને મદે ભરેલા મોહથી ખોટા નિશ્ચયોને પકડી રાખીને અપવિત્ર કર્મોમાં પ્રવર્તે છે. (૧૧) અપાર, અને પ્રલયના અંત સુધીની (અનંત) ચિંતાને ઉપાસનારા, કામનાઓનો ઉપભોગ એજ પરમ શ્રેય છે એવા નિશ્ચયવાળા, (૧૨) (તેથી) સેંકડો આશાના બંધોથી બંધાયલા, અને કામ-ક્રોધ પરાયણ (મૂઢો) કામભોગાર્થે અન્યાય કરી-

---

તેઓ માનતા નથી.તેથી એને તેઓ જગત્‌ના નિયામક કારણ તરીકે સ્વીકારતા નથી.આજ અર્થ અમને સુંદર,અને ગીતાનો સ્પષ્ટ ઉદ્દેશ્ય અર્થ સમજાય છે.શ્રી તેલંગનો અર્થ બરાબર ઘટી શકે તેવો નથી. વળી પરસ્પરસંભૂત ના "અભાવ"વાળું એટલે '**अपरस्परसभूतं**' એમ ગીતામાં કહ્યું છે, છતાં '**अ**' નો લોપ કરીને જાણે પરસ્પરસંભૂતં જ હોય અવો અર્થ થાય છે, એ કેમ ઘટે ? વળી **किमन्यत्**નો અર્થ "and nothing else"એવો કરે છે, તે પણ યોગ્ય લાગતો નથી. આવાં અનેક કારણથી અમારો અર્થ સરળ છે એમ જણાય છે. પ્રત્યક્ષ એકલાજ પ્રમાણને સ્વીકારતા નાસ્તિક ચાર્વાકોનો મત અહીં જણાવ્યો છે.

(૯) છાંદો. ૮. ૮. (૪–૫).

અહીંથી ભોગના જ પ્રયોજન વાળી આસુરી પ્રવૃત્તિનો અનર્થ ભગવાન કહી બતાવે છે.

દૈવી પ્રકૃતિવાળાની દૃષ્ટિએ જગત્‌નું આ બધું દૃશ્ય,અજ્ઞાનીની ભોગેચ્છાએજ થએલું છે, છતાં, એ ભોગેચ્છાને ઈશ્વરે જ આત્માભિમુખ કરતા નિશ્ચિત કાર્યકારણ સંઘાતમાં દોરતાં, એવી ભોગેચ્છાનો પણ પરિત્યાગ કરાવીને જ, સ્વરૂપમાં ભેળવવાના પ્રયોજન વાળું છે. તેથી જ આ દૈવી અને આસુરી દૃષ્ટિમાં અત્યંત ભેદ છે.

(૧૦–૧૬) આ જ તામસ બુદ્ધિનો વિનાશક નિશ્ચય. જુવો. ગી.૧૮. (૩૦–૩૨) જ્યોતિ.

ને ધનનો સંચય કરવા મથે છે. (૧૩) આજે મેં આટલું લીધું ! (કાલે) મારો આટલો મનોરથ પુરો કરીશ. આટલું તો છે, અને વળી આટલું બીજું ધન મને મળશે. (૧૪) આ શત્રુ તો મેં માર્યો,અને વળી આ બીજાને હું મારીશ.હું ઇશ્વર(નિયન્તા-રાજા) છું, હું ભોગવાળો છું, હું સિદ્ધ છું, હું બળવાન છું, હું સુખી છું. (૧૫) હું ધનવાન છું, હું બહુ માણસોવાળો (જથાવાળો) છું, મારા જેવો બીજો કોણ છે ? હું યજ્ઞ કરીશ, દાન આપીશ, અને મોજ કરીશ. આમ અજ્ઞાનથી મોહ પામેલા, (૧૬) અનેક પ્રકારે ચિત્ત ભમી ગએલા, (અને) મોહજાળથી વીંટાયલા કામ-ભોગમાં આસક્ત થતા (અસુરો) ગંદા નરકમાં જ પડે છે.

(૧૭) પોતાની જ બડાઇ (સંભાવના) કરતા, અક્કડ, ધનના માનથી મદે ચઢેલા, એવા તે (મૂઢો) દંભથી, અને શાસ્ત્રવિધિ છોડી દઇને નામના જ યજ્ઞો કરે છે. (૧૮) (અને) અહંકાર, બલ, દર્પ, કામ, અને ક્રોધના આશ્રિતો પોતાના અને પારકા દેહમાં (રહેલાનો) મારો જ વિદ્વેષ અને નિંદા કરે છે. (૧૯) એવા એ અશુભ, દ્વેષ કરનારા, અને ક્રૂર નરાધમોને સંસારોમાં હું સદા આસુરી યોનિઓમાં નાખું છું. (૨૦) જન્મોજન્મ આસુર યોનિને પામતા એ મૂઢો, હે કૌંતેય, મને નહીં પામતાં અધમ ગતિને જ પામે છે.

(૨૧) કામ, ક્રોધ અને લોભ રૂપી આવું ત્રણ પ્રકારનું

---

(૧૮) સર. ગી. ૨. ૩૦.

(૧૯) અસુર્યલોક માટે. સર. ઇશા. ૩.

(૨૧) ધનની તૃષ્ણા—કામના તે લોભ. આગળ આસુરી પ્રકૃતિવાળાની ધનલોલુપતા વર્ણવી છે, તેથી જ અહીં કામના કહ્યા છતાં લોભને પણ ઉમેર્યો છે. એમ કરી પૂર્વે કામ અને ક્રોધ,

નરકનું દ્વાર આત્માનો નાશ કરનારૂં છે. તેથી એ ત્રણેયનો તું ત્યાગ કર.

(૨૨) હે કૌંતેય, અજ્ઞાનના આવા ત્રણે દ્વારોમાંથી છુટેલો નર જ આત્માનું શ્રેય કરી શકે છે,અને પછી તે પરમ ગતિને પામે છે.(૨૩) (પણ) જે (આવી) શાસ્ત્રવિધિને છોડી દઇને ઇચ્છા પ્રમાણે વર્તે છે, તેને નથી થતી (કામનાની) સિદ્ધિ, કે નથી (મળતું)સુખ, કે નથી (મળતી)પરમ ગતિ.(૨૪) તેથી, કાર્ય કે અકાર્યની વ્યવસ્થામાં તારે શાસ્ત્રને જ પ્રમાણ ગણવું.(એટલે કે)

---

એ જ (ગી. ૩. ૩૭)માં બતાવ્યા હતા છતાં, અહીં આવાં જે ત્રણ દ્વાર બતાવ્યાં છે, તેમાં કાંઈ વિરોધ નથી.

યોગીની નિશ્ચળબુદ્ધિ–સ્થિતિમાં ભોગેચ્છાએ ભંગ પાડી વિભ્રમ કરનાર કામ ક્રોધાદિ નરકનાંજ દ્વાર કહેવાય છે, પરંતુ જડતામાંથી આગળ વધતાં પ્રાણીઓની સ્વાર્થતૃપ્તિમાં દોરતાં આ જ વૃત્તિઓ તેમને આત્મજ્ઞાન તરફ પણ વાળવામાં સહાયક થાય છે; તેથી આ કામક્રોધાદિ વૃત્તિઓની સર્વત્ર અવગણના નથી. તેથી જ ભગવાને ગી. ૩.(૨૬,૨૯.) માં અકૃત્સ્નવિદ્‌ની બુદ્ધિનેય સંમોહમાં નહીં જ નાખવા ઉપદેશ્યું છે.

પુણ્યપાપની વ્યવસ્થા તેથી પ્રત્યેક વ્યક્તિને અંગે સાપેક્ષ છે, નિરપેક્ષ નથી. રાગદ્વેષ જ્યાં સુધી મૂઢના આત્માનું સામર્થ્ય વધારવા ભણી રહે, ત્યાંસુધી એને અંગે તે દુર્ગુણ નથી. એટલો વખત પણ, જ્યાં સામાની એવી સામર્થ્યવર્ધક પ્રવૃત્તિમાં, પોતાના સ્વાર્થમાં અંધ બનીને તેવી વૃત્તિ અન્યાયી થઇને સામાને હાનીકારક થાય, ત્યાં તો સામાજીક દૃષ્ટિએ તે એક પાપ જ થાય. અને જ્યાં આત્માનો ઉદ્‌ઘાડ થયા છતાં, એટલે કે, ખીલવા જેવી બધી કળાઓ ખીલ્યા છતાં,રાગદ્વેષથી જ તે પ્રેરાય, ત્યાં તો તે એને પોતાને પણ હાનીકારક થતાં, એની સ્વાર્થદૃષ્ટિએ પણ, એક પાપ જ થાય છે. આવો આ પાપ-પુણ્યનો વિચાર સદા સાપેક્ષ જ છે.

(૨૪) જુવો. ગી. ૩.૧૯. અને ગી. ૬. ૧.

અહીં ભગવાન સ્પષ્ટ કહે છે કે, કર્મ કરવા યોગ્ય છે, કે કરવા

અહીં (વ્યવહારમાં) શાસ્ત્રવિધાને કહેલું કર્મ જ તારે (બરાબર) સમજીને કરવું યોગ્ય છે.

( દૈવાસુરસંપદ્વિભાગયોગ નામના સોળમા અધ્યાયનું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત.)



યોગ્ય નથી, તેના નિર્ણયને માટે શાસ્ત્રને જ પ્રમાણ ગણવું જોઇએ. ધર્મશાસ્ત્ર, એટલે દેશકાળને અનુસરીને ઇશ્વરી નિયમાનુસાર, કર્મ અને તેના પરિણામી ફળનો વિચાર કરીને, સ્વરૂપાનુસંધાનના પ્રયોજન વાળી લોકસંગ્રહની જ દૃષ્ટિએ કરેલો રાગદ્વેષ રહિત વિદ્વાનોનો આચરવા યોગ્ય કર્મોનો નિર્ણય. જુવો. ગીતા. ૧૭. ૧. ની જ્યોતિ.

( દૈવાસુરી સંપતની 'જ્યોત' સમાપ્ત. )

## અધ્યાય ૧૭.

### (ત્રિગુણી શ્રદ્ધા)

(૧) (અર્જુન૦) હે કૃષ્ણ, શાસ્ત્રવિધિને છોડી કેવળ શ્રદ્ધાયુક્ત થઈને યજ્ઞાદિ કરે છે તેમની કેવા પ્રકારની નિષ્ઠા (બુદ્ધિસ્થિતિ) હશે? સાત્વિક, રાજસિક, કે તામસિક ?

(૨) (ભગવાન૦) દેહીઓની એવી સ્વાભાવિક શ્રદ્ધા ત્રણ પ્રકારની હોય છે, સાત્વિકી, રાજસી, તામસી; તેમને વિષે(હવે)તું સાંભળ. (૩) હે ભારત, સત્વ(અંતઃકરણ)ને અનુરૂપ

---

(૧) કાર્ય કારણના નિયમોની સંપૂર્ણ ખાતરી કરીને શાસ્ત્રનાં વિધાનો રચાયાં હોય છે; એટલે જે પુરુષ આવાં વિધાનો અનુસાર કર્મ કરે છે, તેને તો શાસ્ત્રે બતાવેલાં ફળ પ્રાપ્ત થાય છેજ. અને તેથી એવા સંપૂર્ણ જ્ઞાનથી જે પ્રવૃત્ત થાય છે તેનો ઉદય પણ સરળ અને નિશ્ચિત છે. પરંતુ ઘણાક પુરૂષોને શાસ્ત્રનું જ્ઞાન હોતું નથી, તેમજ તેમની પ્રવૃત્તિ શાસ્ત્રે બતાવેલા વિધાન પ્રમાણે પણ હોતી નથી, છતાં કેવળ તેને એક ધૂન જ લાગી હોય તેમ કોઇનું કાંઈ સાંભળ્યા વગર, જાણે આમ જ ખરૂં છે, એવી અંધ, એટલે બુદ્ધિથી નહીં દોરાયલી, એવી શ્રદ્ધાએજ કાર્યમાં મંડેછે, તેમના મનની સ્થિતિ સમજવાને અર્જુને અહીં આવો પ્રશ્ન કર્યો છે. કાર્યકારણની ચોકકસ શોધ કરીને જગત્‌માં પ્રવર્તતા ઈશ્વરી નિયમને પ્રકટ કરતી, ગમે તે કાળની કે દેશની, વિદ્યાને શાસ્ત્ર જ કહેવાય છે: આપણી અહીંની જ એમ નહીં. આવું શાસ્ત્ર જ્યારે લોકસંગ્રહની જ દૃષ્ટિએ કર્મ–અકર્મનો નિર્ણય કરે, ત્યારેજ તે ધર્મશાસ્ત્ર કહેવાય છે.

(૩) અહીં શ્રદ્ધાનો અર્થ માત્ર પ્રકૃતિને અનુકૂળ મનોવૃત્તિ વાળી ધૂન-નિશ્ચય-ખાતરી જ છે.જેવી જેની સત્વ,રજસ,કે તમસ્‌આત્મક બુદ્ધિ–અંતઃકરણ હોય છે, તેને અનુસાર તેની સ્વાભાવિક શ્રદ્ધા બંધાય છે. શ્રદ્ધાની આવી શક્તિનું દૃષ્ટાન્ત તૈ. ૨. ૬. ૧.માં શ્રુતિએ પ્રકટ કર્યું છે.આવી સ્વાભાવિક શ્રદ્ધા તો પુરૂષની પ્રકૃતિને અનુસાર જ થાય. કારણ કે,મનની સર્વે ક્રિયાઓ બુદ્ધિને અનુરૂપ જ થયા કરે છે. શ્રદ્ધામાં કર્મની આગળ

જ અધ્યાયની શ્રદ્ધા થાય છે, (તેથી જ) આ પુરૂષ શ્રદ્ધામય

પાછળ કોઈપણ વિચારની શ્રેણી બુદ્ધિમાં તે વખતે પ્રકટ થતી દેખાતી નથી, છતાં, એની દિશા તો સ્પષ્ટ પોતાની પ્રકૃતિ અનુસાર જ અંકાયલી રહે છે. પણ ઘણી વખત શ્રદ્ધા અસ્વભાવિક પણ હોય છે. ત્યારે, તેમાં રાગદ્વેષ ભળેલા હોઈને બુદ્ધિના સ્વાભાવિક આવિર્ભાવમાંથી પુરૂષને ખસેડી નાખી કામથી વિહ્વલ કરતાં તેને તે અવળે રસ્તે પણ ચઢાવી દે છે. જુવો. ગી. ૪. ૪૦. જ્યોતિ.

કેટલાક આવી સ્વાભાવિક શ્રદ્ધાને, તે અંતઃકરણની પ્રેરણા હોવાથી ઇશ્વર–આજ્ઞા ( Voice of Conscience ) છે, એમ માની તેને તાબેજ થવાનો, અને બીજાને તેમ કરવાનો બોધ કરે છે. આવી માન્યતા ખોટી છે, એમ આ ગીતાના જ બોધથી સ્પષ્ટ થાય છે.કારણ કે શ્રદ્ધા, સ્વાભાવિક હોય તોપણ તે, પ્રકૃતિને અનુસારજ થાય છે. તેથી તેને પ્રકૃતિનીજ આજ્ઞા માની શકાય, ઇશ્વરની નહીં. તેથીજ સાત્વિક પ્રકૃતિવાળાની એવી શ્રદ્ધા રાજસી વૃત્તિવાળાની શ્રદ્ધાથી જૂદાજ પ્રકારની હોય છે;અને તે બન્નેય વળી તામસી પ્રકૃતિવાળાની શ્રદ્ધાથી તો ઘણે અંશે વિરૂદ્ધ જ હોય છે. એટલે કે, જે વસ્તુ એકને સત્ય મનાય, તે બીજાને અસત્ય લાગે; એકને જેના ઉપર પ્રીતિ થાય, તે બીજાને જોવીય ના ગમે; જેને માટે એક મરવા તૈયાર થાય, તેને મારવામાં જ બીજો પ્રવૃત થાય. એટલે ત્રણેય પ્રકારની આવી વિરોધી શ્રદ્ધામાં ઇશ્વરની આજ્ઞા માનીને તેને શરણે થવાનું કહેતાં તો, લોકનો સંગ્રહ થવાને બદલે સમાજમાં રાગદ્વેષ વધતાં જગતનો નાશ જ થાય. જો પ્રકૃત્તિ અનુસાર પ્રકટતી શ્રદ્ધાને તેવી પ્રકૃતિવાળાને અંગેજ તેને ઇશ્વરી આજ્ઞા માનીએ, તો એવી એક પણ પ્રવૃત્તિ–સારી, કે નઠારી–જગત્માં નથી, કે જેને ઇશ્વરી આજ્ઞા માન્યા વગર ચાલે. કારણ કે, પ્રેરણા માત્ર મૂળે તો ચૈતન્યનો જ આવિર્ભાવ છે. પણ એમ કરતાં તો જડતાની આજ્ઞાને પણ શુદ્ધ ચૈતન્યની આજ્ઞા કહીને શ્રદ્ધાળુ જગત્ને ઠગવાનું જ થાય. વળી જ્યાં સ્વાભાવિક શ્રદ્ધામાં રાગદ્વેષ ભળતાં તે અસ્વાભાવિક થાય છતાં, અજ્ઞાનતાએ એને ઇશ્વરી જ આજ્ઞા મનાય, અને જગતના દુઃખનો પારજ રહે નહીં. અને જગત્ની ધર્માન્ધ પ્રવૃત્તિઓમાં જ્યાં મારોજ ધર્મ ખરો અને તારો ખોટો, મારૂંજ કહેવું ખરૂં અને તારૂં

**(કહેવાય) છે. જેવી શ્રદ્ધાવાળો જે (થાય) છે, તેવો જ તે છે.**

**(૪) સાત્વિક (શ્રદ્ધા)વાળા (જનો) દેવોને પૂજે છે, રાજસિક-વાળા યક્ષ–રાક્ષસોને, અને બીજા તામસી(શ્રદ્ધા)વાળા જનો ભૂત પ્રેતોને (પૂજે છે). (૫) જે જનો શાસ્ત્રે વિહિત નહીં કરેલાં એવાં ઘોર તપો તપે છે, તેઓ દંભ અને અહંકાર વાળા, (અને) કામ-રાગના બળે ભરેલા એવા, (૬) બુદ્ધિહીન પુરૂષો શરીરમાં રહેલાં ભૂતસમુદાયને સંતાપે છે, અને વળી એ શરીરની અંદર રહેલાને મને પણ (કષ્ટ દે છે), તેમને તું આસુર નિશ્ચય(શ્રદ્ધા)વાળા જાણ.**

---

ખોટું, એવા વિચારો પ્રસરે, ત્યાં પ્રજાઓની હાડમારી ચાલુ જ રહે, અને ઇતિહાસમાં વારંવાર દેખાયું છે તેમ, લાખો મણ લોહીથી પૃથ્વીને રંગીને ઇશ્વરના જ નામે એની સૃષ્ટિની પાયમાલી જ કરવામાં આવે ! આટલા ઉપરથી સમજાશે કે માણસને એની શ્રદ્ધા (Consceience) પ્રમાણે વર્તવાનો, કે બીજાને તેમ વર્તાવવાનો હક છે એવો સિદ્ધાન્ત અજ્ઞાનજન્ય છે, તેમજ સમાજને હાનીકારક હોઇને તે વ્યક્તિને પોતાને માટે પણ હિતકર નથી, તેથી તેને ત્યજવા જ યોગ્ય છે.

વળી ચિત્તવૃત્તિ કામક્રોધથી ક્યારે પ્રેરાય છે, કે પ્રકૃતિએ જ સ્વાભાવિક એની પ્રેરણા ક્યારે થાય છે, તેનો, સાધારણ રીતે, નિર્ણય કરવો મુશ્કેલ છે. તેથી પંડિતો આવી માત્ર શ્રદ્ધાની પ્રેરણા ઉપરજ આધાર નહીં રાખતાં, નિર્મળ બુદ્ધિએ જ દોરેલા પોતાના કે શાસ્ત્રે બતાવેલા માર્ગમાં જ પ્રવૃત્ત થાય, ત્યાં તેને ઇશ્વરે જ બતાવેલો માર્ગ ગણાય છે, બીજે પ્રસંગે નહીં. કારણ કે, રાગદ્વેષ રહિત થઇને જ્ઞાનવાન થતો જીવભાવ તે,જરૂર,'સ્વ'એટલે ઇશ્વરભાવમાં જ આરૂઢ થાય છે.જુવો શાકુંતલ.૧.૨૦.

(૪) આવો જ્યાં બુદ્ધિના અંકુશનો કે શાસ્ત્ર નિર્ણયનો પણ આશ્રય ના હોય, અને વળી જ્યાં રાગદ્વેષનો વેગ પુરૂષને અવળે માર્ગે દોરતો ના હોય, ત્યાં જેવી એની વૃત્તિ થાય, જેમાં એની પ્રીતિ-બંધાય, જેમાં એને આકર્ષણ થાય, જે એને ગમે, અથવા એને સુખી કરે, તે સર્વ વૃત્તિઓ અથવા કર્મો એની પ્રકૃતિને–સ્વભાવને જ પ્રકટ કરે છે; કારણ કે, તેમાં જ એનો સ્વભાવ નિરંકુશ પ્રવર્તે છે. એની આવી શ્રદ્ધાએ જ,એના આત્માની કોટિ ઉંચી છે કે નીચી, તે પણ પરખાય છે.

(૭) બધાયનો પ્રિય આહાર પણ ત્રણ પ્રકારનો હોય છે. તેજ પ્રમાણે (તેમનાં) યજ્ઞ, તપ, અને દાન પણ (ત્રણ પ્રકારનાં) છે. તેમના આવા ભેદને વિષે (હવે) તું સાંભળ.

(૮) આયુષ્ય, બુદ્ધિ, બળ, આરોગ્ય, (માનસિક) સુખ, અને રૂચીને વધારનારા એવા (ઘૃતાદિ)રસોવાળા, સ્નેહ(તેલ) વાળા, પોષક, અને હૃદયને આનંદ કરનારા આહારો સાત્વિક(બુદ્ધિ)ને પ્રિય હોય છે. (૯) (અતિ) કડવા, ખાટા, ખારા; અતિ ગરમ, તીખા, રૂક્ષ (નિરસ), અને દાહક એવા દુઃખ, શોક, અને વ્યાધિને કરનારા આહારો રાજસી(બુદ્ધિ) ને પ્રિય હોય છે. (૧૦) વાસી (ટાઢું) થઇ ગએલું, રસવગરનું, ગંધાતું, અને રાતવાસી પડી રહેલું, વળી ઉચ્છિષ્ઠ અને અપવિત્ર, એવું ભોજન તામસી(બુદ્ધિ)ને પ્રિય હોય છે.

(૧૧) યજ્ઞ કરવો જ જોઇએ, એવું મનમાં ધારીને ફળની આકાંક્ષા રાખ્યાવગરના પુરૂષથી જે શાસ્ત્રવિધિએ બતાવ્યાપ્રમાણે યજ્ઞ (કર્મ) થાય છે, તે સાત્વિક છે. (૧૨) પણ હે ભરતશ્રેષ્ઠ, ફળને મનમાં ધારીને, અને વળી દંભાર્થે પણ, જે યજ્ઞ કરાય છે, તેને તું રાજસ યજ્ઞ જાણ. (૧૩) શાસ્ત્ર વિધિરહિત, અન્નદાન હીન, મંત્ર હીન, કે દક્ષિણા વગરનો, એવો શ્રદ્ધારહિત કરેલો યજ્ઞ તામસ (યજ્ઞ) કહેવાય છે.

---

(૭) જુવો. છાં. ૭. ૨૬. ૨. અહીંયાં વળી, આવા શ્રદ્ધાળુની આહાર વિહાર ઉપર થતી સ્વાભાવિક પ્રીતિ પણ આવા ત્રણ ગુણ વાળી જ હોય છે, એમ ભગવાન બતાવે છે.

(૮-૧૦) આ શ્લોકોમાં આહારના વિભાગને બતાવ્યા છે.

(૧૧-૧૩), યજ્ઞયાગાદિમાં સ્વાભાવિક પ્રીતિના ત્રણ ગુણવાળા વિભાગ બતાવે છે. નિરાસક્ત યજ્ઞકર્મના અહીંના બોધ સાથે વાંચો ગીતા. ૧૨. ૧૧. જ્યોતિ.

(૧૪) દેવનું, દ્વિજનું, ગુરૂનું, અને જ્ઞાનીનું પૂજન, (શારીરિક) શૌચ, અને (હૃદય) સરળતા, બ્રહ્મચર્ય, અને અહિંસા, એટલાં શારીરિક તપ કહેવાય છે. (૧૫) કોઇનેય ઉદ્વેગ કરાવે નહીં એવું, સત્ય અને પ્રિય, તેમજ હિતકર વચન, તેમજ સ્વાધ્યાય–વેદાભ્યાસ: એટલું વાણીનું તપ કહેવાય છે. (૧૬) મનની પ્રસન્નતા, સૌજન્ય, મૌન (ઓછું બોલવું), આત્મસંયમ, અને ભાવની સંપૂર્ણ શુદ્ધિ: એટલું માનસ તપ કહેવાય છે.

(૧૭) ફળની આકાંક્ષા રહિત એવા યુક્તનરો(યોગીઓ)એ પરમ શ્રદ્ધાથી કરેલું આવું ત્રણ પ્રકારનું તપ તે સાત્વિક કહેવાય છે. (૧૮) સત્કાર, માન, કે પૂજા અર્થે, કે દંભ ખાતર કરેલું જે એવું તપ હોય, તે રાજસ કહેવાય છે; (અને) તે નાશવાન, અને ચલિત છે. (૧૯) મૂર્ખ આગ્રહથી જ આત્માને પીડીને, કે પારકાને હાનિ કરવા અર્થે, જે તપ કરાય છે તેને તામસ (તપ) કહેવાય છે.

(૨૦) દાન કરવું જ જોઇએ એમ ધારીને યોગ્ય દેશ, કાળ, અને પાત્ર વાળા અનુપકારિ જનને જે અપાય, તેને સાત્વિક દાન કહ્યું છે. (૨૧) પણ જે પ્રત્યુપકારાર્થે, કે પછી તેના ફળની આશાએ, કે ક્લેશ કરીને અપાય, તેવા દાનને રાજસ દાન કહ્યું છે. (૨૨) અયોગ્ય દેશકાળે અને કુપાત્રોને જે દાન સત્કાર વગર કે તિરસ્કાર કરીને અપાય છે, તેવા દાનને તામસ દાન કહ્યું છે.

(૨૩) 'ૐ, તત્, સત્,' એવો બ્રહ્મનો ત્રિવિધ નિર્દેશ

---

(૧૪–૧૯) તપના પ્રકારોનું અહીં વર્ણન આપ્યું છે.

(૧૫) વાણીના તપને માટે જુવો મનુ. ૪. ૧૩૮.

(૨૦–૨૨) દાન પણ ત્રણ પ્રકારનાં હોય છે એમ સમજાવે છે. સર. તૈત્તિ. ૩. ૧૦. ૧.

(૨૩) "ૐ તત્ સત્"નું શાસ્ત્રવિધાન અહીં પ્રકટ કર્યું છે.

કહ્યો છે. પૂર્વે બ્રહ્માણો, અને વેદો, અને યજ્ઞો તેનાથી વિહિત કરાતા-આરંભાતા.(૨૪) તેથી જ, 'ૐ' એમ બોલીને જ શાસ્ત્રવિધિએ બતાવેલી બ્રહ્મવાદીઓની યજ્ઞ, દાન, અને તપની ક્રિયાઓ સદા(હંમેશ)પ્રવૃત્ત કરાય છે. (૨૫) "તત્" એમ બોલીને ફળની ઇચ્છા ધાર્યા વગર મોક્ષની ઇચ્છાવાળાઓએ વિવિધ યજ્ઞ અને તપ ક્રિયાઓ તેમજ દાન ક્રિયાઓ કરાય છે. (૨૬) સદ્(અસ્તિત્વ)ભાવે, અને સાધુભાવે "સદ્," એમ એ (સદ્ શબ્દ)નો પ્રયોગ થાય છે. તેમજ હે પાર્થ, પ્રશસ્ત કર્મમાં પણ 'સદ્' શબ્દ જોડાય છે. (૨૭) (તેમ) યજ્ઞમાં, તપમાં અને દાનમાંની સ્થિતિ(સ્થિરતા–શ્રદ્ધા)ને 'સદ્' એમ કહેવાય છે, અને તેને અર્થે કરાતું કર્મ પણ 'સદ્' એમ જ કહેવાય છે. (૨૮) શ્રદ્ધા વગરનું હોમેલું, આપેલું, તપ તપેલું, કે જે કાંઇ કરેલું હોય તે (બધું) 'અસદ્' એમ કહેવાય છે. હે પાર્થ, અહીંથી (મરી) જઇને તે આપણું (ઇષ્ટ ફળને આપનારૂં) થતું નથી.

(શ્રદ્ધાત્રયવિભાગયોગ નામના સત્તરમા અધ્યાયનું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત.)

---

(૨૬) સર્વનું મંગળસૂચક સદ્રુપ આત્મતત્વ સર્વને પ્રિય છે; અને તેથી જ 'સદ્' શબ્દ સર્વત્ર શુભવાચક થઇ રહ્યો છે. શ્રદ્ધાએ એટલે પ્રકૃતિ અનુસાર કરેલા સ્વાભાવિક કર્મનેજ તેથી ધર્મ કહેવાયછે, કારણ કે તેમાં સદ્નો શુભ પ્રકાશ છે. આવાજ કર્મનું ફળ સારૂ આવે છે. તેથી જ ગીતા ૩.૩૫.માં સ્વધર્મનુંજ સેવન કરવાનું ભગવાને કહ્યું છે.

( ત્રિગુણી શ્રદ્ધાની જ્યોતિ સમાપ્ત. )

# અધ્યાય ૧૮.

## (સંન્યાસયોગનો ઉપસંહાર)

(૧) (અર્જુન૦) હે મહાબાહો હૃષીકેશ, સંન્યાસનું તત્વ જાણવાની મને ઈચ્છા છે, તેમજ હે કેશિનિષૂદન, (ફલ) ત્યાગનું પણ (તત્વ હુવે,) ફોડ કરીને (સમજવા ઇચ્છુ છું.)

(૨) (ભગવાન૦) કામ્ય કર્મોનેય છોડી દેવાં તેને (કેટલાક) કવિયો સંન્યાસ એમ સમજે છે, અને સર્વે કર્મોનાં ફળના જ પરિત્યાગને વિચક્ષણ પુરૂષો (યોગીઓ) ત્યાગ કહે છે. (૩) (વળી) કેટલાક વિચારકો કર્મ માત્રને દોષની પેઠે ગણી ત્યજી જ દેવું એમ કહે છે; તો બીજા કેટલાક યજ્ઞ, દાન, તપાદિ કર્મોને નહી છોડી દેવાં એમ (કહે છે).

---

(૧) અર્જુનનો આવો પ્રશ્ન સંન્યાસયોગના ગીતાના પરમબોધનો જાણે પુનઃ ફોડ કરીને ઉપસંહાર જ કરી જવા ભગવાનને આ છેલ્લા અધ્યાયમાં પ્રેરે છે.

(૨) "કામ્ય" કર્મો એટલે શાસ્ત્રવિહિતફળની અપેક્ષાએ ઈચ્છવા યોગ્ય કર્મો તે. તેમનેય પણ છોડી જ દેવાં તેને કેટલાક 'સંન્યાસ' કહે છે. આમાં ભોગથી કંટાળીનેજ ફળને છોડી દેવાની ઈચ્છા થતાં, કર્મનેય છોડી દેવાનું ધ્યેય છે. ફળની અપેક્ષાએ કરવા જેવાં, અને નહીં પણ કરવા જેવાં, એવાં તમામ કર્મોને તેમના ફળને જ છોડી દઇને કર્મોને કરવામાં ઉદાસીન રહેવું, એવું આ શ્લોકના બીજા ચરણની દૃષ્ટિમાં સૂચન છે. આ શ્લોકમાં ફળની અપેક્ષાએ સંન્યાસના આવા બે અભિપ્રાય કહ્યા.

(૩) આમાં કર્મની જ અપેક્ષાએ સંન્યાસના બે મતો બતાવે છે. એકમાં બધાંય કર્મ દુખદ છે તેથી તેમને છોડી જ દેવાં. અને બીજા મતમાં તે દુખદ હોય છતાં તપ, યજ્ઞ, દાનાદિ તો નહીં જ છોડવાં, એવો અભિપ્રાય છે.

ભગવાનનો સંન્યાસ વિષે આ ચારેય મતથી વિલક્ષણ અભિપ્રાય છે તેને હવે એ પોતે હેઠળ પ્રકટ કરે છે.

(૪) હે ભરતસત્તમ, એવા ત્યાગને વિષે (હવે) મારો જે નિશ્ચય છે તેને તું સાંભળ. કારણ કે, હે પુરૂષવ્યાઘ્ર, ત્યાગ પણ ત્રણ પ્રકારનો કહેવાય છે. (૫) યજ્ઞ, દાન, તપાદિ કર્મને ત્યજવાં નહીં; એતો કરવાં જ. (કારણ કે) યજ્ઞ, દાન, અને તપ એ મનુષ્યોને પાવન કરનારાં છે. (૬) એવાં કર્મોનેય પણ, હે પાર્થ, (તેમનામાં) સંગ (આસક્તિ) અને ફળને ત્યાગીને જ કરવા યોગ્ય છે; એવો મારો નિશ્ચિત મત છે.

---

(૪) જુવો. ગી. ૨. (૪૭–૪૮). અહીં કર્મોના ત્યાગને વિષે ભગવાન પોતાનો નિશ્ચિત મત પ્રકટ કરે છે, કે સર્વ કર્મોને પુરૂષે પોતાની પ્રકૃતિને અનુસાર કરવાં જ જોઇએ. માત્ર તેમના ફળમાં જરાય આસક્તિ રાખ્યા વગર એવા ધર્મ્ય કાર્યમાં પ્રવૃત્ત રહેવું. ફળનો ત્યાગ તેજ ખરો સંન્યાસ છે; કર્મનો નહીં. સન્યાસને બરાબર સમજાવવા ભગવાન ત્યાગનો આવો ફોડ પાડીને અર્જુનને ઉપદેશ કરે છે. જુવો. ગી ૨. (૪૭–૪૮) જ્યોતિ. ફળનો ત્યાગ કરતાં કર્મ વિશુદ્ધ જ થાય છે.

એટલે ગીતાનો મત બીજા શ્લોકમાંના પહેલા મતમાં કામ્યકર્મોનેય છોડી દેવાની વિરૂદ્ધ છે. અને બીજા મતમાં સર્વ કર્મોમાં ફલના ત્યાગની સાથે આવી જતી કર્મ ત્યાગની આસક્તિની વિરૂદ્ધ છે. કારણ કે પ્રકૃતિએ થતાં ધર્મ્ય કર્મ તો કરવાં જ, એવો ભગવાનનો મત છે. કૃષ્ણનો મત ત્રિજા શ્લોકમાંના પહેલા મતથી વિરૂદ્ધ છે; અને બીજા મતમાં યજ્ઞ, તપાદિને કરવાં જ, પણ તેમના ફળમાં આસક્તિ છોડીને, અને દુઃખની ભાવનાથી નહીં, એટલી ગીતાના મતમાં વિશેષતા છે.

(૬) એવાં કર્મોને'ય' પણ એમ કહી ભગવાન પોતે એમ સૂચવે છે કે, એ અને બીજાંય જે કર્મ કરવા યોગ્ય હોય, તે સર્વના ફળનો ત્યાગ કરીને, તેમાં આસક્તિ રહિત બનીને, આચરવાં જ; ત્યાગવાં નહીં. અહીં બીજા અને ત્રિજા શ્લોકોના છેલ્લા અભિપ્રાયોને પ્રથમ તપાસે છે, અને તેમાં પોતાના અભિપ્રાયે આવશ્યક વિવેકને પ્રકટ કરે છે.

(૭) પણ (પ્રકૃતિએ) નિમેલાં, (नियत) કર્મોનો સંન્યાસ કરવો યોગ્ય નથી જ. (તેથી) મોહથી એમનો કરેલો પરિત્યાગ તામસિક જ કહેવાય છે. (૮) કર્મ એ દુઃખ રૂપ જ છે એમ ધારી, કાયાને ક્લેશ થશે એવા ભયથી, જે એ(કર્મ)ને ત્યજી દે છે, તેને એવો રાજસ ત્યાગ કર્યાથી ત્યાગનું ફળ મળતું નથી. (૯) હે અર્જુન, જે (સ્વાભાવિક ધર્મે) નિમેલું કર્મ છે તે કરવા જ યોગ્ય છે, એમ ધારીને (તેમાં મમતાવાળો) સંગ અને ફળ (આસક્તિ) છોડીને તે કરાય છે, (ત્યાં) એવો ત્યાગ સાત્વિક મનાય છે.

---

(૭) શ્લોક ૪થી૬ સુધીમાં બતાવેલાં ધર્મ્ય કર્મોને આચરવાં જ, એમ પોતાનો દઢ નિશ્ચય છે, તેથી ભગવાન અહીં કહે છે કે, કર્મોને જે આમ મોહથી ત્યાગ કહીને છોડી દે છે, એવો તેમનો ત્યાગ તામસિક છે; તેથી તેમ નહીંજ કરવા યોગ્ય છે.

(૮) આ શ્લોક બીજા અને ત્રિજા શ્લોકોમાંના પહેલા અભિપ્રાયોને દૂષિત કરે છે. ફલત્યાગ તો સર્વમાં આવશ્યક છે. પણ પ્રકૃતિએ થતાં સ્વાભાવિક કર્મોનો ત્યાગ તો મોહથી જ કરાય છે, તેથી તેમનો ત્યાગ રાજસ છે. અને તે દુઃખ રૂપ છે, એવું માનીને કરેલો ત્યાગ નિષ્ફળ છે.

(૯) હવે આટલો વિવેક કરીને, આ શ્લોકમાં ભગવાન ત્યાગનો પોતાનો નિશ્ચિત સિદ્ધાન્ત પ્રકટ કરે છે. ત્યાગનો ખરો અર્થ કર્મનો ત્યાગ નથી, પણ કર્મના ફળમાં રહેતી આસક્તિનો જ ત્યાગ ખરો છે. અને તેવો ત્યાગ તો કરવા જ યોગ્ય છે.તેથી એવો જ ત્યાગ કરીને પ્રકૃતિએ નિર્માણ કરેલાં કર્મને કરતાં છતાં,ફળનો એવો ત્યાગ તેજ સાત્વિક, એટલે શ્રેષ્ઠ આચરવા યોગ્ય ત્યાગ છે. આજ ખરો સન્યાસ છે, એમ ભગવાનનો ઉપદેશ છે. ફળમાં આસક્તિ રાખવી કે ના રાખવી એટલામાં જ જીવનું સ્વાતંત્ર્ય છે, તેથી તેમાં અહંભાવનો ત્યાગ કરીને કર્મને થવા દેવામાં જ લોકસંગ્રહ કરતાં ઈશ્વરને અનુકૂળ થવાય છે. આજ વિવેક યથાર્થ છે. વાંચો ગીતા ૨. (૪૭–૪૮) જ્યોતિ. અને ગીતા ૩. ૮.

(૧૦) જે (પ્રકૃતિએ થતાં) અમંગળ કર્મનો દ્વેષ કરતો (ધિક્કારતો) નથી, કે મંગળ કર્મમાં આસક્ત થતો નથી, એવો સત્વમાં સ્થિર ઠરેલો, બુદ્ધિમાન, (અને) મુક્તસંશય, યોગી જ છે. (૧૧) કારણ કે, દેહવાળાથી કર્મોનો તો સર્વાંશે ત્યાગ કરી શકાતો જ નથી; પણ જે કર્મના ફળને ત્યાગનારો છે તેજ (ખરો) ત્યાગી છે, એમ કહેવાય છે. (૧૨) ઇષ્ટ, અનિષ્ટ, કે (બેયનું) મિશ્ર, એવું કર્મનું ત્રણ પ્રકારનું ફળ મરી ગયા પછી (ફળના) અત્યાગીને જ મળે છે, પણ (તે ફળના) સંન્યાસી (ત્યાગી)ઓને કદિ મળતું નથી. (તેથી તેઓ બંધથી મુકતજ છે.)

(૧૩) હે મહાબાહો, સર્વે કર્મોની (ફળ પર્યન્ત)

---

(૧૦) સર. ગી. ૨. ૪૮; ૩. (૪–૭); ૫. (૨; ૧૦), ૬. (૧, ૪.)

શ્લોક ૧૦ થી ૧૨ સુધીમાં ભગવાન કહે છે કે, સાત્વિક ત્યાગનો કરનારોજ ખરો ત્યાગી, પરમ યોગી, છે. અને તેથી તેજ ખરો સન્યાસી છે. અને આવા ત્યાગીને મરી ગયા પછી કાંઇ પણ કર્મનું ફળ મળતું નથી. આવો ફળનો ત્યાગી ના હોય તેવા 'અત્યાગી'ને તો કર્મનાં ફળ નિયમાનુસાર મળેજ છે. તેથી તે જ ફળનો ખરો અત્યાગી છે.

(૧૧) જુવો. ગી. ૨. (૪૭–૪૮) જ્યોતિ. અને ગીતા. અધ્યાય ૬. જુવો. ગી. ૩. ૭; ૧૩. ૩૦.

(૧૨) સર. કૌષી. ૧. ૪. ઇશા. ૨, ૩.

(૧૩) સાંખ્યશાસ્ત્રે બતાવેલાં કર્મનાં કારણો તપાસતાં ફળની સિદ્ધિમાં પુરૂષના કર્તાપણાનો અસંભવ બતાવે છે.કારણ કે, સિદ્ધિમાં દૈવાદિ અનેક અન્ય પ્રબળ કારણો આવે છે; જેથી ફળની સિદ્ધિ કેવળ પુરૂષના હાથમાંની વાત નથી. કૃતાન્ત એટલે સત્યનો જ્યાં અંત–નિર્ણય કરેલો છે, એવી વિદ્યા વાળું શાસ્ત્ર. એવા શાસ્ત્રને તેમાં વસ્તુને તપાસીને સત્ય શોધેલું હોવાથી 'સાંખ્ય' કહ્યું છે.

કર્મની સિદ્ધિમાં પાંચ કારણો બતાવ્યાં છે તે (૧) જે વસ્તુના ઉપર કર્મનો વ્યવહાર–ક્રિયા થવાની હોય તે ભૂમિકા–શરીર; અથવા

સિદ્ધિ અર્થે સાંખ્ય શાસ્ત્રમાં કહેલાં આવાં પાંચ કારણો મારી પાસેથી સમજી લે. (૧૪) (કર્મોનું) અધિષ્ઠાન (ભૂમિ), તેમજ કર્તા, પ્રત્યેક કરણ (ઇન્દ્રિયાદિ સાધનો), વિવિધ પ્રકારની (કર્તાની) પ્રત્યેક ચેષ્ટા (વ્યાપાર–આચરણ), અને તેમાં પાંચમું દૈવ (આવે) છે. (૧૫) શરીર, વાણી,કે મનથી જે જે કર્મનો નર આરંભ કરે છે તે ન્યાયી હોય કે અન્યાયી હોય ત્હોય, એના (પરિપાક)માં આ પાંચેય હેતુઓ (કારણો) હોય છે.

(૧૬) (વસ્તુ સ્થિતિ) આમ છતાં, જે (માણસ) ચોખ્ખી (સંસ્કૃત) બુદ્ધિના અભાવથી એકલા પોતાને જ (કર્મફળ-નો) કર્તા જુવે છે. (માને છે), તે દુર્મતિ (ખરૂં) નથી જ જોતો. (૧૭) જેને અહંકાર–ભાવ નથી, અને જેની બુદ્ધિ (આસક્તિથી) લેપાતી નથી, તે આ બધાય લોકોને માર્યા છતાં (કોઇને) મારતો નથી, કે (એવા કર્મથી) બંધાતોય નથી. (૧૮) જ્ઞાન, જ્ઞેય, અને પરિજ્ઞાતા, એમ ત્રણ પ્રકારે (જ-

---

કર્મનું અધિષ્ઠાન; જેમકે ઘડો કરવામાં મૃતિકા. (૨) કર્મને કરનારો જીવાત્મા. (૩) કર્મ કરવા માટે જોયતાં ઇન્દ્રિયો, ચક્ર, દંડાદિ સાધનો. (૪) વિવિધ પ્રકારની જીવાત્માની પ્રવૃત્તિ અથવા ચેષ્ટા, જે સાધનોને ભૂમિકા ઉપર લગાડીને તેને પ્રવૃત્ત કરે છે તે. (૫) અને આ બધુંય છતાં કાર્યની સિદ્ધિ થવા કે નહિ થવા દેવામાં દૈવ પણ એક પ્રબળ કારણ રહે છે. આ 'દૈવ' તે,કર્મ વખતે, ન સમજાય એવાં અનેક અચિંત્ય કારણોની પ્રવૃત્તિ છે.આમાં કર્તા એવા માણસનું કર્મ તો માત્ર જુજ ભાગે આવે છે, છતાં કાર્યનો કર્તા બનવામાં જો એ મનુષ્ય અહંકાર કરે, તો તે કર્મના આવા પરિપાકનું એનું અજ્ઞાન જ દેખાય છે.

(૧૬) જુવો. ગી. ૨. ૪૭. તેથી અહંકાર રહિત થઇને જ કર્મ કરવાનો ગીતામાં ઉપદેશ છે. વળી જુવો. ગી. ૨. ૧૯; ૩.૨૭; ૪. ૭; ૫. (૮–૧૧); ૧૩. ૨૯.

(૧૭) સર. ગી. ૨. ૧૯.

(૧૮) હવે કર્મની પ્રવૃત્તિમાં એક તો કર્મ કરવાને થતી આંતર

